# પ્રકટકર્ત્તાની નોંધ

પ્રસ્તાવના એટલે કે કંઇક વિદ્વત્તા પૂર્ણ લખાણુ, રસકસ વગરનું પાંડિત્યદર્શક કંઇક ટાહેલું, કિંવા કલમ, શાહી, કાગળ અને સમયનો નિરર્થક બગાડો એવો ભાવ સામાન્ય વાંચકોમાં વિસ્તરેલો જોવામાં આવે છે, અને તેથી પુસ્તક લખનારે ગમે તેટલી મેહનત લઇ પ્રસ્તાવનામાં કંઇક ઉપયોગી ચર્ચા કરી હોય, કંઇક નવીન વિચારો કે માર્ગો દર્શાવ્યા હોય, પોતાના કાર્યનો કંઇક હેતુ સૂચવ્યો હોય તોપણુ તે બિલકુલ વાંચવામાં આવતી નથી. પરિણામમાં પુસ્તક તૈયાર કરનાર કે કરાવનારના દૃષ્ટિબિંદુને બદલે વાંચક પોતાના હેતુનું લખાણપર આરોપણ કરે છે, વાંચે છે અને સાર ગ્રહણ કરે છે. સત્ય શોધનને માટે આ માર્ગ ગ્રહણ કરવા જેવો નથી. વાંચનારે લેખકના કે કહેનારના હૃદયમાં પ્રવેશીને વસ્તુ જોવી જોઇએ. અહીં એ સંબધી કંઇ પણ લાંબી ચર્ચા કરીને, મનોરંજનાર્થ આ પુસ્તક હાથમાં લેનાર વાંચકનો સમય ગુમાવવાની અમારી ઇચ્છા નથી, અને તેથી પ્રસ્તાવના જેવા ભયંકર નામનો ઉપયોગ અહીં કર્યો નથી.

ભારતલોકકથામાળા પ્રકટ કરવાનો વિચાર વાતના પ્રસંગમાં, બૃહત્ કાવ્યદોહન ભાગ આઠમો, અમારા સદ્ગત પિતાશ્રી ઇચ્છારામ તૈયાર કરતા હતા ત્યારે તેમને સ્ફૂર્યો હતો. "જેમ ગુજરાતના પ્રાચીન કવિઓનાં કાવ્યોનો સંગ્રહ કરવામાં આવે છે અને તે રીતે સાહિત્યની ભરતી થાય છે, તેમ હિન્દી જનસમાજમાં કર્ણુપરંપરાથી, ભાટચારણોનાં કથાનકો અને માણભટ્ટોના મુખેથી, તેમ જ ડોસીડગરાંના વાર્ત્તાલાપથી આજ સુધી જીવત રહેલી લોકકથાઓ, આખ્યાયિકાઓ, દૃષ્ટાંતોના ટુચકાઓ વગેરેનો સંગ્રહ કરવાથી પ્રાચીન રીતિરિવાજ, આચારવિચાર, નીતિરીતિ, ઐતિહાસિક, ધાર્મિક સાંસારિક, સામાજિક અને રાજદ્વારી જીવન વગેરે પર અજવાળું પાડનાર સાહિત્ય શું ભેગું થઈ ન શકે? શું તેવા સાહિત્યની ભાષામાં જરૂર નથી?" આવા પ્રશ્નોએ સદ્ગતને એ દિશામાં ધ્યાન દોડાવવાની પ્રેરણા કરી હતી, અને તેને માટે સાધન તૈયાર કરાવવા માંડ્યાં હતાં અને લખાણુ તૈયાર કરાવવા માંડ્યું હતું. એ લખાણુ આવાં લગભગ આઠનવ પુસ્તકો ભરાય તેટલું તૈયાર થયું છે, અને હજી તે લખાવવાનું ચાલુ જ છે. સચ્ચિદાનંદ પ્રભુની ઇચ્છાથી સદ્ગત પોતાની ઇચ્છાના પ્રથમ ફળરૂપ પ્રસ્તુત ગુચ્છને સ્થૂળ દૃષ્ટિએ જોઈ શક્યા નથી, પરંતુ આજે આ પુસ્તક પ્રકટ થતાં તેમના સાહિત્યપ્રેમી આત્માને સંતોષ થયા વિના તો નહિજ રહે.

કાવ્યનું સાહિત્ય ઘણેક અંશે લખેલું અને કેટલેક અંશે કંઠાગ્રસ્થ હોવાથી થોડેઘણે ભાગે એકસરખી ભાષામાં જેટલી સરળતાથી ઉપલબ્ધ થાય છે તેટલી સરળતાથી લોકકથાનુ સાહિત્ય સુપ્રાપ્ય નથી. આ સાહિત્ય કાગળપર બિલકુલ જ લખાયલું નથી એમ કહીએ તો ચાલે. ડોસીડગરાં, માણભટ, કથાકાર અને ભાટચારણોનાં મુખમાં આ સાહિત્ય હોવાથી એકનો એક જ વિષય નવનવી ભાષામાં અને નવનવા રૂપમાં સાંભળવામાં આવે છે. કેટલીક વાર કહેનાર મનુષ્ય પ્રસંગાનુસાર મૂળ કથામાં હેત્વારોપણ પણ કરી દે છે. એકના એક જ દુહા, છપ્પા, કવિત્ત, સવૈયા, છંદ, લાવણી, ટપ્પા વગેરે જૂદીજૂદી વાતોમાં સાંભળવામાં આવે છે. એકની એક જ વાત જૂદાંજૂદાં નામે સ્થળ અને સમયના રૂપાંતર સાથે સંભળાય છે. આવી સ્થિતિમાં ભાષાનો કોઈ નિર્ણય કરવો કે વસ્તુના સમય અને સ્થળનો નિર્ણય કરવો અતિ કઠિન થઈ પડે છે. કેટલીક વાર કયી વાતો સ્વીકારવી, કયી વાતોમાથી કેટલો ભાગ રાખવો અને કેટલો કાઢી નાખવો, એ પણ વિચારવું દુર્ગમ્ય થઈ પડે છે. કેટલીક વાર એવી પણ વાતો દૃષ્ટાંતમાં કહેવામાં આવે છે કે જે પ્રાચીન કાળના કોઇક ઇતિહાસપર કે સામાજિક કે નૈતિક કે રાજદ્વારી કે ધાર્મિક જીવનપર અજવાળુ પાડનાર થઈ પડે, માનસશાસ્ત્ર કે મનુષ્યોત્પત્તિશાસ્ત્ર કે વૈદ્યકશાસ્ત્રમાં કે વિજ્ઞાન કે હુન્નરકળાના શોધનકાર્યમાં માર્ગદર્શક કે અર્થસૂચક થઈ પડે. ક્રોધ, લોભ, મોહ, મદ, અને મત્સરની, દાન, દયા, ક્ષમા, ધૈર્ય, સાહસની ચમત્કારિક વાતો કહેવામાં આવે છે ત્યારે સ્વાભાવિક પ્રશ્ન થશે કે કામ જેવી વૃત્તિ કે જેને બીજી વૃત્તિઓ જેટલી અંકુશમાં રાખવાની જરૂર છે તેનું નવનવું સ્વરૂપ દર્શાવનાર વાતોનો, શુ અનીતિ ફેલાશે એવા ભયથી, ત્યાગ કરી દેવો? દાખલા તરીકે સિંહના પિંજરામાં, ભયાનક જંગલમાં, એરોપ્લેન, બાયોપ્લેન કે બલૂનમાં હનીમૂન–કેટલાક આપણી ભાષામાં જેને "મધુચંદ્ર" કહે છે તે–એટલે કે પ્રથમ રતિકેલિસુખાસ્વાદન કરવાની ઇચ્છા કરે છે એવી વાતો વાંચવામા અને સાંભળવામાં આવી છે. માણસના અંતરમાં આવી અસાધારણ ઇચ્છા જન્મવાનું કારણ શું હશે? કોઇક વાતોમાં આવી અનનુભૂત ઇચ્છાનુ પૃથક્કરણ કરી મૂળ શોધવામાં આવે, એ ઇચ્છાનો પ્રત્યક્ષ અનુભવ કરતાં માણસનાં મન અને શરીરપર થતી અસરોનું શોધન કરવામાં આવે તો શું તેવી વાતો સાહિત્યમાં મનુષ્યના જ્ઞાનનો વધારો કરનારી ન થઈ પડે કે? કે આવી વાતોને બીભત્સ કે અશ્લીલ કે અનીતિમય ગણીને દાબી દેવી કે શુ? અનીતિનો ફેલાવો કરવાની કે તેને કોઈ પણ રીતે ઉત્તેજન આપવાની અમારી ઇચ્છા નથી. જેમ અપરાધ

કરવાની વૃત્તિને શોધવાની વિદ્યાને "ક્રીમીનોલોજી" કહેવામાં આવે છે તેમ અમુક પ્રકારની કામવાસનાના શોધની વિદ્યાને "પેશનોલોજી" પણ કહે છે. ક્રીમીનોલોજીના અભ્યાસકો અપરાધના ઉત્તેજનમાટે તેનો શોધ કે વિચાર કરતા નથી, તેમ "પેશનોલોજી"નો અભ્યાસ પણ પેશન એટલે કામવિકારના ઉત્તેજનને માટે નથી. જેમ અનભ્યસ્ત બાળક દીવાને પકડવા દોડે છે, અગ્નિમાં હાથ ઘાલે છે કે સર્પને પકડે છે અને પોતાના શરીર કે જીવને જોખમમાં નાખે છે, પણ જ્ઞાન પ્રાપ્ત થતાં તે એ ભયાનક વસ્તુથી દૂર રહે છે; તેમ "પેશનોલોજી"ના જ્ઞાનથી શું માણસ તેની ભયંકરતાનો વિચાર ન કરે? અમારું તો માનવું એવું છે કે તે અવશ્ય કરશેજ. અમને તેથી અનીતિનો ફેલાવો થવાનો ભય નથી. એવો ભય તો માત્ર નિર્બળનેજ હોઈ શકે, અને ગુજરાતી પ્રજામાં જો એવાં નિર્બળ મનનાં ઘણાં મનુષ્યો હોય તો અમારે તેમની માનસિક ઉન્નતિમાટે હતાશ જ થવું પડે છે. ગુજરાતી પ્રજાની જો તેવી ઇચ્છા હોય તો ભલે તે અજ્ઞાનતાની મેવા સ્વીકારે. તેને માટે એટલુંજ કહેવુંજ બસ થશે કે "મન ચંગા તો કથરોટમેં ગંગા;" "To the mind of pure everything is pure".

આ ભારતલોકકથાસંગ્રહમાં ભાષા પ્રાચીન નથી, અને તેનું કારણ અમે ઉપર નિર્દિષ્ટ કરેલું છે. ભાટચારણ જે કથા પોતાના સ્મરણ-ભંડારમાંથી કાઢી મુખદ્વારા વર્ણવે છે, તેમની ભાષા કેટલેક અંશે વિકૃત, પરંતુ વીરરસાત્મક વિશેષ હોય છે, પણ કેટલેક સ્થળે તેમાં વિસંગતિનો દોષ અવશ્ય દેખાઈ આવે છે; વૃદ્ધ સ્ત્રીઓ જે કથાઓ કહે છે, તેમાં તેમની ભાષા બહુજ સાદી હોવા સાથે રસહીનતા પણ આવી જાય છે. અંગ્રેજીમાં જે લોકકથા વિષયક ગ્રંથો લખાયા છે, તેમાંથી વિસંગતિ અને ભાષાવિકૃતિ જેવા દોષો કાઢી નખાયલા હોય છે, તેમજ મૂળ ભાષાના કેટલાક સૌન્દર્યનો પણ અભાવ હોય છે. પરંતુ એ કથાઓ—સર્વ પ્રદેશની સર્વ કથાઓ—તેમના મૂળ સ્વરૂપમાં પ્રાપ્ત થવી અશક્ય છે. એટલે એ અંગ્રેજી અને અન્ય ભાષાના ગ્રંથોના આધારે લખાયલી કથાઓમાં વર્ત્તમાન શૈલી જણાશે; તેમજ ભાટચારણોને મોઢે સાંભળેલી વાતોમાં પણ આગળ દર્શાવેલાં કારણોથી આધુનિકતા જણાશે, છતાં તેમાં બની શકે તેટલા સૌંદર્યને લાવવાનો યત્ન કરવામાં આવ્યો છે. હવે તે યત્ન કેટલે અંશે સિદ્ધ થયો છે, એનો નિર્ણય વાંચકોએ જ કરવાનો છે. પરંતુ તેમાંનું વસ્તુ અને સ્વરૂપ જેમ બને તેમ પ્રાચીન રહે તેવો કંઇક પ્રયાસ કરેલો છે. વળી તેમાં એકદેશીય વાતો સંગ્રહવાનું પણ બની શકે તેમ નથી, કારણ કે કેટલીક વાતો કંઈકંઈ ભિન્ન સ્વરૂપે ઘણા ભાગોમાં પ્રસરેલી જણાય

છે, અને તેથી આ લોકકથાના સંગ્રહનું નામ અતિ વ્યાપક "ભારતલોક-કથા" એવું રાખેલું છે. જો આ નામથી કંઈ દોષ થતો હોય તો તેથી અમારો દુરાગ્રહ છે એમ માનવાનું નથી. એમાં સમસ્ત વિશ્વની લોક-કથાને સમાવી શકાશે એમ અમારું માનવું છે.

કેટલાકો એમ ફરિયાદ કરે છે કે લોકકથામાં અતિશયોક્તિ ઘણી છે. અમને તેમાં દોષ જણાતો નથી. પૌરસ્ત્ય સાહિત્યનું એ જ એક ખાસ લક્ષણ છે, અને તેથી જ તે શ્રોતાને આશ્ચર્યથી સ્તબ્ધ કરી નાખે છે. કવિકલ્પનાના તરંગોની એ જ ઉત્કૃષ્ટતા દર્શાવે છે. એક નવીન કાલ્પનિક સૃષ્ટિમાં વાંચનારને કે શ્રોતાને ફેંકવો, તેને તે નવી સૃષ્ટિમાં તન્મય કરી દેવો એ સરળ કાર્ય નથી, એ ઐશ્વરી શક્તિ કોઈકને જ પ્રાપ્ત થાય છે.

લોકકથાનું ક્ષેત્ર એટલું બધું વિશાળ છે, અને એ વિષયની એટલી બધી વ્યાપકતા છે કે, એમાંથી આપણને ઇતિહાસ, પુરાતન રાજનીતિ, સમાજનીતિ, વ્યવહાર, રૂઢિ અને એવા અન્ય પણ અનેક ચમત્કારિક વિષયોના જ્ઞાનની પ્રાપ્તિ થઈ શકે છે. એવી લોકકથાઓ પ્રત્યેક દેશમાં પ્રચલિત હોય છે; તે કથાઓ, વૃદ્ધ સ્ત્રીઓ પોતાનાં પુત્ર, પૌત્ર કે દૌહિત્ર, પોતાનાં ગૃહમાંના બાળકોને અવકાશના સમયમાં મનોરંજનમાટે કહી સંભળાવે છે; ભાટ અને ચારણો વીરરસાત્મક લોકકથાઓ સંભળાવીને રાજારજવાડા અને ધનાઢ્ય નાગરિકોનાં મનનું રંજન કરે છે, અને કેટલાક કવિઓ એ લોકકથાના પાયાપર સુંદર કવિતાની ઇમારતો ચણી તે કવિતાના ઉપાસકો-ગ્રાહકો-ને એક પ્રકારના સ્વર્ગીય આનંદરસનું પાન કરાવે છે. અરબસ્તાન અને તુર્કસ્તાન જેવા દેશોમાં તો એવા કથાકારોનો એક ભિન્ન વર્ગ જ છે, અને ત્યાં અવકાશના સમયમાં એવા કોઈ પણ કથાકારને બોલાવી કથા સાંભળવાનો સાધારણ પ્રચાર હોવાથી એ કથાકારોનો ચરિતાર્થ પોતાની એ કળાથી જ ચાલ્યા કરે છે. મેવાડ, મારવાડ આદિ રાજસ્થાનના પ્રદેશોમાં, અને ગુજરાત કાઠિયાવાડમાં ભાટ તથા ચારણોનો એવો એક કથાકાર વર્ગ અદ્યાપિ અસ્તિત્વ ધરાવે છે, પરંતુ અત્યારના કાળમાં હવે તેમની એ કળાનો વિશેષ આદર થતો ન હોવાથી દિવસેદિવસે તેમની એ કળાનો લોપ થતો જાય છે, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી; તેમ જ ઓગણીસમી અને વીસમી સદીની ઘણીક ડોશીમાઓ પણ એવી કથાઓને ભૂલતી જાય છે. આવી સ્થિતિમાં એ કથાઓ પુસ્તકના આકારમાં જળવાઈ રહે, તો ભાવિ પ્રજાને તેથી બહુ જ લાભ મળવાનો સંભવ છે, એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી જ, અને એ કાર્ય કેટલાક સુજ્ઞ અંગ્રેજ

વિદ્વાનોએ કર્યું છે, તેથી આપણે તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો જ છે. ભારતવર્ષના ભિન્નભિન્ન ભાગોમાં સરકારી નોકરીના કારણથી જઈ વસેલા કેટલાક અંગ્રેજ અધિકારીઓએ તેમ જ કેટલીક વિદુષી આંગ્લ લલનાઓએ તે તે પ્રદેશની લોકકથાઓ પોતાના દેશી ચાકર અને ચાકરડીઓના મુખથી સાંભળી કિંવા અન્ય માર્ગેથી પ્રાપ્ત કરીને તેના અંગ્રેજી ભાષામાં મોટામોટા ગ્રંથો લખીને પ્રકટ કર્યા છે. એમાં કેવળ ભારતવર્ષના ભિન્ન ભિન્ન પ્રદેશોમાંની જ લોકકથાઓનો નહિ, પણ તુર્કસ્તાન, અરબસ્તાન, ચીન, જાપાન, અને સ્પેન તથા અન્ય પાશ્ચાત્ય દેશોની લોકકથાઓનો પણ સમાવેશ થઈ જાય છે. આ કાર્યના પ્રેરનાર સદ્‌ગત અમારા પિતાએ એવી લોકકથાઓના જેટલા ગ્રંથો મળી શકે તે સર્વે ગમે તેટલી મોંઘી કીમત હોય તોય ખરીદવાનું સૂચવેલુ, અને તે પ્રમાણે આજે 'ગુજરાતી' પ્રેસમાં એવા અનેક ગ્રંથોનો એક સારો સંગ્રહ થઈ શક્યો છે; એટલું જ નહિ, પણ હજી પણ એવા ગ્રંથોને મેળવવાના અમારા પ્રયત્નો ચાલુ જ છે. આવા ગ્રથોને એકત્ર કરવા ઉપરાંત અમારા પિતાશ્રી જો કોઈ સારો ચારણ કે ભાટ અથવા અન્ય જાતિનો ઉત્તમ કથાકાર મુંબઈમાં આવતો, તો તેને અવશ્ય પોતાને ત્યાં બોલાવી, ગતે જાગરણ કરી, પોતાના આત્મીય અને સ્નેહીજન સહિત તેની કથા સાંભળતા, તેને દ્રવ્ય આપીને સત્કાર કરતા હતા, અને તેમાંની જે કથા સારી લાગે તે કથાને લખી લઈ પોતાના સંગ્રહમાં જાળવી રાખતા હતા. પ્રસ્તુત પુસ્તકમાની બારોટ શિવલાલ લલ્લુભાઇની અને બારોટ દામોદરની કથાઓ એનાં ઉદાહરણરૂપ છે.

ભારતલોકકથાના પ્રસ્તુત પ્રથમ ગુચ્છમાં ઐતિહાસિક–વીરરસપ્રધાન–ભિન્નભિન્ન બાવીશ કથાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે, અને બીજા એવા ત્રણ ગુચ્છ લખાયલા તૈયાર છે કે જે અનુક્રમે અલ્પ સમયમાં જ પ્રકટ થશે. પ્રસ્તુત ગુચ્છમાં જૂદાજૂદા ત્રણ લેખકોની કથાઓ લેવામાં આવી છે, અને તે કથાઓના શીર્ષભાગમાં બહુધા લેખકનું નામ અપાયલું છે, છતાં દૃષ્ટિદોષથી કેટલીક કથાઓના આરંભમાં લેખકનું નામ છપાતું રહી ગયું છે તેથી અનુક્રમણિકામાં કથાના નામ સાથે લેખકનુ નામ પણ આપવામાં આવ્યું છે કે જેથી કઈ કથા કોની લખેલી છે, તે તરત જાણવામાં આવી શકે.

આશા છે કે, 'ગુજરાતી' પ્રેસનો આ નવીન પ્રયત્ન પણ અન્ય પ્રયત્નો પ્રમાણે અવશ્ય ગુર્જર વાચકોના આદરને પાત્ર થશે જ.

મુંબઈ તા૦ ૨૧ મી મે ૧૯૧૪ ગુરુવાર. } મણિલાલ ઇચ્છારામ દેસાઈ

# અનુક્રમણિકા.

# ભારતી લોકકથા

——∞✻∞——

(લેખક: બારોટ શિવલાલ લલ્લુભાઈ, મંદ્ર.)

## મંગળાચરણ.

દુહો—હરિહર વીધિકુ સુમરીકે, કાટહું કઠિન કલેશ;
જીનકી પરમ કૃપાહુંસે, રચહું ગ્રંથ યહ બેશ.

## રાજાનાં લક્ષણ.

છપ્પય,—શિથિલ મીલે દ્રઢ કરે, ફૂલ ચુંટે જળ સિંચે,
ઉરઝે ડાળ ન માય, ભૂમગતિ ઉદ્ધત ખેંચે;
જો સુલિયન મુરઝાય, થઇંગ દે તિન્હે સમારે,
કીડા કંટક ગળિત, પત્ર બાહિર કરી ડારે;
કવિ ભદ્ર ભને ભેદે જુગલ, બાર સમારે ફુલ ભ
માલી સમાન નૃપ હોય ચતુર, તો સંપત્ત વિલખે અ

## રાજાના અવગુણ.

છપ્પય—સદા કામની સંગ, મિત્રકો કહ્યો ન માને,
આળસ કૃપન અન્યાય, નીતિકો મર્મ ન જાને;
જુવા ક્રોધ અપમાન, કટુક મુખ બચન ઉચ્ચારે,
હોત ધર્મકો નાસ, ત્રાસ રૈયત દુઃખ ભારે;
દલમલીન અરિ પ્રગટે તુરત, જો કુનિત જગ ગાઇ
કવિ દેવ દુખિત પુરવાસીકે, નૃપ એ તે વિષય ન ચાહિ

રાજા ચંચળ હોય, ભોમ અપની કર થપ્પે,
શૂરો ચંચળ હોય, શિષ શત્રુનકો કપ્પે;
હસ્તિ ચંચળ હોય, સૂંઢ સંગ્રામ સંભારે,
તોરી ચંચળ હોય, સમર તેં સ્વાર ઉગારે;
ચંચળ તો ચારે ભલાં, નર, નરપત, ગજ, તુ
કવિજન કહે શુન ઠાકરાં, ચંચળ નાર સદા બુ

## અખેરાજ દેવડો.

દુહો—ક્ષત્રિવટના ખ્યાલને, જગત રહ્યો સૌ જોઈ;
રાજનીતની રીતમાં, સૌથી વડી સિરોઇ.

શિરોહી નગરમાં પ્રજાના પ્રતિપાળ, ધર્મના રખવાળ, ક્ષત્રિ ધર્મની ઢાલ, સતનો સમુદ્ર, પ્રતાપનો પુરંદર, એવો અખેરાજ દેવડો રાજ કરતો હતો. તેનું લગ્ન ઝાલાવાડમાં એક ઝાલીજીની સાથે થયું હતું. પરણ્યા પછી માસ એક, બોલીચાલીમાં રાજાને રાણીની સાથે અણબનાવ થવાથી તેનો ત્યાગ તેણે કર્યો; અને રાજાએ બીજે ઠેકાણે લગ્ન કીધુ. હવે ઝાલી રાણી નવજોબના હતી; તેમજ કામકળામાં કુશળ, આતુર અને ચતુર હતી, એટલે તેને કામદેવ દિવસ પ્રતિ દિવસ વધારે ને વધારે સતાવવા માંડ્યો. પણ રાજ્યનો જબરજસ્ત બંદોબસ્ત અને પ્રતાપી મહારાજા અખેરાજના અખંડ પ્રતાપને લીધે, ઝાલીથી અવળું સવળું થઈ શકતું ન હોતું; પરતુ તેનું ચંચળ ચિત્ત અહોનિશ કામના જ તરંગોમાં તણાતું હતું. એવામાં પાવસઋતુ આવી.

દુહા—ડુંગરીઆ હરીઆ હુવા, મધુરા બોલે મોર;
તેણી રતે ત્રણ સંચરે, માગણ ચાકર ચોર.
માગણ કોઈ દી ઘરરહે, ચોરીએ ચોર ન જાય;
ચાકર બિચારા કયા કરે, માલ પરાયા ખાય.
ડુંગરીઆ હરીઆ હુવા, તરુવર પાંગરીઆ;
માડી મોકલ મને સાસરે, મોરા સાહબ સાંભરીઆ.

સવૈયા—ધ્યાવન લાગે ઘને બદરા, ચદરાસી ધરા હરિ છાવન લાગે;
બંદી સુનાવન લાગે શીખીરવ, દાદુર દ્વંદ્વ મચાવન લાગે;
ગાવન લાગે મલાર ઓ સાવન, ચાતક કુક ઉઠાવન લાગે;
વે મનભાવન આયે ન આલી, વિદેશી સબે ઘર આવન લાગે.
ભારી ભયો ઘનઘોર ચહું દિશી, ઓરઘઠ ઉમરી અતિકારી,
કારી નિશા અંધી યારી તેહી માંહી, દીપતી દામનીકી ઉજીયારી;
યારી સમય સુની મોરનકી ધૂની, કંપત લંપત પ્રાણ અટારી;
ટારી ટરે ન ચહે બિધીના ગતિ, સાગર પીડ સનેહકી ન્યારી.

એવી પાવસઋતુ ગત થઈ, શરદ ઋતુ બેઠી; પરતુ ઝાલીને રાજાએ કોઈ દિવસ બોલાવી નહિ; તેથી રાત દિવસ કાળી સાપણીની પેઠે રાજાને જોઈ સુસવાટા મારતી હતી અને દીલમાં એમ જ વિચાર

કરતી હતી કે, જેવી રીતે તેં મારો તિરસ્કાર કર્યો છે, તેવી જ રીતે તારી કીર્ત્તિને કલંક ન લગાડું તો મારું નામ ઝાલી નહિ!

કવિઓએ કહ્યું છે કેઃ—

દુહા—ક્યા અબલા નહિં કર શકે, ક્યા ન સમુદ્ર સમાય;
પાવકમે ક્યા નહિ જલે, કાલ કીને નહિં ખાય.
ટાઢાં શીતળ વન દહન, જળ પથરા વેરંત;
અબલા રુઠી જો કરે, દૈવે ન કરંત.

કુંડળીઓ—નારી અતિ બલ હોતહે, અપને કુલકો નાશ,
કૌરવ પાંડવ વંશકો, કિયો દ્રૌપદી નાશ;
કિયો દ્રૌપદી નાશ, કૈકૈયે દશરથ મારેઉ,
રામ લખનસે પુત્ર, તેઉ વનવાસ નીકારેઉ;
કહે કવિ ગિરધરરાય, સદા નર રેહત દુખારી,
સો ઘર સત્યાનાશ, જહાં હે અતિ બલનારી.

એવી જ રીતે ઝાલીએ સિદ્ધ કરી બતાવ્યું. શરદઋતુના પ્રારંભમાં દિલ્હીપત બાદશાહનો શાહજાદો દેશાટન કરવા નીકળેલ. તે કેટલાક દિવસે ફરતે ફરતે શિરોહીથી ત્રણેક ગાઉના છેટે એક જંગલ છે ત્યાં મુકામ કર્યો. શાહજાદાની ઉમર આશરે પચીશેક વર્ષની હતી; કાન્તિમાં કામદેવ સમાન હતો.

દુહો—આંગળીએ ચોગઠ વળે, નહિ ચેઢો કે વળ;
ખઈ આપણી બજારમાં, મેં દીઠો માધવાનળ.

આવો કાન્તિવાન્ શાહજાદો એક દિવસે પોતાના ઘોડા ઉપર બેશી શિકારે નીકળેલો, ત્યાંથી સ્વારો છૂટા પડવાથી પોતે એકલો ભૂલો પડ્યો; તે મહામુશિબતે પોતાની છાવણીના સમીપ આવતે, શિરોહીના તળાવ ઉપર થઈ નીકળ્યો. એ જ તળાવના સામે ઝાલીનો મહેલ હતો; અને તે મહેલમાં તે ટાણે ઝાલી બારીઓ ઉઘાડી મુકી બેઠી હતી. તેની દ્રષ્ટિ શાહજાદા ઉપર પડવાથી એકદમ કામદેવે કામ પર્વત જેવી જોરથી કસકસાવી બાણ માર્યું. પોતાનાં પાંચે બાણ તેની છાતીમાં મારવાથી એકદમ વ્યાકુળ બની ગઈ, અને પોતાની કેશર નામની દાસીને શાહજાદા ઉપર એક ચિઠ્ઠી લખી તરત મોકલી. તેમાં જણાવ્યું કે–'આ ચિઠ્ઠી વાંચી આપ મને મળવાની મહેરબાની કરશો; અને આ કામાગ્નિમાં બળતી એક અબળાને ઉગારી લેશો; કદાપિ આપ તેમ કરવા કૃપા નહિ કરો

તો આજ સાંજે આ માળીએથી પડી મારો પ્રાણ ત્યાગ કરીશ. મેં જ્યારથી આપની મનમોહન મૂર્તિનાં દર્શન કર્યાં છે ત્યારથીજ તનમનધનથી હું આપની જ બની છુ મારી કેશર દાસીને આપની તરફ મોકલી છે, તો આપના હૃદયના વિચાર તેની સાથે જણાવવા મેહેરબાની કરશો.' આવી રીતે ચિઠ્ઠી લખી દાસીને મોકલી તે દાસી, તળાવની પાળ ઉપર ઉભો રહી, શિરોહીની રચના અને સૌંદર્યતા નિહાળનાર શાહજાદાના સન્મુખ આવી, કુનસ બજાવી ચિઠ્ઠી તેના હાથમા આપી શાહજાદે ઘણી આતુરતાથી ચિઠ્ઠી લઈ વાંચી, તેમાં લખેલી ખીનાથી વાકેફ થયો. 'મૂળે તો મીઆંભાઈ અને વળી આવી ચિઠ્ઠી, ત્યાં પછી કહેવાની વાત જ શી!' ચિઠ્ઠી વાંચી મીયા ભાઈ તો ખુશ ખુશ થઈ ગયા અને મનમાં વિચાર કરવા લાગ્યા કે, 'યા મહેબુબ, યા પાકજાદ પરવરદિગાર, યા ગફુરે રહેમાન, યા મેરે માલીક! તેરી કયા કુદરત હૈ! ઔર મેરેપર તેરી કૈસી કૃપા હૈ વો આજ સ્પષ્ટ દીખાતી હૈ. નહિ તો એ હિંદવાણી, ઉમ્મેશી રાજપૂતાણી કે જો આપને ધર્મકી ખાતર પ્રાણકાભી દરકાર નહિ કરનેવાલી, એકદમ મેરેપર કૈસી શૈદા હોગઈ હૈ.' એમ વિચાર કરી, હસી હસી દાસીના પ્રત્યે આ પ્રમાણે બોલ્યો; "તુમ કૌન હો, ઔર એ ચિઠ્ઠીકી ભેજનેવાલી કૌન હૈ ઔર ઇનકા ક્યા ઇરાદા હૈ?" એવાં શાહજાદાનાં વચન સાભળી દાસી ઘણી નમ્રતાથી બોલી; "જીવે જહાંપનાહ! આ ચિઠ્ઠી લખવાવાળી મારી બાઈ સાહેબ, કે જે અખેરાજ દેવડાની રાણી છે, જેનું સુંદર સ્વરૂપ જોઈ મોટા મોટા મુનિઓનાં પણ મન ઠગી જાય એવી રૂપાળી છે. તેને રાજાએ વિના અપરાધે ત્યાગ કરેલી છે! તેનો બદલો વાળવા આજ આપ નામદારને આવી રીતે પત્રદ્વારાએ વિનતિ કરી છે તો આપ નામવર આવેલ ચિઠ્ઠીનો સત્કાર કરશો એવી આશા છે." આ પ્રમાણે દાસીનાં વચન સાભળી શાહજાદો જે વિષય વારિધિમા ડુબેલો, તે એકદમ ચમકયો. કારણ કે, અખેરાજના પ્રતાપને એ સારી રીતે સમજતો હતો. તેણે જાણ્યુ કે ગોખરુના મૂળાડે હાથ ઘાલી કોઈ કુશળ રહેનાર નથી, તેવી રીતે અખેરાજની રાણી લઈ જવાથી આપણી જીન્દગી જરૂર જોખમમાં આવવાની, પરતુ તેમ નહિ કરુ તો રાણી જાણશે કે, શાહજાદો બાયલો છે. તેથી ધીરજ ધરી "હિંમત મરદાં તો મદદ ખુદા;" તેમજ

હિંમત અપાર તાઠી કિંમત અપાર હોત,
હિંમત ગઈ તો ફીર કિંમત કહાં રહી!!

એ વાકયને યાદ કરી બોલ્યો –"દાસી! તેરી બાઈ સાબસે જાકે બોલ કે, કલ હમારા મુકામ ઇધરસે કુચ હોનેવાલા હૈ, ઉસલીયે આજ હમ

તુમાર પાસ ન આ સકેંગે, ઔર તુમારા ઇરાદા હોવે તો સામકી બખત આઠ નવ બજે તુમારી હુશિયારીસેં કલ તુમ અમારી છાવણીમેં આઇયો વાં હમતુમ મીલેંગે."

આ પ્રમાણે સંદેશો મોકલી શાહજાદો પોતાની છાવણીમાં આવ્યો અને દાસી રાણીની પાસે આવી; શાહજાદાએ કહેલા સમાચાર વિગતવારે જાણ કીધા. એ સાંભળી રાણી ઘણી ખુશી થઈ. જ્યારે રાત પડી, ત્યારે રેશમની નિસરણી મૂકી કેશર દાસીને સાથે લઈ ગુપ્તદ્વારથી રાણી રવાને થઈ, રાત્રીના અગીયાર વાગે છાવણીમાં આવી. ત્યાં પહેરાવાળા સાથે સમાચાર મોકલાવ્યા. સમાચાર સાંભળી શાહજાદો એકદમ સામે આવી રાણીને બડા સન્માનની સાથે પોતાના તંબુમાં લઈ ગયો અને વાતચિતથી વિનોદ કર્યો. થોડીકવાર વિનોદ કર્યા પછી શાહજાદાને અખેરાજની દહેશત લાગી, તેથી બે વાગે પોતાના સૈનાધિપતિને બોલાવીને ત્યાંથી મુકામ કુચ કરવાનો હુકમ આપ્યો. હુકમ થતાંની સાથે જ પોતાનું કટક એકદમ સજ્જ થઈ તૈયાર થયું, અને દિલ્હી તરફ પ્રયાણ કીધું.

અહીંઆં તો આવી રીતે ઝાલીને લઈ બાદશાહ શાહજાદો ચાલતો થયો. તેને ત્રણેક દિવસ થયા ત્યાં સુધી તો રાજા અખેરાજને હરામખોર લુંડીઓએ આ વાતની ખબર પડવા દીધી નહિ; પણ ચોથા દિવસે જ્યારે પ્રભાતનો પહોર થયો, વાદળ પીળાં થયાં, સૂર્યનારાયણ ઉદયાચળ ઉપર પોતાના આસને આરૂઢ થઈ પધાર્યા.

દુહો—પ્રોહફાટી પગડાં ભયા, બોલે કુકડ કાગ;
ધેન સંભાળે કચુઓ, પીસું માથારો પાઘ.

એવી રીતે જ્યારે સવાર થયું, ત્યારે રાજા અખેરાજ ઉઠી ખેળખોળે જઈ આવી હાથો પાઈ કરી, દાતણ પાણી કરી, નાહી ધોઈ દેવ સેવા કરી, જ્યારે અંતઃપુરથી બહાર આવ્યો, ત્યારે એક દાસી સન્મુખ આવી હાથ જોડી ધ્રુજતી ધ્રુજતી બોલી કે, "અનદાતાર! ગરીબનિવાજ! પૃથ્વીનાયક! એક મહા જુલમ થઈ ગયો, કાલો કેહર થયો." આ વાકય સાંભળતાં રાજા એકદમ બોલ્યો કે, "એવી વાત શું છે? તે જલદીથી કહે." રાજાનાં વચન સાંભળી દાસી બોલી કે, "ઘણી ખમા પૃથ્વીનાથ! શું કહું, કહેતાં મારી જુબાન ઉપડતી નથી!" રાજા બોલ્યો; "ભય રાખ્યા સિવાય બોલ તને કંઈ પણ ઇજા થશે નહિ." આ પ્રમાણે રાજાનું અભયવચન સાંભળી દાસીને હિંમત આવી અને તેણે તુટફુટ અક્ષરેથી ઝાલી નાસી ગયાના સમાચાર નિવેદન કીધા, જે સાંભળતાં જ રાજાને પગની પાનીથી તે માથાની ચોટી સુધી જ્વાળા વ્યાપી. 'સુતો હતો સાપ, ને તેના પૂછડા ઉપર પગ દીધો, કાળી માથે કાટકો જાગ્યો.'

દુહો—રજપૂતાંરા હાવડા, સરપુરા ભારા;
રીઝવીઆ માલે દીએ, ખીજવીઆ ખારા.

એક કવિએ કીધું છે કે,

પટા ઝાટકી કોક દી વેર કરવો પડે,
નાળ ગોળાં તણા પાર નાવે;
જે સમે ગ્રધણો ધાય અને શક્તિ જમે,
એ સમે ધાય રજપૂત આવે;
કેશરી સિંહ અને બીઆ રજપૂત કળ,
હિએથી કોઇ દીન કો હારે;
ભરે આઘડે તઠે ન કોથા છો ભરે,
મરે કે વેરીઓ બાણુ મારે;
ડગે અસ્માન તો ભૂજ બળ ટેકો દીએ,
જમીરો પીઠ ભૂજ બળ જાકે;
પંડગરમેર અને ગરમેર જેવા પખા,
ત્યાંજ પટાળા નવહથા જોધ પાકે;
કો અબે ઠાકરાં, તળે ઠ્હેડી કરી,
અળામાં જળ હળ બાણુ ઉગો;
ઝેરભરીઓ થકો જતિ હનુમાન જ્યું,
પાદશાહ મોલ તત્કાળ પુગો.

એવી રીતે રાજા અખેરાજ કાળકૂટ બન્યો, અને પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો કે, સ્ત્રીએ જૂલમ કર્યો.

શારી ચારિત્ર નવ લાખ, બેઠી બહુમત જોડે;
દહાડે દોરડીએથી ડરે, અને રાતે વશિઅળ ફણુ મરોડે.

વળી કીધું છે કે–

દુહો—ટાઢાં શિતળ વન દહન, જળ પથરા વહેરંત;
અબળા રુઠી જે કરે, દૈવે ના કરંત.

એવા એવાં અનેક દષ્ટાંતો યાદ કરી રાજા મહા શોકાતુર થયો અને પોતાના કુળને એબ લગાડનાર ઝાલીને શી રીતે કબજે કરવી, એ વિષયના અનેક તર્કવિતર્ક કરવા લાગ્યો છેવટે દિલ્હી તરફ એકલે જાવું, અને છળ પ્રપંચથી બાદશાહને મારી ઝાલીને લાવવી, એવા નિર્ણય ઉપર આવ્યો, અને ચાકરને તુર્ત પોતાનો ઘોડો લાવવા

હુકમ ફરમાવ્યો. પોતે અસ્ત્રશસ્ત્ર સજી ઇષ્ટદેવની વંદના કરી દિલ્હીપર કુચની તૈયારી કરી. તે વખતે ઉમેદસિંહજી નામે પોતાના બહાદુર ભાણેજે, રાજાની સન્મુખ આવી વિનંતિ કીધી કે, "પૃથ્વીનાથ! આવા મહત્વના કામે, એકલાએ પધારવું એ મને દુરસ્ત લાગતું નથી; હુકમ હોય તો હું સાથે આવું." આ વચન સાંભળી રાજાએ વિચાર કર્યો કે, 'એક કરતાં બે ભલા,' તેથી 'ઠીક' જાણી, ઉમેદસિંહજીને સાથે લઈ, રાજમાં અન્ય કોઈ ન જાણે તેવી રીતે બંને જણાએ દિલ્હી પ્રતિ પ્રયાણ કીધું. એવી રીતે પ્રયાણ કીધું કે,

દુહો—ઢોલો ચાલ્યો ચાકરી, ઊંટે કશીઆ ભાર;
જો જીવશું તો આવશું, ન તો નરવર કોટ જ્વાર.

એવી રીતે કોટને છેલ્લા નમસ્કાર કરી રાજા તથા ઉમેદસિંહ વિદાય થયા. ચાલતે ચાલતે કેટલાક દિવસે એક ગામના ગાંદરે, વડના નીચે રાજા આવી ઉભો રહ્યો અને ઉમેદસિંહજીને પાણી લાવવા માટે મોકલ્યો. ઉમેદસિંહજી જેવો કુવા ઉપર જાય છે, તે સમયે પાણી ભરનારી બે ઓરતો આપસઆપસમાં લઢી. તે કજીઓ એટલો બધો વધી પડ્યો કે, છેવટે એંશું ઢુંચણ ઉપર આવી ગઈ. તેમાંની એક સ્ત્રી બોલી કે, "મેર રાંડ, મને ઘેર જવા દે, ત્યાં તારી વલે થશે." ત્યારે બીજી બોલી કે, "મને તું શું કરવાની હતી. મારો ધણી કાંઈ શિરોહીના રાજા અખેરાજના જેવો બાયલો નથી કે, જેની સ્ત્રી મ્લેચ્છ લઈ ગયો." આ વાક્ય રાજા અખેરાજે કાનોકાન સાંભળી અને સાંભળતાની સાથે રાજા કાળકૂટ બન્યો! અને હાકલ મારીને બોલ્યો કે, "હે સ્ત્રી! અખેરાજ કાંઈ બાયલો નથી!" એમ કહી એક વડવાઈ પોતાના હાથથી પકડી ઘોડાને બે જાંગોમાં દબાવી બે ત્રણ વખત હીંચકા ખાધા અને બોલ્યો કે, "જો અખેરાજનો પ્રતાપ તો આવો છે! પરંતુ નીચ જાતિ સ્ત્રી આવાં અધમ કૃત્ય કરે તેનો શો ઉપાય!" આ વચન અખેરાજે તે સ્ત્રીઓના સન્મુખ કાઢ્યું; અને સાંભળનાર પોતે અખેરાજ જ છે, એવું જાણી સ્ત્રી થરથર ધ્રુજવા લાગી અને બોલી કેઃ "પૃથ્વીનાથ! મારો આ અપરાધ ક્ષમા કરો!" રાજાએ તેના કીધેલા વચનની માફી આપી ત્યાંથી વિદાય થયો. ચાલતે ચાલતે કેટલેક દિવસે દિલ્હીએ પહોંચ્યો. અહીંઆં બાદશાહે એવો બંદોબસ્ત કીધેલો છે કે, પરગામના કોઈપણ માણસને બાદશાહના હુકમ સિવાય શહેરની અંદર દાખલ થવા દેવો નહિ. એ હુકમના આધારે રાજાને સિપાઈઓએ શહેરમાં દાખલ થવા દીધો નહિ. રાજા પણ ભવિષ્યનો વિચાર કરી બીન તકરારે

ત્યાંથી એક માઇલના છેટે ઉપવનમા જઈ વિશ્રામ લેવા બેઠા તેવા સમયમાં એક માલણ બગીચામા આવી અને જુએ છે તો બે પ્રતાપી પુરુષો પોતાના બાગમા બેઠેલા છે માલણે જાણ્યુ કે, આ બે પુરુષો મહત્ ભાગ્યશાળી છે. રાજાએ તથા ઉમેદસિંહજીએ વેશ બદલ્યો હતો, તથાપિ એક કવિએ કહ્યું છે કે –

સવૈયા—તારાકા તેજમે ચંદ છપે નહિ, શુર છપે નહિ બાદલ છાયા;
ચંચળ નાર કો નેન છપે નહિ, પ્રેમ છપે નહિ પુંઠ બતાયા;
રણ ચડે રજપુત છપે નહિ, દાતાર છપે નહિ મંગન આયા;
કવિગંગ કહે સુણશાહ અકબર, ભાગ્ય છપે નહિ ભભુત લગાયા.

એવી જ રીતે માલણે આકૃતિ ઉપરથી જાણ્યુ કે, આ બે પુરુષો કોઈ રાજવશી છે એમ ધારી પોતાની છાબડીમાથી બનેને પુષ્પ આપ્યા. પુષ્પ લઈ દાતાર અખેરાજે પોતાના ગળામાથી સવાલાખ રૂપિયાનો કંઠો કાઢી માલણને બક્ષિસ આપ્યો આવી મોટી અને અણધારી બક્ષિસ મળવાથી માલણ તો ખુશખુશ થઈ ગઈ, કારણ કે પૈસો એ એક અજાયબ ચીજ છે

રોલા—ટકા કરે કુલહુલ, ટકા મૃદંગ બજાવે;
ટકા ચડે સુખપાલ, ટકા શિર છત્ર ધરાવે.
ટકા માઈ ઉર બાપ, ટકા ભાઇનકા ભાઈઆ;
ટકા સાસુ ઓર સસુર, ટકા શિર લાડ લડઈઆ.

એવા ટકાના પ્રતાપે કરી માલણ મોહતા જ થઈ ગઈ અને હાથ જોડી બોલી કે, "ધણી ખમા અન્નદાતાર! આપ જેવામા તો મોટા અમીર માલમ પડો છો તો આવી રીતે એકાએક મારો બગીચો પાવન કરવામા શુ પ્રયોજન છે, તે જણાવવા કૃપા કરશો" રાજા, આ પ્રમાણેના વચન સાભળી, રાજનીતિમા પ્રવિણ રહી બોલ્યો, "હે માલણ! અમો પરદેશી મુસાફર છીએ અને દિલ્હી જોવાને માટે અહીં આવેલા છીએ, પરતુ દરવાજામા દરવાને અમને આજે પેસવા દીધા નહિ, તેથી અમો અહીં આવી મુકામ કર્યો છે, અને અમારો વિચાર છે કે, રાતની રાત આ તારા બગીચામા ગાળી, પ્રાત કાળે દિલ્હી જોયા સિવાય અમો અમારા દેશ તરફ રવાના થાશું" રાજાનાં આવાં વચન સાભળી માલણ બોલી કે, "સિપાઇઓનું બિચારાઓનું શુ મગદુર છે કે, જે તમને રોકી શકે, આવો મારી સાથે, અને જુઓ દિલ્હીની જાહોજલાલી." એમ કહી રાજાને સાથે લઈ માલણ દરવાજા આગળ આવી અને શેરખા જમાલખા

લાલખા કમાનખાં વગેરે સિપાઈઓનું નામ લેઈ લેઈ નેણાંના નખરા કરવા લાગી સિપાઈ તો માલણના નખરામા જ લીન થયા અને બોલ્યા કે "યે ચંદનદની ચંપા! એ તેરી પિછાડી દો જુવાન કોન આતા હય" માલણ બોલી, "મારા પ્યારા ખા સાહેબ! એ તો મારા પિઓરીઆ છે" તે સાભળી શેરખા બોલ્યા, "વાહ વાહ, જદ તો એ તેરે ભાઈ હોયગે!" માલણે કહ્યુ, "હાજી" ખા સાહેબ બોલ્યા "વો ઇધિર ક્યુ આયે હૈ?" માલણ બોલી, "દિલ્હી શહેર જોવા" ખા સાહેબ બોલ્યા, "જદ તો તેરે મીજબાન સો તો હમારે ભી મીજબાન કલ અમારી પાસ ચાપાણી કરનેકે લીએ જરૂર લાના" માલણ બોલી, "બહુ સારુ ખા સાહેબ!" એવી રીતે વાકયવિનોદમા ને વાકયવિનોદમા અખેરાજને ઉમેદસિંહ શહેરમા દાખલ થયા અને માલણ પોતાના મુકામ તરફ ચાલી ગઈ રાજાને પોતાના મુકામે લઈ જવા આગ્રહ તો ઘણોએ કર્યો, પરતુ રાજાએ જણાવ્યુ કે, અમો સવારમા તમારા મુકામે આવીશુ, એમ સમજાવી માલણને વિદાય કીધી અને પોતે બજારમા આવ્યા ત્યા એક મુકામ ભાડે રાખ્યુ ઘોડા બાધ્યા, ઘાસ દાણા વગેરેનો બંદોબસ્ત કીધો, અને પોતે કમરથી પીછોડી હથિઆર પડીઆર ઉતારી, થોડી વખત એક પલગમા આરામ લીધો નિદ્રાને માટે રાજાએ આડા અવળા વલખા તો ઘણાએ માર્યા, પણ નિદ્રા દેવી નરપતિને તે વખતે પ્રસન્ન થઈ નહિ. કહેવત છે કે —

દુહો—નિદ્રા ન આવે હે સખી, તપતાં ત્રણ જણાં,
　　અતિ સ્નેહી બહુરણુ, જેને માથે વેર ઘણા.

તેવી રીતે રાજાને પણ નિદ્રા ન આવી, એટલે પલગમાંથી ઉઠી, બાલુપર સરીઆમ રસ્તો છે ત્યાં આવી, રાજા ટેલવા મડ્યો એવા પ્રસગે વિધાતાએ જે નિર્મિત કર્યું હોય તે ટળે નહિ, તેમ શિરોહીના નટ, જે બાદશાહ આગળ તમાશો કરવા ઘણા દિવસથી રોકાયા છે, તે નટો આ વખતે ત્યાં અગાડી થઈ દરબારમા જવા નિકળ્યા સમય રાતના અગીઆરેક વાગવાનો હતો ચદ્રમા મધ્ય ગગનમા બિરાજતો હતો, શહેરના ઘણા ભાગમાં શાન્તિ હતી, માત્ર કોઈ કોઈ ઠેકાણે જ માણસોની હરફર હતી તે વખતે નટવા ત્યા થઈને નિકળ્યા કે, પોતાના રાજાને જોયો જોતાની સાથ મજરો કરી તેમાનો મુખ્ય નટ બોલ્યો કે "ઘણી ખમા! મોતીઆવાળા દેવડારાયને ઘણી ખમા! હું વારી જાઉં પૃથ્વીનાથ! આજ ખાવિંદના દર્શનથી અમારે મોતીઓનો વરસાદ વરસ્યો, સોનાના સુરજ ઉગ્યા!" આવા વચન

સાંભળી રાજાએ નટને પાસે બોલાવ્યો અને કહ્યું કે, "મારું નામ જાહેર કરવાનું આ સમય નથી, શિરોહીમાં શી હકીકત બની છે તે તું સારી રીતે જાણતો હઇશ, માટે આ વખતે વધારે કહેતો નથી, ફક્ત તારાથી બને તો મારી કાંઈ મદદ કર." નટે હાથ જોડી અરજ કરી કે, "હું વારણે જાઉં પૃથ્વીનાથ! બધી હકીકત મારા જાણવામાં છે, પણ શું કરવું ખાવિંદ! મલેચ્છોનું જોર દિન પ્રતિદિન વધતું જાય છે અને એમનો હવે તો એટલો બધો જૂલમ વધી પડ્યો છે કે, જે જોઈ હૃદય ચીરાય છે. મદદને માટે મારો અન્નદાતાર ફરમાયા તો માલીક જે પ્રમાણે હુકમ ફરમાવે તે કરવા તાબેદાર તૈયાર છે." ત્યારે રાજા બોલ્યા કે, "આ વખતે તમે ક્યાં જાઓ છો?" નટે જવાબ દીધો કે, "અન્નદાતા! હંમેશાં આજ વખતે અમો બાદશાહના અગાડી તમાશો કરવા જઇએ છીએ, તેવી જ રીતે આજે પણ તમાશા માટે દરબારમાં જઇએ છીએ." રાજા બોલ્યા, "ત્યાં મને લઈ જાઓ." નટે કહ્યું કે, "અન્નદાતાર, આપ શી રીતે ત્યાં આવશો?" ત્યારે રાજા બોલ્યા કે, "આ ઢોલ વગાડનાર જે માણસ છે તેને પાછો કાઢ, અને ઢોલ મને આપ; કારણ કે, હું સારી રીતે ઢોલ વગાડી જાણું છું." રાજાનું આ પ્રમાણે વચન સાંભળી, નટે તે પ્રમાણે કરવા કબુલ કર્યું અને ઢોલ વગાડનારને પાછો કાઢી રાજાને ઢોલ આપી દરબારગઢમાં દાખલ થયો. ત્યાંની રચના રાજાએ જોઈ તો મહેલની આજુબાજુ એક ખાઈ ખોદાવેલી છે, અને તેમાં ધગધગતા અંગારા પૂરેલા છે; તેની આજુબાજુ એક હજાર સિપાઇઓની ફરતી ચોકી છે. આવો જબરજસ્ત બંદોબસ્ત ભાળી તેમાંથી પોતાનું કાર્ય શી રીતે સિદ્ધ કરવું, તેનાજ વિચારમાં રાજા લીન થઈ ગયો. અહીં તમાશો શરુ થયો. સલામત બાદશાહ ઝાલીને સાથે લઈ જરુખામાં આવી બિરાજ્યા. નટ તમાશો કરે છે; અને અખેરાજ ઢોલ વગાડે છે. તેમણે બાદશાહ શાહજાદાનું માથું ખોળામાં લઈ બેઠેલી ઝાલી રાણીને જોઈ! જોતાની સાથેજ પગની પાની અને માથાની ચોટી સુધી ક્રોધાગ્નિની જ્વાળા વ્યાપી.

"અણુવર્ખત કોપીઓ યું ભૂપાલ, ફાટતે ખંભનર શીંઘ ફાલ."

જેમ પ્રહ્લાદને કારણે નરસિંહ અવતાર થયો અને પરમાત્મા જેવી રીતે કોપ્યા હતા, તેવીજ રીતે ઝાલી તથા શાહજાદાને જોઈ રાજા કોપાયમાન થયો. તે ક્રોધમાને ક્રોધમાં પોતાના પ્રલંબ પંજા ઢોલ ઉપર એવા તો જોરથી મારવા માંડ્યો કે, હમણાં ઢોલ ફૂટી જશે, એવી શંકા પાસે ઉભેલા નટોને થઈ; અને એ પંજાનો પ્રતાપ ઝાલીએ તરત ઓળખ્યો. સલામત શાહજાદાને કહ્યું કે, "ખાવિંદ!

આ ઢોલ વગાડનાર બીજું કોઈ નહિ, પણ અખેરાજ દેવડોજ છે।' તે સાભળી શાહજાદો ચમકયો અને તરત પોતાના અનુચરને હુકમ આપ્યો કે, 'ઢોલ વગાડનાર પુરૂષનું માથુ એકદમ ઉડાડી દો આ હુકમ દોર ઉપર ચઢેલા નટે સાભળ્યો અને વિચાર કર્યો કે, લાખ મરજો, પણ લાખનો પાળવાવાળો મરશો નહિ આ હુકમનો અમલ થશે અને અખેરાજ મરશે તો આખુ શિરોહી પરગણુ રહાશે। દેવડા કુળનો દીવાકર અસ્ત થશે, સત્યનો સમુદ્ર સુકાઈ જશે, મહિમાનો મેરુ પડી જશે, કીર્તિનો સ્થભ તૂટી જશે અને અમારી જાતિને મોટી એબ લાગશે, કદાપિ આવા વિચિત્ર મામનામા મારા જેવા એક અદનો માણસ મરશે તો તેથી શુ નુકસાન થશે એવો વિચાર કરી દોર ઉપર ચડેલો નટ તુરત હેઠો ઉતર્યો અને ચતુરાઇથી રાજાની પાસેથી એવી રીતે ઢોલ લીધો કે, એ ચશ્મપોશી કોઈ પણ જાણી શકયુ નહિ સા અગાડી તે સનામત શાહજાદાનો હુકમ થતાની સાથે જ અનુચર રવાને થયો અને તુરત નીચે આવી ઢોલવાળાના ગરદનમા પોતાની શમશેરનો એવો તો જોરથી ઘા કર્યો કે,

ધોરીશાહના ઘાવ શુ બખતર કટકા એ'

જેમ કુભાર ચાક ઉપરથી પેંડો ઉતારી નાખે તેવી જ રીતે એક ઘાએ ઢોલવાળાના ધડ ઉપરથી શીર જૂદુ કરી નાંખ્યુ। કપાએલું માથુ પોતાના હાથમા લઈ, શાહજાદાની સન્મુખ લાવ્યો નટોના ખેલમા ભગાણ પડયુ નટો હાહાકાર કરતા નાઠા બાદશાહ શાહજાદે જ્યારે નટનું માથુ જોયુ, ત્યારે પોતાના સાહસને માટે ઘણો પશ્ચાત્તાપ કર્યો અને ઝાનીને ઘણો તિરસ્કાર કર્યો પરતુ કરવુ શુ? કાંઈ વાઢેલુ ફરીથી ચોંટે નહિ, તેથી હવે પશ્ચાત્તાપ કરવો નકામો છે, એમ ધારી બાદશાહે મન વાળ્યુ ને ત્યાંથી ઉઠી પોતાના ખાનગી નિવાસમાં ગયા તથા ઝાનીની સાથે રમણ ક્રીડા ઘણા આનદની સાથે કરી રતિયુદ્ધથી શ્રમિત થઈ બને સ્ત્રી પુરુષ નિદ્રા દેવીને આધીન થયા હવે ત્યાંથી નાઠેલ અખેરાજ નટોને આસનાવાસના કરી મોટી જાગીરી બક્ષિસ આપી અને સવારે તમારે શિરોહી જાવુ એવી આજ્ઞા કરી પોતે ઉતારે આવ્યા અને બનેની તમામ હકીકત હિંમત બહાદુર ઉમેદસિંહજી આગળ નિવેદન કીધી બંને મામા ભાણેજે વિચાર કર્યો કે, આવા બંદોબસ્તમાથી આપણુ કાર્ય શી રીતે સાધવુ। છેવટે એ વાક્ય ઉપર ઉતર્યા કે,

હિંમત અપાર તાકી, કિંમત અપાર હોત,
હિંમત ગઈ તો ફીર, કિંમત કહા રહી.

માટે હિંમત કરવાથી શુ નથી સુધરતું એમ કહી ઇષ્ટદેવને નમસ્કાર કરી, ઢાલ તરવારો ચપેટે કરી બનો વીર પુરુષો પોતાના

ઉતારેથી વિદાય થયાનો યુક્તિપ્રયુક્તિ કરી પેરાગીરિની નજર ચૂકાવી દરબારગઢમા દાખલ થયા સમય રાતના બે વાગ્યાના આશરાનો હતો. અદર દાખલ થઇને જુએ છે તો ધગધગતા અગારાની ખાઈ દીઠી બનો જણા ત્યા આવી ઉભા રહ્યા રાજા બોલ્યો, 'મારા બહાદુર ઉમેદસિંહ! આજે ક્ષત્રિયાણીની કુખ ખરેખરી ઉજ્વાળવાનો સમય છે, માટે આ ખાઇના અદર હું કુદી પડુ છુ તો ઘણુ કરી તેના મધ્યભાગમા હું પડીશ એટલે તમો કુદો તે મારી પીઠપર આવો અને ત્યાથી બીજી ફાળે પેલા કઠિ જાઓ ત્યા જઈ સામે પેલુ તાડનુ ઝાડ દેખાય છે, તેના ઉપર ચઢી ઝાડને ડોલાવી જ્યારે જરુખે એ ઝાડે અડે, ત્યારે જરુખાની સાથે તેને બાધી બાદશાહના અત પુરમા દાખલ થઓ, અને ત્યા જઈ શાહજાદાનું માથુ તથા ઝાની એ બેને લઈ વળતી વખતે આ વખતની પેઠે જ મારી ઉપર પગ દઈ મને ઝાની તથા બાદશાહનં

રાજા અખેરાજને પોતાની સમીપ ઉભેલો દીઠો. જોતાંની સાથ ઝાલી થરથર કંપવા લાગી. રાજાએ પલંગમાંથી ઉઠી જવાનો ઇશારો કર્યો કે, તુરત ઝાલી પલંગમાંથી ઉઠી, રાજાની સમીપ આવી ઉભી રહી. તે જ વખતે તરવારવતી સલામત શાહજાદાનું માથું, જેમ કુંભાર ચાક ઉપરથી પેંડો ઉતારી નાંખે છે, તે પ્રમાણે ધડ ઉપરથી જૂદું કરી નાખ્યું અને પોતાના હાથમાં લઈ ઝાલીને પોતાની પીઠપર બાંધી, પેલા તાડનું ઝાડ જે જરુખા સાથે બાંધેલું હતું તેને છોડી, તે ઉપર થઈ રાજા તત્કાળ નીચે ઉતર્યો અને ખાઇમાં પડેલ પોતાના ભાણેજ ઉમેદસિંહની પાસે આવી, કાપેલ માથું તથા ઝાલીને બતાવ્યાં અને તેના પછવાડે બે ગામ ધર્માદા આપ્યાં; તથા કાશી ગયાજી વગેરે સ્થળે જઈ, તેની ઉત્તર ક્રિયા કરવાનું વચન આપી રાજા ત્યાંથી વિદાય થયો. આટલું બધું દુસ્તર કામ રાજાએ એટલી બધી લાઘવતાથી કર્યું કે, જેનો ભેદ કોઇથી પણ જણાયો નહિ. ત્યાંથી નીકળી, રાજા પોતાના ઉતારે આવી બે ઘોડામાંથી એક ઘોડા ઉપર અસ્વાર થઈ દરવાજા ઉઘડતાની સાથે જ શહેરથી બહાર નીકળી ગયો, અને જેમ ગળતી રાતના તારા ખરે કે હુઓ (હુડો) બાજરીઉં લઈને જાય, તેવી રીતે પોતાના ઘોડાને ત્વરાથી હાંક્યો. અહીં તો આવી રીતે રાજા પંથ કરે જાય છે, અને પણે શી વ્યવસ્થા થઈ તે ઉપર આપણ જરા દૃષ્ટિ કરીએ.

બરોબર પોહફાટી તે ટાણે સુતેલા એકા જાગ્યા અને જુએ છે તો લોહીની નેંકો વહી રહી છે; સલામત શાહજાદાનું ફક્ત ધડ જ પડ્યું છે; માથાને માટે આડે અવળે ઠેકાણે શોધ કીધી, પરંતુ પત્તો લાગ્યો નહિ અને ઝાલીને ત્યાં ન જોવાથી અખેરાજે આ કૃત્ય કર્યું, એમ સૌએ અનુમાન કીધું. ચુક ચુક કરી બૂમરાણ મચાવી. અમીર ઉમરાવો સર્વે આ પોકારથી ભેગા થયા અને શાહજાદાને મરેલો જોઈ, સર્વે પારાવાર દિલગીરીમાં ડૂબ્યા. તે જ ક્ષણે સેનાધિપતિને બોલાવી, દશ હજાર સૈન્ય લઈ અખેરાજની પૂંઠે ચડવાને મુખ્ય મંત્રીએ હુકમ કીધો. હુકમ થતાની સાથે જે દશે હજાર પાખરીઆ પરવારી અસ્ત્રશસ્ત્ર સજી તરત પ્રયાણ કીધું. સાથે બે એકા પણ ચડ્યા. કડાઝુડ કટક એવું તો સરજ્યું કે, જેના પર્યાણ વખતે શેષ નાગને પણ શંકા થવા લાગી.

છપ્પય-સાજી ચડ્યો ચતુરંગ, સૈન્ય મનમોદ ભરીકે,
સસ સિંધુ જલહલત, મેરુ ડગમગત ડરીકે;
હયદલ ગયદલ ધસત, મસત બાજત ખુરતારંન,
કપતખાન સુલતાન, બજત દુંદભી ધુકારંન;

હિંદવાન ભાન સુલતાન ડર, સકલ ધરાજલ ખલભલત
અતિ નીરખી સૈન્ય સામગ્રી, ત્યા થરથરથર ભૂધર હલત

એવી રીતે કડાઝુડ કટક રવાના થયુ અહીં આવી રીતે કટક રવાના થયુ અને ઉપર જણાવેલા બે એકા રવાને થયેલા કટકની આગળ નીકળી ગયા તે એવા તો ત્વરાથી રવાના થયા કે જે ઘણે દૂર પહોચેન રાજાને થોડી જ વખતમા મળશે એવી સૌની ખાત્રી થઈ હવે ત્યાથી વિદાય થયેલા રાજા, દિવસના આઠેક વાગવાના સુમારે ગાઉ વીશેક પહોંચ્યો તે વખતે રાજાનુ અમલ ઉતરી ગયુ

દુહા—નાક તરપો પેંડીલવે, નહીં ડવારાહ'લ,
સખી અમારા કથરે, ઉતર ગયા અમ'લ
અમનીઆ ઉદમાતીઆ, શેણા હદા શેણ,
તુજવીણુ ઘડી ન ચાલતુ, ફીકા લાગે નેણુ

પડે તો તેનાં સાત પડ ફાડી શેષનાગની ફેણપર પડે, અને ત્યાંથી કમઠની પીઠ કકડાવી નાંખે! એવો કસુંબો એ વાડકા ભરી રાજાએ પીધો, ઉપર ખાર ભંજણું ખાધું અને તૈયાર કીધેલ ચંબડપોષ હાથમાં લઈ જેવો પીવા જાય છે કે, તેજ ક્ષણે દિલ્હીથી લસ્કરની આગળ રવાને થયેલા પેલા બે એકા આવી પહોંચ્યા. પહોંચતાની સાથેજ અચેત બેઠેલા રાજાપર એકદમ ગુણજનો ઘા કીધો; ને તે ઘા માથામાં એવો તો થયો કે, રાજા એકદમ મૂર્છિત થઈ પૃથ્વી ઉપર ઢળી પડ્યો; શરીરની કાંઈ શુદ્ધિ રહી નહિ. તે જોઈ પેલા એકા પાસે આવી કેટલાક કઠોર શબ્દો કહી, વડવાઈએ બાંધેલી ઝાલીને છોડી ખૂબ ખુશી થઈ ગયા! ઝાલીએ પણ તેમની વીરતાની વિવિધ પ્રકારે પ્રશંસા કીધી. તે સાંભળી ખાં સાહેબ તો ખૂબ ખુશી થયા. ઝાલીને કેટલાંક આસનાવાસનાનાં વચન કહી અખેરાજને બાંધી પોતે નીમાજ પઢવા પેલી વાવમાં ઉતર્યા. ત્યાં જઈ વજુ વગેરે ક્રિયા કરી, પોતાના મુસલ્લા બિછાવી, નિમાજ પઢવા લાગ્યા. તે વખતે અહીં રાજાની મૂર્છા વળી અને જુએ છે તો પાખતીમાં ઝાલી મલકાતી ઉભી છે. તે જોઈ રાજાને રીસ તો ઘણીએ ચડી, પરંતુ કરે શું. 'હેડમાં પગ અને મૂછ મરડે શું થાય?' તેવી જ રીતે રાજાએ પણ ધાર્યું કે, અત્યારે આપણે રીસ કરવી ફોગટ છે. માટે કાંઈ યુક્તિ પ્રયુક્તિથી આપણું કાર્ય સધાય તેવો ઉપાય કરવો. એમ વિચાર કરી બેઠો અને ચતુર સામ, દામ, ભેદ અને દંડ એ ચાર પ્રકારની રાજનીતિમાં પ્રવિણ અખેરાજ આ પ્રમાણે ઝાલીના પ્રત્યે વાણી બોલ્યો,-"હે ઝાલી! તારી નીચ બુદ્ધિથી કરી કદાપિ તેં નીચકૃત્ય તો કીધું, પરંતુ તું રજપુતાણી છે એટલે કદાપિ તારા હાથે મારો કાળ થાય તો તેને આ મલેચ્છોના હાથે મરવા કરતે હું હજાર દરજ્જે શ્રેષ્ઠ માનું છું! માટે આ મારી તરવાર પડી છે, તે તું તારા હાથમાં લે અને મારા માથામાં ઘા કર, જેથી આ અસહ્ય વેદનામાંથી હું તાત્કાલ છૂટું!" રાજાનાં આ પ્રકારનાં વચન સાંભળી રાણી તો ખુશખુશ થઈ ગઈ અને મનમાં વિચાર્યું કે, 'લાવને, પેલા એકાઓને આવતે આવતે હું ટાઢે પાણીએ ખસ કાઢી નાખું!' એમ વિચારી તરત પડેલી તરવાર હાથમાં લઈ વીર કાછવાળી પાડા (પગળાં) વિશેક પાછી હઠી, હઠી કાઢી એવા તો જોરથી રાજાના ઉપર તરવારનો ઘા કીધો કે, કદાપિ એ વખતે કોઈ બીજો ગાફલ માણસ હોય તો તેના ટુકડે ટુકડા થઈ જાત; પરંતુ રાજા અખેરાજ તો કવાયતમાં કુશળ હતો, તેથી જેવો ઝાલીને ઝટકો મારવો કે તત્ક્ષણે રાજાએ એવી તો લાઘવતાથી અવળી કલામત ખાધી કે, ઝાલીનો ઝટકો પેલા બાંધેલા બંધો ઉપર પડ્યો અને બંધ

તમામ કપાઈ ગયા ને રાજાના શરીરને કાંઈ પણ ઇજા થઈ નહિ. એ જોઈ ઇષ્ટદેવની પોતાનાપર પૂરણ કૃપા છે એમ માની, પોતાનુ કાર્ય નિષ્ફળ થવાથી ઉદાસ થયેલ ઝાલીને એકદમ પકડી પૂર્વવત્ વડવાઈ સાથે બાંધી દીધી અને પોતે હાથમાં સમશેર લઈ પેલી વાવમાં ઉતર્યો. ત્યાં જઈ જુએ છે તો બેઉ એકો નિમાજ પઢી રહ્યા છે! તે જોઈ આ રાજાને ઘણો ક્રોધ ચડ્યો અને વીર હાક વગાડી બોલ્યો કે; "હે બકધાનીઓ! વિશ્વાસઘાતીઓ! જુઓ મર્દોના ઝપાટા! વળી કહેશો કે ચેતાવ્યા વગર માર્યો! અમારા રાજપુતોનો એવો ધર્મ નથી કે, તમારી પેઠે અચેત બેઠેલા પુરૂષના ઉપર ઘા કરીએ!" એમ કહી એકદમ મ્યાનમાથી પોતાની તીક્ષ્ણ તરવાર કાઢી. તે તરવાર કેવી હતી.

મનહર— મ્યાન ઘન ઘન તેં, તડપી કઢી તડી તાસી,
દુર્જન દલનપર, પરત અદાગ હે;

મને શામસુરા, માલીકે હે પ્રલયભાનુ વલી કેધાં,
કેધાં કેધાં રામચંદ્ર, જુકી કારી કરવાલીકા.

એવી તરવાર સનમુખ ઉભેલા એકાઆને પડકારી એવી તો ચલાવી કે,

દોહરો—તેં વારી રાણ પ્રતાપસી, કુંજરરે સર ખગ;
એકે ઝટકે ત્રણ હણ્યાં, સુંઢ દંતુશળ પગ.

એવી રીતે બંને ખાં સાહેબોના ધડ ઉપરથી માથાં જુદાં કરી બહાર આવી, ઝાલીને સાથે લઈ રાજા અખેરાજ તુરત ત્યાંથી વિદાય થઈ શિરોહી આવ્યો.

અખેરાજના ગયા કેડેથી બાદશાહનું દિલ્હીથી રવાને થયેલું કટક કેટલેક વખતે પેલી વાવ ઉપર આવ્યું, અને જુએ છે તો પડતા આભને થોભા દે એવા બેઉ એકા ધડમાંથી જુદા થયેલા જોયા. તે જોઈ ઘણાખરા થરથર કંપવા લાગ્યા અને અખેરાજનો પ્રતાપ પ્રલયકાળના ભાનુ સમાન છે એમ જાણી, શિરોહી ઉપર જવાની કોઇની હિંમત નહિ ચાલવાથી, કટીનો આટો ભેગો થયેલ તે ત્યાંથી દિલ્હી તરફ પાછા રવાના થયા. શિરોહી આવ્યા પછી અખેરાજે એક ચોતરો બનાવી, તેમાં ઝાલીને ચણી તેનું માથું બહાર રાખી ગામમાં ઢંઢેરો પીટાવ્યો કે, દરેક માણસે ઝાલીના માથામાં પાંચ પાંચ ખાસડાં મારવાં. એવી રીતે પંચદેખાળી કરી ઝાલીના થોડે થોડે જીવ લઈ ધર્મ વિમુખ નીચ સ્ત્રીઓને નીચકૃત્ય કરવાથી શું ફળ મળે છે તથા વીર પુરુષોથી વિરુદ્ધ કરવાથી કેવી રીતે કુશળતા રહેવાય છે તે તમામ બાબત, આ દુનિયામાં સાબિત કરી, સર્વ લોકને પ્રતાપી રાજાએ પ્રગટ બતાવી આપ્યું; અને અક્ષય કીર્તિની સાથે નિષ્કંટકપણે ત્રેસઠ વરસ સુધી નિરભયપણે રાજ કરી રાજા અખેરાજ સ્વર્ગવાસી થયા. તેમનો જ પ્રતાપી વંશ હજુ શિરોહીમાં રાજ્ય કરે છે.

---

## પ્રતાપ અને પદ્મિની.

(લેખક: નારાયણ વિસનજી ઠક્કર.)

### (૧)

ચારસો વર્ષ પૂર્વે આરાવલી પર્વતની તળેટીમાં વિસ્તરેલા અરણ્યમાં કોઈ એક બળવાન અને હૃષ્ટપુષ્ટ રાજપૂત યુવક અશ્વારૂઢ થઇને ચાલ્યો જતો હતો. તેનું મુખમંડળ સર્વથા પૌરાણિક સૌંદર્યવડે મંડિત હતું. તેના હાથ પગ આજાનુ અને ત્વરાવાળા હતા. તે શુદ્ધ ક્ષત્રિય બીજોદ્ભવ હોવો જોઇએ, એમ સ્પષ્ટ દેખાતું હતું.

એ પ્રવાસીનું નામ પ્રતાપસિંહ હતું. તેનું રાજ્ય જો કે વિશેષ વિશાળ નહોતું; તો પણ ઇલિયડ્ અને ઑડેસીના ગ્રીક વીરકાવ્યો જેટલા કિંવા તેના કરતાં પણ પુરાતન અને અજરામર થઈ રહેલા રામાયણ ગ્રંથમાં જેના પરાક્રમોનું વર્ણન કરાયલું છે, તે શ્રીરામચંદ્રના વંશમાંથી તે ઉતરી આવેલો હતો. તેણે અત્યારે શિકારીનો પોશાક પહેરેલો હતો; હાથમાં ભાલો હતો; અને તેથી જો અચાનક કોઈ હિંસક વનપશુ પોતા સમક્ષ આવે, તો તેનો સારી રીતે પ્રતિકાર કરવાને તે તૈયાર અને સમર્થ હતો.

શિકારના શોધમાં આપણો પ્રવાસી ઘણીવાર સુધી રખડ્યો. પરંતુ એક પણ શિકાર તેને હાથ લાગ્યો નહિ. અંતે કેટલાક અંતરપર એક મોટો વનવરાહ જોવામાં આવ્યો. તેને જોતાં જ તત્કાળ તેણે તેનો પીછો પકડ્યો. પ્રતાપ બહુ જ ખરાબ જગ્યામાં જતો હતો. ઝાડીમાંથી પોતાના ઘોડાને દોડાવવાનો પ્રસંગ આવી પડવાથી તેના જીવનું જોખમ થવાનો ભય દેખાતો હતો. છતાં તેના હૃદયમાં શૌર્યનો અતિશય આવિર્ભાવ થએલો હોવાથી, એ ભયની તેણે જરાપણ દરકાર કરી નહિ. વરાહનો પીછો પકડ્યો અને અંતે પોતાના ભાલાને તેના પડખામાં ખોસી દીધો. પણ એટલામાં દુર્ભાગ્યયોગે ઘોડાનો પગ ખાડામાં આવી જવાથી ઘોડો ખાડામાં પડી ગયો, અને તેની સાથે પ્રતાપ પોતે પણ પૃથ્વીપર જઈ પડ્યો. આમ અચાનક નીચે ઊછળી પડવાથી વનવરાહની કાખમાં ખોસેલો ભાલો ભાંગી ગયો અને તેનો અડધો ભાગ તે પશુના અંગમાં તેમનો તેમ જ રહી ગયો.

પ્રતાપસિંહ નગ્ન તલવારને હાથમાં લઈને તત્કાળ ઊઠી ઊભો થયો અને તે વનવરાહ સાથે દ્વંદ્વયુદ્ધ કરીને પોતાના સંરક્ષણની તૈયારી કરવા લાગ્યો. તે વનપશુના શરીરમાં ભાલાની અણી ભોકાયલી હોવાથી તે વધારે છેડાયો હતો. જ્યારે વરાહને આવેશ આવે છે, તે વેળાએ તેની પીઠપરના સોયા જેવા વાળ ખડા થઈ જાય છે. હમણા તેના વાળ ખડા થઈ ગયા હતા. તે દાંત કચકચાવતો મહાક્રોધથી પ્રતાપસિંહના શરીરપર ધસી આવ્યો. જે વનપશુઓ વિશાળ છાતીવાળાં અને દૃઢ ગણાય છે, તેમનામાંનો જ વનવરાહ પણ હોવાથી તેના તીક્ષ્ણ ધારવાળા દાંતોથી પોતાનું રક્ષણ કરવા માટે ન્હાનકડી તલવાર ભાગ્યે જ ઉપયોગી થઈ શકે છે. આવી અવસ્થામાં જખ્મી થયેલા તે જંગલી જાનવર સાથે લડતાં પ્રતાપની શી ગતિ થઈ હોત, એ અત્યારે જરા પણ કહી શકાય તેમ નથી. પણ એટલામાં બનાવ એવો બન્યો કે, એ માનવ અને પશુનું પરસ્પર પ્રાણહારક યુદ્ધ ચાલતું હતું, એવામાં તે

પશુએ મહા વિલક્ષણ રીતિથી પૃથ્વીપર પછડાઇને પોતાના પ્રાણનો ત્યાગ કરી દીધો.

૨

એવી રીતે જીવન્ વિનાશક સંકટમાંથી મુક્ત થઇને પ્રતાપ તે વનવરાહની અચાનક આવી અવસ્થા કેમ થઈ, તેની તપાસ કરવા લાગ્યો. તેના મંડદાને તપાસતાં એક તીર લાગવાથી તેનો અંત આવ્યો છે એમ તેના જોવામાં આવ્યું. તે બાણ તે પશુના અંગમાં ઓસરો પેસી ગયો હતો. એ પણ બાણ સંધાન કરનાર કોણ, એ વિશેનો કશો પણ નિર્ણય કરી શકાયો નહિ. આવા કટાકટીના સમયમાં આમ અચાનક સાહાય્ય કોણે કર્યું, તે જોવા માટે તેણે ચારે તરફ દૃષ્ટિપાત કર્યો તો તત્કાળ બે મોટાં વૃક્ષોના મધ્યમાં પર્ણોથી થએલા મંડપ તળે એક સૌન્દર્ય પ્રતિમા દૃષ્ટે પડી. એક બાળા તેનાં જોવામાં આવી. તેને જોતાં જ પ્રતાપ સર્વથા ચકિત થઈ ગયો. તે બાળાનું વય પંદર કિંવા સોળ વર્ષનું હતું; તેણે પોતાના કોમળ કરોમાં ધનુષ્યને ધારણ કરેલું હતું; અને તે એક પાણીદાર અરબી ઘોડાપર બેઠી હતી. જાણે પોતાની પીઠપર બેઠેલી સુંદર સ્ત્રી વિશે અભિમાન ભાસવાથી તે અશ્વ થૈ થૈ નૃત્ય કરતો હતો.

પ્રતાપસિંહ જો ગ્રીસ દેશમાંનો મનુષ્ય હોત, તો પોતાને દેખાતી એ બાળા ડાએના દેવીની જ મૂર્ત્તિ હશે અને તે પોતાના ભક્તના પ્રાણ બચાવવા માટે આલિપસ્ પર્વતપરથી નીચે ઊતરી આવેલી હશે, એવો જ તેને ભાસ થયો હોત. તે કુમારિકા શુદ્ધ અને મુક્ત વાતાવરણમાં રહેલી હોવાથી તેના સ્વરૂપમાં જે તેજસ્વિતાનો આવિર્ભાવ થયો હતો, તેના યોગે તે અતિશય મનમોહક દેખાતી હતી; અને તે ટાઢ તથા તાપમાં ફરેલી હોવાથી તેના મૂળ ગૌરવર્ણ ગાલોપર જો કે ઘઉંલા વર્ણની થોડીક છટા આવેલી હતી, તોપણ અંતઃપુરમાંની ફીકા રંગની સુંદર કોમળ સ્ત્રીઓ કરતાં તેના મુખમંડળમાં હજારગણી વધારે ખુમારી રહેલી હતી, એમ પ્રતાપને તરત દેખાઈ આવ્યું. તેનો વેશ બહુ સાદો હતો. તેની પ્રત્યેક ક્રિયા એટલી તો મનોવેધક હતી અને તેનો તથા તેના અશ્વનો એટલો બધો મનમેળાપ થએલો દેખાતો હતો કે, આવા પ્રકારનું બોલતું ચાલતું સૌન્દર્યચિત્ર આપણે આપણા જન્મારામાં એકવાર પણ જોયું નથી, એવો પ્રતાપનો દૃઢ નિશ્ચય થયો. તેનું સ્વરૂપ કેવું હતું? કવિ કહે છે કેઃ—

કવિત—સુંદર સુરંગ નૈન, શોભિત અનંગ રંગ,
અંગ અંગ ફૈલત તરંગ- પરિમલકે;

ભારનકે ભાર સુકુમારિકો લચકી લંક,
રાજે પરજંકપર, ભીતર મહલકે;
કહે પદ્માકર બિલોકિ જન રીઝૈં નાહિ,
અંબર અમલ કે સકલ જલ થલકે;
કોમલ કમલ કે ગુલાબન કે દલકે,
સુજાત ગડિ પાયન, બિછૌના મખમલકે.

પણ આ સૌન્દર્યમૂર્ત્તિને જોતા તેના મનમાં જે આતુરતાનો ઉદ્ભવ થયો, તે આતુરતાની તૃપ્તિ થવા પૂર્વે જ તે બધો દેખાવ તેની દૃષ્ટિ આગળથી તત્કાળ લુપ્ત થઈ ગયો. તે બાળાએ એકદમ પોતાના ઘોડાને ચલાવ્યો અને ભયભીત હરિણી પ્રમાણે એક ક્ષણ માત્રમાં જ તે વૃક્ષરાજિમાં કોણ જાણે ક્યાંય અદૃશ્ય થઈ ગઈ, તે જણાયું જ નહિ. આ વેળાએ જો તે મરી પડેલા વનવરાહના શરીરમાંનો બાણ તેને પ્રત્યક્ષ દેખાતો ન હોત, તો તે સૌન્દર્યલતિકા બાળા અને તેના અશ્વને જોવાના બનાવને તેણે કેવળ દૃષ્ટિભ્રમ જ માની લીધો હોત!

૩

મધ્યાહ્નકાળ થવા આવ્યો હતો. સૂર્યોદયના સમયથી જ પ્રતાપસિંહ અરણ્યમાં પોતાના ઘોડાને દોડાવતો ફરતો હોવાથી અત્યારે તેના કંઠનો શોષ થવા લાગ્યો. તે પાછો ઘોડાપર સ્વાર થયો અને એક ખુલ્લા દેખાતા રસ્તે ચાલ્યો. એ માર્ગમાં જવાથી મનુષ્યની વસતિ મળશે, એવું તેનું અનુમાન હતું. એ અનુમાન કાંઈ ખોટું તો ન જ હતું. ચાલતાં ચાલતાં એ વિશાળ અરણ્યમાંના એક, એક બાજૂએ વિસ્તરેલા મેદાનમાં તે આવી પહોંચ્યો. ત્યાં કેટલાંક ઝૂપડાં તેના જોવામાં આવ્યાં. તે ઝૂપડાંના મધ્યભાગમાં સર્વથી મોટી એક ઝૂપડી હતી. તે ઝૂપડી નજીક તે ગયો. ત્યાં આવ્યા પછી પૂછતાં જણાયું કે, અજિતસિંહ નામના એક રાજપૂત રાજાને દાઊદ નામના અફગાને તેના દેશ અને તેની રાજધાનીમાંથી હાંકી કાઢેલો હોવાથી હાલમાં ચારેક મહીના થયા અહિંયા આવી રહેવા માટે તેણે જ આ ઝૂપડી બાંધેલી છે.

પોતાનાં રાજ્ય અને રાજધાનીથી ભ્રષ્ટ થએલા તે રાજપૂત રાજાએ પ્રતાપનું સારું આદરાતિથ્ય કર્યું. તે અરણ્યમાંની વસતિમાં થોડોક ફલાહાર અને જલપાન કરીને વિશ્રામ લેવાથી તેના મન તથા શરીરને શાંતિ થઈ. પછી પ્રતાપે અજિતસિંહને પોતાની ઓળખાણ આપી, તેમ જ વનવરાહ સાથે થએલા પોતાના યુદ્ધનો, એક તરુણ બાળાએ પોતાને કેવી રીતે બચાવ્યો તેનો અને અંતે તે સુંદરીના અદૃશ્ય

થઈ જવાનો વૃત્તાંત પણ કહી સંભળાવ્યો. એ વૃત્તાંત સાંભળીને અજિત-સિંહ કહેવા લાગ્યો,—

"તમે જે શિકારી સ્ત્રીનો વૃત્તાંત કહ્યો, તે બીજી કોઈ નહિ પણ મારી પુત્રી પદ્મિની જ હોવી જોઇએ. અમારા કિલ્લામાંથી અફ્ગાનોએ જ્યારથી અમને હાંકી કાઢ્યા છે, તે દિવસથી એ બાળા ભિલ્લબાળા પ્રમાણે અરણ્યમાં ભમ્યા કરે છે. તે ધનુર્વિદ્યામાં મહાપ્રવીણ અને દક્ષ છે. એ મૂર્ખ બાળા હવે તો એમ કહેવા લાગી છે કે, 'મને જંગલમાં સ્વતંત્રતાથી રહેવાની ટેવ પડી જવાથી ભ્રમણથી મને એટલો બધો આનંદ થાય છે કે, અંતઃપુરની ગુંગળાવી મારનારી જગ્યામાં રહેવાનું હું કદાપિ કબૂલ કરવાની નથી!' ખરેખર એ એટલી બધી સ્વેચ્છાચારિણી બની ગઈ છે કે, હવે એની શી વ્યવસ્થા કરવી, એ માટેનો માર્ગ મને સૂઝતો નથી."

"એ સુંદરી જો મારાપર કૃપાદૃષ્ટિ કરવાને સંમત હોય, તો હું મારા જીવનવિસર્જનના સમય પર્યન્ત મહાઆનંદથી એનો દાસ થઈ રહીશ, એનો જે કાંઈ પણ ઉદ્દેશ હશે, તે ઉદ્દેશને પૂર્ણ કરવામાં જ મુખ્યત આનંદ તથા અભિમાન માનીશ." પ્રતાપે કહ્યું.

"ખરેખર, તમને જોઇને મને એમ લાગે છે કે, જે પુરુષોને જોઇને કુમારિકાઓ નાકનું ટીચકું ચઢાવે છે, તેવા પુરુષોમાંના તમે નથી પણ મારી પદ્મિનીને એક બીજો ધ્યાસ લાગ્યો છે. તેણે ઠરાવ કીધો છે કે, 'દાઊદ અફ્ગાને અમારી વડિલોપાર્જિત રાજધાની, અમારો કિલ્લો અને અમારું સર્વ રાજ્ય છીનવી લીધું છે, તે સર્વ પાછું મેળવી આપનાર જો કોઈ પુરુષ મળી આવશે, તો તે પુરુષને જ હું વરીશ, બીજા કોઇને પણ વરવાની નથી' એમ તે કહે છે, અને વધુ કહે છે કે, 'મારા એ ઉદ્દેશને જે કોઈ પણ સિદ્ધ કરશે, તે પુરુષ જો શીદી જેવો કાળો અને રાક્ષસ સમાન ભયંકર હશે, તોપણ તેના ગળામાં આનંદથી હું વરમાળા આરોપીશ—તેને પોતાના પતિ તરીકે સ્વીકારવામાં હું જરા પણ આનાકાની કરીશ નહિ!' આવો તેનો ઉન્માદ છે." અજિતસિંહે ગંભીર મુદ્રાથી કહ્યું

"કાંઈ ચિન્તા નહિ. હું હર્ષથી તેના એ ઉદ્દેશને સિદ્ધ કરવાની પ્રતિજ્ઞા કરું છું તમારી રાજધાની, તમારો રાજગઢ કિલ્લો અને તમારું સર્વ રાજ્ય હું તમને પાછું મેળવી આપીશ અથવા તો એ ઉદ્યોગમાં મરી જઇશ, એ હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું." પ્રતાપે ઉત્સાહથી કહ્યું

૪

તે જ દિવસે બનાવ એવો બન્યો કે, જ્યાંથી લેશ માત્ર પણ સંભવ નહોતો, એવી એક ભિન્ન દિશામાંથી જ અજિતસિંહ પાસે

પદ્મિની માટેનું માગું આવ્યું. પદ્મિનીના સૌન્દર્યની પ્રશંસા દાઊદખાનના સાંભળવામાં આવ્યાથી, તે પોતે જો કે આધેડ થયો હતો અને તેની પોતાની મુસલમાન જાતિની બે બીબીઓ હયાત હતી, છતાં તેણે એ ત્રીજી રૂપવતી રાજપૂત કુમારીને પોતાની બીબી બનાવીને જનાનખાનામાં લાવવાની ઇચ્છા કરી. તેણે પોતાના એક વિશ્વાસપાત્ર જાસૂસને પત્ર આપીને અજિતસિંહ પાસે મોકલ્યો. તે પત્રમાં એમ લખેલું હતું કે, "ચન્દ્ર સમાન જેનું મુખ છે, નક્ષત્ર સમાન જેનાં નેત્રો છે, મુક્તામાલા સમાન જેની દંતપંક્તિ છે, પ્રવાળ સમાન જેના અધરોષ્ઠ છે, ગુગ્ગુલ અને કપૂર સમાન જેના મુખનું સૌગંધ્ય છે, હરિણી સમાન જેનું મૃદુ અને ચપળ અંગ છે અને કનકકલશ સમાન જેનાં સ્તનો છે, એવી જે તમારી કન્યા પદ્મિની, તે આજથી મારા અંતઃકરણની સ્વામિની થઈ છે અને એટલા માટે આ પત્ર વાંચતાં જ તેને મારા સુખ તથા મારા રાજ્યવૈભવની ભાગિની થવા માટે તમારે મારી પાસે મોકલી દેવી!" એ પત્રના અંતમાં વળી તાપ બતાવનાર અને ભયદર્શક એવા શબ્દો હતા કે, "અમે તમને જે આ માન આપીએ છીએ, તેનો જો તમો અસ્વીકાર કરશો તો અમે શસ્ત્રાસ્ત્ર સહિત તમારા અરણ્યમાં પ્રવેશ કરીને બળાત્કારે પદ્મિનીને લઈ જઇશું અને અમારા જનાનખાનાની પર્દાનશીન બેગમ બનાવીશું! તુમેરા એક અચ્છા કવિ બોલ ગયા હૈ કેઃ—

કુંડલીયો—નાહી સુસર જમાત્રિ, નહિ, સેવક સેન્ય સંબંધ,
તાસ ક્રિયા પિખ જોર હે, સો મૂરખ જડ અંધ;
સો મૂરખ જડ અંધ, અંધ કોહે બહુ ચેરો,
બિના પ્રયોજન અહમક, જહતહે કરે બખેરો;
કહ ગિરિધર કવિરાય, કીસીકો કહિયેં કાહી,
જો હોવે કછુ નિસબત, સોતો સુપને નાહી."

દાઊદ અફગાનના એ અસભ્યતાથી ભરેલા પત્રના વાચનથી અજિતસિંહના મનમાં કોપનો એવો તો પ્રબળ આવિર્ભાવ થયો કે, પ્રથમ તો તે પત્ર લાવનાર જાસૂસના મસ્તકને ધડથી જૂદું કરી નાંખવાનો જ વિચાર કર્યો. પણ પછી જરાક શાંત થઈ મહાઆવેશથી પોતાની પુત્રીની ઝૂંપડીમાં જઇને તેને આ સમાચાર કહી સંભળાવ્યા. આ વાર્તા સાંભળતાં જ સિંહસુતાને પણ દાઊદના આ અત્યાચાર વિશે અતિશય સંતાપ થયો. કોપાગ્નિથી બળતા અજિતસિંહે જરાક શાંત થવા પછી પુત્રીને અચાનક આવેલા યોગ્ય વર પ્રતાપનો વૃત્તાંત પણ કહી સંભળાવ્યો.

પદ્મિનીની બુદ્ધિ મહાચપળ હોવાથી તે ક્ષણે જ એક અદ્વિતીય કલ્પનાનો તેના મસ્તિષ્કમાં આવિર્ભાવ થયો તે કહેવા લાગી કે,—"એ જાસૂસના ખૂનના વિચારને હાલ તરત આપણે જવા દઇએ તો વધારે સારું. મને વરવા ઇચ્છનારા અત્યારે આ બે પુરુષો છે. એક આધેડ, ઠીંગણો અને જાડો છે; બીજો તરુણ, ઉચ્ચ અને રૂપાળો છે. બાપૂ, મને લાગે છે કે, આપણે એ ઉભયના કથનનો યોગ્ય વિચાર કરીએ તો ઠીક. એમ કરવાથી આપણા જે વડિલોપાર્જિત રાજ્ય અને ઉચ્ચપદથી આપણે વંચિત થયા છીએ, તે આપણને પુન પ્રાપ્ત થવાનો કોઈ યોગ્ય માર્ગ મળી આવશે. પ્રથમ જે તરુણ અને શૂર પુરુષ મારા હાથની પ્રાપ્તિ માટે યુદ્ધ કરીને રાજગઢ અને આપણા સમસ્ત રાજ્યને પાછું મેળવી આપવાની પ્રતિજ્ઞા કરે છે, તેની પાસે જઇને આપણે આ

મોકલવામાં આવી છે, એમ કહેવામાં આવતું હતું. પદ્મિની પોતાનાં યશસ્વી ધનુષ્ય તથા બાણને પોતાની સાથે લઇને બેઠી હતી. વળી એ સમુદાયના સંરક્ષણમાટેના સૈનિકો તરીકે પ્રકટ ત્રીસ અશ્વારૂઢ સૈનિકો હતા. તેમનામાંના ઘણાખરાઓ પાસે બબ્બે તલવારો હતી; અને પ્રત્યેકે બબ્બે તલવારો બાંધવી જોઇએ, એ રાજપૂત લોકોનો એક સાધારણ રિવાજ પડી ગયેલો હોવાથી એ વિશે કોઇના મનમાં કશો સંશય આવવાનો સંભવ નહોતો.

દુહો—બૈરીકે મન બસત હે, ઘટહીમેં બડોં ઘાત;
સજ્જન રહિયે શત્રુસે, સાવધાન દિન રાત.

એવી રીતે એ જીવપર ઉદાર થયેલા ભયંકર શત્રુઓનો સમુદાય અત્યંત વેગથી રાજગઢ પ્રતિ ચાલતો થયો. સર્વનો વેશ આંખોને આંજી નાંખે તેવો હોવાથી તેની ભયકરતા વિશેષ ભયાનક થઈ પડી હતી. કિલાના દરવાજાથી તેઓ જ્યારે લગભગ એક ગાઉના અંતરપર આવી પહોંચ્યા, તે વેળાએ દાઊદખાન પોતાના આપ્ત અને ઇષ્ટ મિત્ર આદિ લગભગ વીસ આસામીઓને સાથે લઇને તેની સામે જઈ પહોંચ્યો. દાઊદખાનને ટાપટીપ, કરવાનો જરાક વધારે શોખ હતો. હમણાં તેણે ભપકાદાર પોશાક પહેર્યો હતો અને તેની આકૃતિ જે ગોળ ગોળવા જેવી હતી, તે કાંઇક શોભાયમાન દેખાય એવી રીતે કાંઇક યુક્તિથી તેણે

બેઠી. તત્ક્ષણે ગુપ્ત વેશધારી રાજપૂતોએ પાલખીમાંનાં શસ્ત્રો હાથમાં ઉપાડી લીધાં અને કેટલાકોએ સંરક્ષક સૈનિકો પાસે જે વધારાની તલવારો હતી તે લઈ લીધી.

આ સર્વ વિલક્ષણ પ્રકાર જોઈને દાઊદખાન બહુ આશ્ચર્યચકિત થઈ ગયો. પરંતુ ત્વરિત પ્રસંગાવધાનનો આશ્રય લઈને તેણે પોતાની સાથેના કેટલાક ઘોડેસ્વારોને પોતાની પાછળ લડવાના આશયથી ગોઠવી દીધા; અને કિલ્લાપરના બાકીના મુસલમાન સિપાઇઓને દગાની સૂચના આપવા માટે રણશીંગું ફૂંકવાનો હુકમ ફરમાવ્યો. પ્રથમ તો શાંત રીતિથી આવેલી સ્વારીની મઝા જોવા માટે સારા અને શોભીતા પોશાકો પહેરીને જે લોકો આવ્યા હતા, તેઓ આ વિચિત્ર પ્રકારને જોઈને પોતપોતાનાં શસ્ત્રાસ્ત્ર લેવાને દોડી ગયા. એમાંના કેટલાક મુસલમાન સિપાઇઓ હતા, અને કેટલાક નાગરિકો હતા, બીજા ત્યાંના જૂના હિંદુ નિવાસીઓ હોવાથી તેઓ પણ પોતાના ધર્મ અને સ્વાતંત્ર્ય માટે લડવાને તૈયાર થઈ ગયા.

યુદ્ધનો આરંભ પદ્મિનીએ જ કર્યો. તેણે પોતાના અરબી ઘોડાની પીઠપર સ્થાન લેતાંની સાથે જ પોતાના ધનુષ્યની પ્રત્યંચા ચઢાવીને દાઊદખાનની છાતીપર શરસંધાન કર્યું. સ્ત્રીનો સ્વભાવ છે કે, જો કોઈ પુરુષનો તેનાપર પ્રેમ થયો હોય, તો તે પુરુષ પોતાને ન ગમતો હોવા છતાં પણ તેને માટે તેના મનમાં બહુધા અનુકંપા ઉત્પન્ન થયા વિના રહેતી નથી. પદ્મિનીની પણ એવી જ અવસ્થા થવાથી તત્કાળ તેના મનનો નિર્ધાર ફરી ગયો: તેણે પોતાના બાણના સંધાનને જરાક નીચે નમાવીને દાઊદખાનને બદલે તેના ઘોડાને ઘાળ ચાટતો કીધો! પદ્મિનીના મનમાં આ ક્ષણમાત્રની અનુકંપા આવવાથી રાજપૂતોએ જે આટલો મોટો વ્યૂહ રચ્યો હતો, તેની અફળતા થવાનો સમય આવી પહોંચ્યો. ઘોડો જખમી થઈને પડતાં તેની સાથે દાઊદખાન પણ નીચે જમીનપર પછડાઈ પડ્યો ખરો, પરંતુ સત્વર જ તે ઉઠીને ઊભો થયો; અને તેણે ચારે તરફ ધ્યાનપૂર્વક અવલોકન કર્યું તો રાજપૂત લોકો અફગાનોને પાછા હટાવ્યા જતા જણાયા. રાજપૂતોએ જે મોટી ભૂલ કરી હતી, તે તેના ધ્યાનમાં આવી, એટલે તેણે સમયસૂચકતાનું અવલંબન કરીને તત્કાળ કિલ્લાના દ્વારપ્રતિ પલાયન કર્યું. કારણ કે, તે રણકંદનના સ્થાનમાં જવાથી પોતાના એકલા હાથે વિશેષ કાંઈ પણ થઈ શકવાનું નથી, એ તે સારી રીતે જાણતો હતો; અર્થાત્ દ્વાર પાસે લડતા લોકોમાંનો ત્યાં એક પણ મનુષ્ય ન હોવાથી ત્યાંના પહેરેગીરોને પોતે સાહાય્ય આપીને દ્વારોને બંધ કરી

નાંખવાની તેણે ખટપટ કરી. તેનો આ પ્રપંચ જો સિદ્ધ થયો હોત, તો કિલ્લામાં ગયેલા રાજપૂતોને બહારથી સાહાય્ય મળવાની જરા પણ આશા ન રહેવાથી, સકંજામાં સપડાયલા ઉંદર પ્રમાણે મુસલમાનોએ તેમને પટાપટ, ચટાચટ ને કટાકટ કાપી નાંખ્યા હોત; અને પદ્મિનીને પણ મુસલમાન સરદારના જનાનખાનાની બીબી બનીને રહેવું પડ્યું હોત. પરંતુ કેવળ પળ કે અર્ધ પળની ભૂલના યોગે દાઊદખાનની આશારૂપ ઇમારત એકદમ કડડભૂસ કરતી જમીનદોસ્ત થઈ ગઈ! કોટના મોટા અને ભારી દરવાજા ટકાઇને બંધ થાય, તે પહેલાં જ કિલ્લાની બહાર એકત્ર થયેલા સમુદાયમાંના આગળ ઉભેલા કેટલાક રાજપૂતો ત્યાં આવી પહોંચ્યા અને કિલ્લામાંના પોતાના જાતિબંધુ તથા મિત્રોને સાહાય્ય આપવા માટે બળપૂર્વક અંદર ધુસી આવ્યા. વરવધૂના સરક્ષણના દંભથી ગયેલા લોકો કિલ્લામાં જઇને પોતાની છાવણી નાખે, તે વેળાએ તત્કાળ તેમની પાછળ તેમની કુમકે જવા માટે રાજપૂતોએ પોતાના લોકોને એકત્ર કરી રાખવાની વ્યવસ્થા પણ આગાઉથી જ કરી રાખી હતી.

દાઊદનો ઉપલો પ્રપંચ વ્યર્થ ગયો. તે ત્યાં ફરતા એક ન ધણિયાતા ઘોડાપર બેસીને કિલ્લાપરના લોકોનો સરદાર થઈ રાજપૂતો સામે લડવા આવ્યો. મુસલમાનોનો અત્યાર સુધીમાં સારો જમાવ થઈ ગયો હતો. તેઓએ પ્રતાપના હાથતળેની નાની નાની ટોળીઓને બહુધા ચારે તરફથી ઘેરી લીધી. પ્રતાપે એ પ્રસંગે સર્વથા **ભીમ** સમાન પરાક્રમનો પરિચય કરાવ્યો. તે યુદ્ધમાં તે પંડે જખમી થયો, અને તેની સાથેના કેટલાક શૂરવીર તરુણ રાજપૂતો તેની પાસે જ મરીને ટપોટપ પડવા લાગ્યા. આ ધામધૂમ ચાલતી હતી, એવામાં પદ્મિની કે જે પોતાના લોકોના મધ્યભાગમાં અશ્વારૂઢ થઇને યુદ્ધ કરતી હતી અને જે કૌતુકને સર્વજનો આશ્ચર્યથી નિહાળ્યા કરતા હતા, તે એક પછી એક બાણોને છોડીને શત્રુઓને યમસદનમાં રવાના કરવા લાગી. એટલામાં ડૂબતી નૌકાપરના નાવિકોને પોતા તરફ બીજી નૌકાને આવતી જોઇને આશાનો રંગ દેખાવા માંડે છે અને એ વેળાએ તેમના મનની જેવી સ્થિતિ થાય છે, તે પ્રમાણે જ કિલ્લાના દ્વારમાંથી રાજપૂતોને સાહાય્ય આપવા માટે આવતા જોઇને પદ્મિનીના મનની સ્થિતિ પલટાઈ ગઈ! સર્વ રાજપૂતો નગરમાં આવી જતાં ત્યાંના હિન્દુ નિવાસીઓ પણ તેમને આવી મળ્યા. રાજપૂતસંખ્યા ઘણી જ મોટી થઈ ગઈ. મુસલમાન લોકોનું બળ તેમની સમક્ષ ચાલતું અટકી પડ્યું. આટલું થવા છતાં પણ દાઊદખાને પોતાના ધૈર્યને લેશ માત્ર પણ ન્યૂન થવા ન દેતાં, હાથમાંથી છટકી ગએલા શિકારને પાછો મેળવવા મારેનો છેવટનો

પ્રયત્ન કર્યો. તેણે પ્રતાપપર આક્રમણ કરવાના ઉદ્દેશથી તેના શરીરપર પોતાના ઘોડાને દપટાવ્યો; પણ પ્રતાપે પેચ લડાવીને તેના ઘોડાને પોતાના શરીરપર પડવા ન દેતાં દાઊદખાનને તેની કમરમાં હાથોને વીંટાળીને ઘોડાની પીઠપરથી નીચે ખેંચી લીધો. એવી રીતે દાઊદને શત્રુના હાથમાં સપડાયલો જોઇને નિરુત્સાહ થયેલા તેના સિપાઇઓએ યુદ્ધનો ત્યાગ કર્યો અને રાજપૂતો પાસેથી તેઓ જીવનદાન માગવા લાગ્યા. રાજપૂતોએ ઉદારતા દર્શાવીને તત્કાળ શરણાગતોને જીવનદાન આપીને પ્રસન્ન કર્યા.

૬

એવી રીતે પોતાના અતુલ પરાક્રમનો પરિચય કરાવીને પ્રતાપે અજિતસિંહ માટે અફગાનો પાસેથી રાજગઢનો કિલ્લો જીતી લીધો, અને એ પરાક્રમના ઉપહારમાં તેને પદ્મિનીનો હાથ મળ્યો. પદ્મિનીએ દાઊદખાન માટે પ્રાર્થના કરવાથી તેનો જીવ બચ્યો, પણ પદ્મિની અત્યારે પ્રત્યક્ષ નજરે પડવાથી દાઊદખાનના મનમાં તેના વિશે પ્રથમ કરતાં પણ અધિક આસક્તિનો ઉદ્ભવ થયો. પ્રેમના ઉન્માદમાં તે બકયો કે;-"આજે મને જે આ સુંદર અને દેદીપ્યમાન સ્ત્રીના દર્શનનો લાભ થયો છે, તેની સાથે સરખાવતાં, આ કિલ્લો અને આ દેશ મારા હાથમાંથી ચાલ્યા ગયા છે, એ હાનિ કાંઈ પણ બિસાતમાં નથી!" એ પછી તે મનોગત કહેવા લાગ્યો કે;-"ચિન્તા નહિ. આજે નહિ, તો કોઇવાર ભવિષ્યમાં પણ હું આ સુંદરીને મારાં શસ્ત્રાસ્ત્રના બળથી હરીને લઇ જઇશ અને એને મારી બેગમ બનાવીશ!"

એ પછી દાઊદ ઘણાં વર્ષ પર્યન્ત જીવ્યો અને સેંકડો લડાઇઓ મારીને તેણે યશ મેળવ્યો, છતાં પદ્મિનીને બેગમ બનાવવાની તેની આશા અંત પર્યન્ત સફળ થઈ શકી નહિ.

---

## ઉમરાવસિંહ રાઠોડ.

**દેશનિકાલ.**

ચલ્પપ્રતાપસ્મૃતો ચપ્પહુર્મદ રાઠોડ રાજવંશ, અત્યારે કેવળ નામ શેષ જ છે. પરંતુ ઈ. સ. ૧૬૩૪ માં તેની એ સ્થિતિ નહોતી. પ્રત્યક્ષ દિલ્હીના બાદશાહો પણ રાઠોડ વીરોના અતુલ બાહુબળથી ભયભર્યા થરથર કંપતા હતા.

વૈશાખ માસ ચાલતો હતો. વસંતઋતુમાંનો સુગંધિત મલયાનિલ અદ્યાપિ ભાસમાન થતો હતો. એ જ વૈશાખમાં એ જ દિવસે સંપૂર્ણ

મારવાડ દેશ એકાએક શોકસાગરમાં નિમગ્ન થઈ ગયો—જે મારવાડ દેશ આજ સુધી આનંદસાગરમાં વિહરતો હતો, અને રણધુરંધર યોધાઓના હુંકાર ધ્વનિવડે દેશ દિગંતને પ્રકંપાયમાન કરી મૂકતો હતો, તે જ મારવાડ દેશ આજે સર્વથા સ્તબ્ધ અને નિરાનંદમય જ બની ગયેલો જોવામાં આવતો હતો. પ્રલયકાળ પૂર્વે જેવી રીતે પ્રકૃતિ દેવી નિર્વાત અને નિષ્કમ્પ થઈ જાય છે, તેવી જ મારવાડની પ્રકૃતિ પણ આજે શાંત અને શિથિલ થઈ ગયેલી હતી. આજે કાંઈ પણ હૃદયવિદારક દેખાવ નજરે પડવાનો, એવી ભીતિથી સર્વના અંતઃકરણો વ્યગ્ર થએલાં હતાં. જ્યાં ત્યાં હાહાકારનો જ પ્રસાર થઈ રહ્યો હતો. એટલામાં તો કુમાર ઉમરાવસિંહને તેના પિતાએ ત્યાજ્ય પુત્ર ઠરાવીને મારવાડની ગાદીપરથી તેનો અધિકાર કાઢી નાખવાના દુઃખકારક સમાચાર જોતજોતાંમાં સર્વત્ર પ્રસરી ગયા, શોકનું સત્ય કારણ વ્યક્ત થઈ ગયું.

મારવાડના સિંહાસને એ સમયે રાજા ગજસિંહ વિરાજતો હતો. ઉમરાવસિંહ, ગજસિંહનો પાટવી કુમાર હતો. પોતાનાં શૌર્ય અને વીર્ય આદિ ગુણોવડે એ યુવરાજ પ્રજાને બહુજ પ્રિય થઈ પડ્યો હતો. દિલ્હીપતિના સાર્વભૌમત્વને સ્વીકારીને રાજા ગજસિંહ પોતાના વિલક્ષણ પરાક્રમથી રણક્ષેત્રમાં પુરુષત્વ ગર્જાવતો હતો. તે વેળાએ—પિતાને સહાયતા કરવાના કાર્યમાં ઉમરાવસિંહે જે અસાધારણ વીરત્વ પ્રકટ કર્યું હતું, તેથી બાદશાહની પણ તેનાપર અત્યંત કૃપાદૃષ્ટિ થઈ ગઈ હતી. સમસ્ત મારવાડમાં તે વેળાએ એની બરાબરી કરવાને કોઈ પણ સમર્થ હતું નહિ. પરંતુ ક્ષાત્ર તેજથી દીપતા, એ અસામાન્ય વીરના અંગમાં એક મહા દોષનો નિવાસ હતો. ઉમરાવસિંહ તે ઉમરાવસિંહ જ હતો! તે રાજબીજ હતો. આજના રાજા તે રાજબીજ નહિ, પણ

સવૈયા—કોઉ ઘાંચનકે કોઉ મોચનકે, કોઉ લાડકવાય લુહારનકે;
કોઉ નાયઉકે કી તંબોલનકે, કોઉ સાંઈ સુતાર કુંભારનકે;
કોઉ ધોબનકે કોઉ ચોબનકે, કોઉ મેમન કોઉ ગૅંવારનકે;
જહૅં એસે મિલિ સબ રાજ કરે બ્હાં, જોર ચલે કહા ચારનકે.

તેનો સ્વભાવ બહુ જ કરડાકીવાળો, ને અત્યંત માની હતો. વિનય એટલે શું, એની તો એ વીરને સ્વપ્ને પણ કલ્પના હતી નહિ. નમ્રતા સાથે એ અલૌકિક સાહસપ્રિય શૂરવીરની ઓળખાણ પણ નહોતી. એ જ દુર્ગુણ અંતે તેના નાશનો હેતુ થઈ પડ્યો. તેનો આવો અભિમાની અને ઉચ્છૃંખલ સ્વભાવ અંતે તેના પિતાને અણગમતો થઈ પડ્યો. "મારા મરણ પછી રાજ્યની સત્તા કુમારના હાથમાં આવશે તો પ્રજાની શી ગતિ

થશે ?" એ વાતનો તેના મનમાં બહુ જ મોટો વિચાર થઈ પડ્યો. આજે ઉમરાવસિંહને તેણે એ બાબતમાં ઘણોક સમજાવ્યો, પરંતુ ઉમરાવસિંહે, એ વાતને લેશ માત્ર પણ ગણકારી નહિ. કોપના આવેશમાં તે પોતાના પિતા સામે ગમે તેમ આડું અવળું બોલી ગયો. પુત્રનું આવું વર્તન જોઇને ગજસિંહના મનમાં ઘણો જ ક્લેશ થયો. તેણે તત્કાળ પોતાના પ્રધાનમંડળને બોલાવીને ઉમરાવસિંહને રાજ્યના અધિકારથી દૂર કરી દીધો.

એ વાત ઉમરાવસિંહના સાંભળવામાં આવતાં તે બેભાન થઈ ગયો. હવે પાણી પીવા માટે પણ મારવાડમાં રહેવું નહિ, એવી તેણે પ્રતિજ્ઞા કરી. જનક જનનીનું છેલ્લીવાર મુખદર્શન કરીને રાજ્યલાભની આશાપર સદાનેમાટે પાણી મૂકી મારવાડનો યુવરાજ, એક સાધારણ નિરાધાર ભીખારી પ્રમાણે માતૃભૂમિનો ત્યાગ કરવાને તૈયાર થઈ ગયો.

કૃષ્ણવસ્ત્ર પરિધાન કીધાં. કાળા રંગના ઘોડાપર સ્વાર થયો. ઉમરાવસિંહ નગરના દ્વાર સન્નિધ આવ્યો. ચારે તરફ લોકોની ભારે ભીડ જામી રહી. સર્વનાં નેત્રોમાંથી અશ્રુની ધારા વહેતી જોવામાં આવી. સર્વની મુખમુદ્રા શોકાકુળ થઈ ગયેલી જણાઈ, સર્વ એકસરખો આક્રંદ કરતા જોવામાં આવ્યા. તલવારોના વાર મસ્તકપર થતા હોવા છતાં અને પ્રત્યક્ષ મૃત્યુને આંખો ફાડીને સામું આવી ઉભેલું જોવા છતાં પણ જે રાઠોડ બચ્ચાનાં નેત્રોમાંથી કોઈ કાળે અશ્રુબિંદુ પડતાં દેખાયાં નહોતાં, તે જ બહાદુર રાઠોડો આજે એક અજ્ઞાન બાળક પ્રમાણે ડૂસકાં ભરીભરી રડતા હતા. એટલામાં "મારવાડની ચતુઃસીમામાં હવે પછી ઉમરાવસિંહે પ્રવેશ કરવો નહિ," એવી ગજરાજની નિષ્ઠુર આજ્ઞા વજ્રાઘાત પ્રમાણે લોકોના સાંભળવામાં આવી. પિતાની એ કઠોર આજ્ઞાથી ઉમરાવસિંહનું હૃદય તિલમાત્ર પણ વિચલિત થયું નહિ. ઘોડાને એડી મારીને ક્ષણના અર્ધભાગ જેટલા સમયમાં તે ત્યાંથી અદૃશ્ય થઈ ગયો.

એવી રીતે પોતાના યુવરાજને જ રાઠોડપતિ ગજસિંહે દેશાંતર દંડની શિક્ષા કરીને ભટકતો ભીખારી બનાવી દીધો.

### દિલ્હીમાં ખટપટ.

ઉમરાવસિંહ મારવાડમાંથી, નાના પ્રકારનાં કષ્ટ અને દુઃખોને સહન કરતો કરતો, કેટલાક દિવસ પછી દિલ્હીમાં જઈ પહોંચ્યો. તેને તેના પિતાએ દેશનિકાલ કરવાની વાત બાદશાહ શાહજહાન સારી રીતે જાણતો હતો. બાદશાહની એ કાર્યમાં સંમતિ પણ હતી, છતાં પણ ઉમરાવસિંહ દિલ્હીમાં આવતાં જ શાહજહાને સન્માનથી તેને પોતાના દરબારમાં રાખ્યો. ઉમરાવસિંહની યોગ્યતાને બાદશાહ સારી રીતે ઓળ-

ખતો હતો પોતાના વિલક્ષણ સાહસ અને અલૌકિક શૌર્યના પ્રતાપે ઉમરાવસિંહે અલ્પ સમયમાં જ બાદશાહનો પરિપૂર્ણ પ્રેમ મેળવી લીધો બાદશાહે તેને ત્રણ હજાર સૈનિકોનો મનસબદાર બનાવ્યો. તે વીરનરે નાગોરનું રાજ્ય જિતી બાદશાહના પગ આગળ મૂક્યું

જો કે આટલો બધો તે બાદશાહના અનુગ્રહને પાત્ર હતો, તોપણ હમેશને માટે બાદશાહ સમક્ષ હાથ જોડીને ઉભા રહેવાને અને સર્વથા બાદશાહની ઇચ્છા પ્રમાણે જ વર્તવાને તે વીર શિરોમણિ ધિક્કારતો હતો અર્થાત્, કેટલેક અંશે પરાધીન હોવા છતાં પણ તે પૂર્ણ સ્વતંત્રતા અને સ્વચ્છંદતાથી જ વર્ત્યા કરતો હતો સગવડ હોય ત્યારે મૃગયા-શિકાર-ઇત્યાદિ મોજ કરતો ને સુખથી પોતાનો સમય વીતાડતો હતો

એક દિવસે બાદશાહની પરવાનગીની પણ પરવા ન કરતાં તે વ્યાઘ્ર અને સિંહ આદિ પશુઓનો શિકાર કરવા માટે દિલ્હી છોડીને બહાર જંગલમાં નીકળી ગયો પાછો ફરતાં જ પરવાનગી લીધા વિના દરબાર છોડી બહાર જવા માટે બાદશાહ શાહજહાને તેને કેટલોક ન છાજતો ઠપકો આપ્યો અને એ અપરાધ માટે દંડ આપવો પડશે, એવી ધમકી બતાવી તેજસ્વી રાઠોડ વીરથી એ અપમાન સહી શકાયું નહિ તેના શરીરમાં કોપવિદ્યુતનો પ્રવાહ વહન કરવા લાગ્યો. મુખ લાલચોળ થઈ ગયું નેત્રોમાંથી અગ્નિની જ્વાળા બહાર પડવા લાગી

તરવારની મૂઠપર હાથ રાખીને ઉમરાવસિંહ મહા આવેશથી કહેવા લાગ્યો કે –"રાજપૂત વીરને બીજા કોઈ પણ દંડની ખબર હોતી નથી તેનો દંડ માત્ર તેની તલવાર જ છે. જ્યારે જ્યારે પણ તેને દંડ દેવાનો સમય પ્રાપ્ત થશે, ત્યારે ત્યારે તે એજ દંડ આપવાનો !"

કવિત-અર્જુન ધનુષ બાણ, ભૂખણ જાનત કિધોં,
ભીમકી ગદાહે કિધોં, જગ જય કાજકી,
વાસવકો વજ્ર, વાસુદેવ જૂકો ચક્ર કિધોં,
રેવતેશ મૂસલ જ્યોં મ્લેચ્છ ક્ષય કાજકી,
દંડન અદંડનિકો, દંડધર દંડ કિધોં,
કિધોં નખ પાતી તીવ્ર, સિંહ સરતાજકી,
શંભૂકો ત્રિશૂલ, શંભૂ સુતકો કુઠાર કિધોં,
શંભૂ સુત શક્તિ શમશેર ઉમેરાજકી.

શાહજહાન બાદશાહ કે જેની ઇચ્છા માત્રથી જ તે વેળાએ સમસ્ત ભરતખંડનાં સૂત્રો ચાલતાં હતાં, તે ભારતેશ્વરને તેના જ દરબારમાંનો એક

રાઠોડ વીર દર્પોકિત સાંભળાવે, એ તેનાથી કેમ સહન કરી શકાય વારૂ? ઉમરાવસિંહનો એ જવાબ સાંભળીને બાદશાહ બહુ જ કોપી ઉઠયો તે મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'એ રાઠોડ હોય, કે ગમે તે હોય, પણ અત્યારે તો મારો આશ્રિત જ છે, અને આશ્રિત પુરુષે આવી ઉદ્દતાઈ રાખવી, એ કોઈ પણ રીતે યોગ્ય નથી જ!' એવા વિચારથી તે મનમાને મનમા જ બળવા લાગ્યો પરતુ એ રાઠોડ વીર સમક્ષ પ્રત્યક્ષ કાંઈ પણ બોલવાની એ બાદશાહની પણ હિંમત ચાલી શકી નહિ મનમા ને મનમા એ ક્ષણે જ તેણે દૃઢ પ્રતિજ્ઞા કરી કે, "જો આ રાઠોડના મદનું મર્દન કરુ અને એની પાસેથી દડ વસૂલ કરુ, તો જ મારુ નામ શાહજહાન ખરુ!"

બીજે દિવસે બાદશાહે સલાબતજગ નામના પોતાના એક સર દારને બોલાવ્યો, અને કહ્યુ કે, "ગમે તે ઉપાય કરીને પણ ઉમરાવસિંહ પાસેથી દડ તો વસૂલ કરવો જ જોઈએ" સલાબતજગ બાદશાહનો એક મુખ્ય કામદાર હતો અને બાદશાહની કૃપાદૃષ્ટિ મેળવવા માટેનો આ યોગ્ય પ્રસગ છે, એમ ધારીને તેણે અત્યત નમ્રતાથી જવાબ આપ્યો કે, "ખુદાવદના હુકમનો અમલ અવશ્ય કરવામા આવશે, પછી એ કાર્યમાં પ્રાણ જાય તો ભલે જાય, મને તેની પરવા નથી!"

– એ જવાબ સાભળીને બાદશાહ ઘણો જ ખુશ ખુશ થઈ ગયો અને ત્યાર પછી તેણે સલાબતજગને જવા માટેની આજ્ઞા આપી

સલાબતજગ માર્ગમાં ચાલતા ચાલતા કેવી રીતે અને શી યુક્તિ કરીને ઉમરાવસિંહ પાસેથી દડ વસૂલ કરવો, એનો વિચાર કરવામાં નિમગ્ન થઈ ગયો માર્ગમા પાચ દશ માણસ સાથે તો તે અથડાઈ પણ પડ્યો કારણ કે, વિચારપરપરાએ તેના દૃષ્ટિજ્ઞાનનો નાશ કરી નાખ્યો હતો અને એક વાત સૂઝી આવી હોય, એવો તેની મુખમુદ્રપરથી ભાસ થવા લાગ્યો અને તેના મુખમડળમાં કાઇક આનદની છટા દેખાવા લાગી તરત તે ત્યાંથી એક બીજા માર્ગમા ચાલતો થયો

## રાજપૂતતેજ.

દિલ્લીના "દીવાને આમ" નામના રાજગૃહમા મોટો દરબાર ભરાયેલો છે ઇતિહાસ પ્રસિદ્ધ રત્ન ખચિત મયૂર સિંહાસન–તખ્તેતાઉસમા બાદશાહ શાહજહાન વિરાજમાન થએલો છે મોટા મોટા અમીર, ઉમરાવ, સરદાર, જાગીરદાર અને કચનીઓ હાથ જોડીને ઉભાં છે દરબારમાં આજે ઉમરાવસિંહનો ઇન્સાફ થવાનો છે ફરીયાદી સલાબતજગ દડ વસૂલ કરવા માટે ઉમરાવસિંહને ઘેર ગયો હતો અને ત્યા તેણે રાજપૂત વીરને શબ્દોથી બની શકે તેટલું અપમાન આપ્યુ હતુ તે

શૂરવીર રાજપૂતથી એ શબ્દો સહન ન કરી શકાવાથી તેણે તેને પોતાના ઘરમાંથી બહાર કાઢી મૂકયો હતો. એ વાત મીઠું મરચું ભભરાવીને બાદશાહ આગળ રજુ કરતાં તે કહેવા લાગ્યો કે, "ખુદાવંદ ! એ મગરૂર રાજપૂતે મારું અપમાન કર્યું, એનું તો મને વધારે કશું પણ લાગતું નથી, પરંતુ આ દાસનું અપમાન કરીને તેણે બાદશાહ સલામતનું જ અપમાન કર્યું છે; એ વાતને યાદ કરતાં છાતી ચીરાઈ જાય છે, અને જિગર ફાટી જાય છે." અને તે એ રાજપૂતને ઘેર પણ શાહનો હુકમ બજાવવા માટે જ ગયો હતો.

એ વાત ચાલતી હતી, એટલામાં ઉમરાવસિંહ પોતે જ દરબારમાં આવીને હાજર થયો. બાદશાહે બહુ જ કોપભરેલી નજરથી તેની સામુ જોયું. એ પ્રસંગને સાધી લઈને સલાબતખાંએ અનેક ખોટી બનાવટી વાતો કહીને, બાદશાહના કોપાનળને બની શકે તેટલો વધારે પ્રજ્વલિત કર્યો.

ઉપર કહેલું જ છે કે, સલાબતજંગ બાદશાહનો એક મોટો કામદાર હતો, અને બાદશાહના તેનાપર ચારે હાથ હતા. એવા મોટા મુસલમાન સરદારનું ઉમરાવસિંહ જેવા એક સાધારણ હિંદુએ અથવા બીજા શબ્દોમાં કહીએ તો કાફિરે અપમાન કરવાની હિંમત કરી, એ વાત બાદશાહથી સહન કરી શકાઈ નહિ. તેની મગરૂરીમાટે તે રાજપૂતને બાદશાહના હાથે યોગ્ય શિક્ષા કરાવ્યા વિના સલાબતજંગના મનને પણ ચેન પડે તેમ ન હોતું જ, એટલા માટે પોતાના મનમાંથી ઉપજાવી કાઢેલા અનેક મિથ્યા આરોપો ઉમરાવસિંહના શિરે ચડાવીને તેને જે પ્રકારે સખતમાં સખત સજા મળે, તેવો પ્રયત્ન કરવામાં સલાબતખાંએ કશી પણ કચાશ રાખી નહિ. ઘણીકવાર સુધી તે મોઢામાંથી જેમ આવે તેમ બકે જ જતો હતો. આ વખતે તેને બીજું કોઈ અટકાવનારું તો હતું જ નહિ.

તેના આવા રંગને જોઈ ગર્વગળિત થતો બાદશાહની પાસે પાસે ખસવા લાગ્યો, પરંતુ ઉમરાવસિંહની તેજસ્વિની તલવારે પળ માત્રમાં તે અપ્રસ-વાદી સલાબતખાંના હૃદયમાં પ્રવેશ કર્યો અને તે પાપી, મિથ્યા આરોપ મૂકવાના પાપમાંથી સદાનેમાટે મુક્ત થઈ ગયો.

માત્ર સલાબતખાંનો નાશ કરવાથી જ ઉમરાવસિંહનો ક્રોધાગ્નિ શાંત થયો નહિ. અસત્ય આરોપોમાં વિશ્વાસ રાખીને જે બાદશાહ કેવળ અન્યાયથી જ તેને દંડ દેવાને તૈયાર થયો હતો, તે શાહજહાન બાદશા-હને પણ તેના અન્યાયમય વર્તનમાટે–રાજપૂતોના અપમાન કરવાના ઘોર પાતકમાટે પ્રાયશ્ચિત આપવાને તે તૈયાર થઈ ગયો. એમ કરવા વિના તે રાજપૂત વીરનો ક્રોધાનળ શાંત થાય તેમ નહોતું આંખના પલકારા જેટલા સમયમાં સલાબતખાંના અપવિત્ર રક્તથી ખરડાયલી તલવારને ઉગામીને ઉમરાવસિંહ બાદશાહના શરીરપર ધસી ગયો. એ વખતે પ્રખર સૂર્ય પ્રમાણે તેનાં ઉભય નેત્રો પ્રજ્વલિત થયેલાં હતાં–તે સાક્ષાત્ કૃતાંત સ્વરૂપ જ લાગતો હતો. તેની આવી ભયંકરતાનું દર્શન કરીને બાદશાહ એકદમ ગભરાઈ ગયો, અને સિંહાસનપરથી ભૂસકો મારી, મહાપરિશ્રમથી જનાનખાનામાં પેસી ગયો. છેડાયલા સિંહને પોતાનો શિકાર છટકી જવાથી નિરાશ થઈને બેસી રહેવું પડ્યું. બાદશાહનું આયુષ્ય બાકી હતું, એટલે તે કોઈ પણ રીતે પોતાનો પ્રાણ બચાવી શક્યો.

એ વેળાએ ઉમરાવસિંહના મુખનું નિરીક્ષણ કરવાની પણ કોઈ-નામાં શક્તિ હતી નહિ. તેનાં નેત્રોમાંથી આગની ચીંગારીઓ વર્ષતી હતી અને તલવારમાંથી વીજળી નીકળવાનો ભાસ થતો હતો.

## વિશ્વાસઘાત.

દુહો—વૃશ્ચિક નિજ માતાતણું, પેટ ફોલિને ખાય
એ કે'વત ભવમાંય કે, "ઘર ફૂટે ઘર જાય."

બાદશાહને નાસી ગયેલો જોતાં જ ઉમરાવસિંહ વધારે છેડાયો. દરબારમાં બધા પોતપોતાના જીવને ઉગારવાનો પ્રયત્ન કરવા લાગ્યા. એક હિંદુએ ભર દરબારમાં પ્રત્યક્ષ બાદશાહ સમક્ષ પોતાના કરતાં ઉંચી પદવી ધરાવનારા અમીર ઉમરાવનું અપમાન કરેલું જોઈને અનેક મોગલ સરદારો ખળભળી ઉઠ્યા. એટલામાં તો તે વીરનરે સલાબતખાંના શરીરનો પોતાની તલવારને ભોગ આપી દીધો. એ બનાવને જોતાં જ બધાના હાથમાં નગ્ન તલવારો ચમકવા લાગી. ઉમરાવસિંહ બાદશાહના તખ્ત તરફ દોડતાં જ સર્વેએ જે કોલાહલ કર્યો, તે અવર્ણનીય હતો. થોડા જ વખત પહેલાં જે દરબાર પોતાની અપૂર્વ શોભા, અનુપમ

સુંદરતા, અને પૂર્ણ ગંભીરતાથી પ્રત્યક્ષ ઇન્દ્રની સભાની પણ સ્પર્ધા કરતો દેખાતો હતો, તે જ દરબાર અત્યારે શોણિતપ્રવાહ અને છિન્ન ભિન્ન મૃત કલેવરોની વિપુલતાથી અત્યંત ભયાનક સ્મશાન સમાન દેખાવા લાગ્યો.

એક બાજુએ ઉમરાવસિંહ અને તેના કેટલાક અનુયાયીઓ અને બીજી બાજુએ દરબારમાના સર્વ સરદારો તથા પહેરેગીરો ઉભા હતા. જોતજોતાંમાં ઉમરાવસિંહે પોતાની તીક્ષ્ણ ધારવાળી તલવારથી એક પછી એક અનુક્રમે પાંચ મુસલમાન સરદારોના માથા ધડપરથી ધડ દેતાં કે ઉડાવી દીધા સર્વત્ર હાહાકારનો પોકાર થઈ ગયો. મોગલ સરદારો એક પછી એક પાછા હટવા લાગ્યા નૃસિંહાવતાર ધારણ કરીને રણમાં આગળ પડેલા તે રાઠોડસિંહ સમક્ષ જવાની કોઇની પણ છાતી ચાલી નહિ. સર્વના મુખનું તેજ ઉતરી ગયું, અને ભયથી સર્વ થરથર કંપવા લાગ્યા.

'મરતા કયા ન કરતા' એક માણસ મરણીયો થઈ પોતાના જીવની પરવા ન રાખીને યાહોમ કરી, રણસગ્રામમા કૂદી પડે છે, ત્યારે તે સોના જીવને ભારે થઈ પડે છે, એમ જે કહેવાય છે, તેનું આ એક જીવતું જાગતું અને પ્રત્યક્ષ ઉદાહરણ છે.

ઉમરાવસિંહને કોઈ પહોંચી શકયું નહિ, પણ અંતે પરાક્રમથી જે કાર્ય થવું અશક્ય હતું, તે વિશ્વાસઘાતથી નિર્વિઘ્ન પાર પડી ગયું. ઉમરાવસિંહનો સાળો અર્જુનગોર મિત્રભાવથી સાંત્વન કરવાનો દંભ કરીને તેની પાસે ગયો, અને તે અધમાધમ સાળાપર વિશ્વાસ રાખીને તે શૂરવીર રાજપૂત કિંચિત્ અસાવધ થતામાં જ તે નીચ વિશ્વાસઘાતક અર્જુનગોરે એક તીક્ષ્ણ કટારને ઉમરાવસિંહ–પોતાના બનેવી–ની છાતીમા ઘોંચી ઘાલી તેનો ઘાત કરી નાંખ્યો. હાય! અદૃષ્ટ અથવા કોઈ કર્મની પ્રબળતાથી પોતાની માતૃભૂમિ, જનક જનની અને ઇષ્ટજનોથી વિયુક્ત થયેલો તે શૂરવીર રાઠોડ નરપુંગવ આમ વિશ્વાસઘાતનો ભોગ થઇને પોતાની પત્નીના ભાઇના હાથે જ માર્યો ગયો તેના મરણ પછી તેના અનુયાયીઓની પણ એવી જ દશા થઈ.

# સંન્યાસિની.

## સ્મશાનભૂમિ.

એક નદીના તીરે બળીને ભસ્મીભૂત થએલી ચિતા સમક્ષ જુઓ ભીખારણ જેવા વેશવાળી, છૂટા ચોટલાવાળી અને અત્યંત ઉતરી ગયેલા ચેહરાવાળી કોઈ એક સ્ત્રી બેઠી છે તે કોઈ સન્યાસિની જેવી જ દેખાય છે તેની સ્થિતિ નિર્જીવ અને પ્રાણહિન ચિતાની ભસ્મ જેવી જ થઈ ગયેલી આપણા જોવામાં આવી શકે છે તેનું હૃદય પણ આજે સુખદુ ખના વિકારથી રહિત થઈ ગયેલું હોય, એવો પ્રત્યક્ષ ભાસ થાય છે સમસ્ત શરીરમાં ભડભડાટ બળતી અગ્નિજ્વાળાનું શમન કરવામા તેણે પોતાના રુધિરનો નાશ કરી નાંખેલો છે તે સર્વથા નિર્જીવ અને પ્રાણહિન જ બની ગઈ છે જે અપક્વ હૃદય, નૂતન પ્રેમ, નૂતન આશા અને નૂતન ઇચ્છાથી થોડા સમય પહેલાં જ પ્રફુલ્લિત થયેલું હતું, તેનું આમ એકાએક આવુ દુ ખકારક અને ભયકર પરિણામ થશે, એવો કોઇના મનમા પણ ભાસ થયો હશે ખરો કે? કદાપિ નહિ એ જ નિ સર્ગનો પ્રભાવ. સૂર્યનો અસ્ત થયો, રાત્રિનું આગમન થયુ અને ચક્રવાકિ પક્ષિણીના આખી રાત સુધી પોતાના પતિના વિયોગદુ ખને સહન કરવાનો આરંભ થયો! જોધાબાઈ! તારી દુર્દશા ચક્રવાકિ પક્ષિણી કરતાં પણ વધારે ભયકર અને વધારે શોકપ્રદ છે! તારી આ કઠોર રાત્રિનો તારા આ અવતારમાં તો અત આવવાનો નથી જ!

એક સમયે જ્યારે જોધાબાઈ વિકસિત કુસુમ પ્રમાણે પ્રફુલ્લિત મુખથી હસતી હસતી પોતાના પ્રિયતમનો હાથ ઝાલીને એ નદી તીરે બેસીને વાર્તાલાપ કરતી હતી, જ્યારે તે નદીના પ્રવાહમા પુષ્પો નાખીને પોતાના નાના નાનાં સુકોમળ ચરણોવડે જળતરગ સાથે તેમને અહીં તહીં ફેરવતી અથવા નચાવતી હતી અને જ્યારે તે બન્ને પ્રિયા પતિ પાણીના પ્રવાહમા પ્રવેશ કરીને એક બીજાના શરીરપર જળના બિન્દુ ઉડાડી જળક્રીડા કરતા હતા, તે વેળાએ એ આનદનું શોકકારક અને ભયાનક પરિણામ થશે, એવી કોઇના મનમાં કલ્પના પણ ક્યાથી આવે?

એક દિવસ એ નદીના તીરે બેસીને કુમાર પોતાની ભાવી સ્થિતિનું વર્ણન કરતો હતો અને પોતાની સુખપ્રદ કલ્પનાવડે સુખમય અને ઉજ્જ્વલ ચિત્ર આલેખીને પોતાની પ્રિયાને બતાવતો હતો, તે વેળાએ જાગૃતાવસ્થામાં તો શું પણ સ્વપ્નમા પણ જોધાબાઇને એમ નહિ લાગ્યુ

હોય કે, 'મને પોતાને એક દિવસ આજના સ્મશાનવાસિની સંન્યાસિનીના વેશમાં એ જ નદી તીરે આવવું પડશે?' હાય! હાય! કર્મની કેવી અને કેટલી બધી ગહન ગતિ!

## વિયોગવેદના.

વસંતઋતુના એક દિવસના પ્રભાતનો સમય પ્રવર્તમાન હતો. નદીના પાત્રમાં રવિકિરણો તરગભંગથી કંપાયમાન થતાં હતાં. સુશીતલ સુગંધિત મંદ વાયુ નદીના પૃષ્ઠ ભાગપરની ક્ષુદ્ર લહરીઓ સાથે ખેલ કરી રહ્યો હતો. એક મંજરીયુક્ત આમ્રવૃક્ષ તળે નદી તીરે કુમાર અને જોધાબાઈ બન્ને પ્રેમીજન બેઠેલાં હતાં. આમ્રવૃક્ષની એક ડાળીપર કોકિલા પોતાના સુમધુર પંચમ સ્વરના તાનમાં ગિલ્તાન થયેલી જોવામાં આવતી હતી. જોધાબાઇનું મુખ મ્લાન થયેલું દેખાતું હતુ. તેના મુખમંડળમાં સ્મિતની એક લકીર પણ દૃષ્ટિગોચર થતી ન હોતી. તેના નેત્રોમાં અશ્રુ ભરાઈ આવ્યાં હતાં. મેવાડનો સેનાપતિ અજયસિંહ યવન સેનાપતિ મહબ્બતખાનની ગતિનો પ્રતિબંધ કરવા માટે રાજ્યની સીમાના અંતમાં આવેલા પર્વત વિભાગમાં જવાનો હતો. એ સમયે કુમાર પણ અજયસિંહ સાથે યુદ્ધમાં જવાનો હતો. એ સમાચાર સાંભળીને જોધાબાઈ બહુ જ ખિન્ન અને દિલગીર બની ગઈ હતી. એક શાખામાંનાં બે પુષ્પો પ્રમાણે એક બીજાના સહવાસમાં જ તેઓ નાનાંથી મોટાં થયાં હતાં. "જો કુમાર જશે તો હું એકલી મારા જીવનનો કાળ કેમ કરીને વીતાડી શકીશ?" એવા એવા અનેક વિચારો તેના મનમાં ઉત્પન્ન થવા લાગ્યા. જોધાબાઈ વિરહની વ્યથાથી અત્યંત વ્યાકુળ બની ગઈ હતી. એકાએક તેનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહી નીકળ્યો. તેની આવી અવસ્થાનું અવલોકન કરી પ્રેમથી તેની આંખોમાંનાં આંસુને લૂછતો કુમાર ગદ્ગદિત સ્વરથી કહેવા લાગ્યો:–

"પ્રેમઘેલી! આટલી બધી અધીર અને શોકાશીલ કેમ બની જાય છે? હું સત્વર જ પાછો આવીશ."

એનું જોધાબાઇએ કશું પણ ઉત્તર આપ્યું નહિ. માત્ર અશ્રુ ભરેલાં નેત્રોથી તે એકીટસે કુમારના મુખનું સ્તબ્ધતાથી નિરીક્ષણ કરતી બેસી રહી. કુમાર પાછો કહેવા લાગ્યો કે: "જે વેળાએ શત્રુઓનો સંહાર કરી, મહારાજા પાસેથી વિજયમાળા મેળવીને હું તારા ગળામાં આરોપીશ, તે વેળાએ........" એટલું બોલતાં જ તેનું મુખ પ્રફુલિત થયું, નેત્રોમાં નીરનો આવિર્ભાવ થયો અને તેથી નેત્રો અધિક તેજસ્વી દેખાવા લાગ્યાં, તેની આશા અને પોતાની ભાવિ સુસ્થિતિનું મનોહર તેજસ્વી

ચિત્ર તેનાં નેત્રો સમક્ષ આવીને ઉભાં રહ્યાં. તે પુનઃ એકવાર ગદ્ગદિત સ્વરથી બોલ્યો કે, "પ્રિયે! તે વેળાએ તારા મનમાં કેટલો બધો આનંદ થશે, એની તારા મનમાં અત્યારે કલ્પના માત્ર પહોંચી શકે છે?"

જોધાબાઈ સજળ નેત્રોથી તેના તરફ જોતી કિંચિત્ હસી અને તરત જ ડોક નીચી નમાવી દીધી. કુમારથી પણ વધારે બોલી શકાયું નહિ. જોધાબાઇના હાથને પોતાના હાથમાં લઇને તે આનંદવિકસિત નયનોવડે તેના મુખચન્દ્રને કેવળ મુગ્ધવત્ જોવા લાગ્યો. એવી અવસ્થામાં કેટલોક સમય વીતી ગયો. એટલામાં એકાએક પર્વતની દિશામાંથી સૈન્યના કોલાહલ, ઘોડાનાં પગલાં અને રણવાદ્યોનો કર્કશધ્વનિ તેમના સાંભળવામાં આવ્યો. જાણે નિદ્રામાંથી જાગૃત થયો હોયની! તે પ્રમાણેનો ભાવ કરીને કુમાર કહેવા લાગ્યો કે;-"રાજધાનીમાંથી સૈન્ય આવતું દેખાય છે. પ્રિયે! ચાલ-આવ, આપણે ત્યાં જઇને સૈન્યગમનની શોભાનું અવલોકન કરીએ." બંને જણ ઉઠ્યાં અને માર્ગની એક બાજૂએ આવીને ઉભાં રહી ગયાં.

આજે માર્ગમાં ઘણી જ ભીડ થયેલી જોવામાં આવે છે. કેટલો બધો ભયંકર કોલાહલ! આવી ધામધૂમ આ ડુંગરાળ ગામમાં આગળ કોઈ વેળાએ પણ કોઇના જોવામાં આવેલી હશે નહિ જ. રાજધાનીમાંથી સેનાનું આગમન થએલું છે. સુસજ્જિત ઘોડેસ્વારો એક હારમાં ચાલતા નજરે પડે છે. તેમના ભાલાઓપર સૂર્યનાં કિરણો આવી પડવાથી બહુ જ ચમકાટ કરતા દેખાય છે. ગામમાંના બધા લોકો પોતપોતાના ધંધા રોજગારને છોડીને સૈન્યના એ ભવ્ય દેખાવનું અવલોકન કરવા માટે આવીને ભીડ કરી ઉભા છે. જોધાબાઈએ ભયંકર અને વિસ્મયજનક અપૂર્વ દેખાવને જોઇને એટલી બધી મુગ્ધ બની ગઈ કે, એ ગડબડાટમાં કુમાર તેનાથી ક્યારે અને કેવી રીતે છૂટો પડી ગયો, એનું પણ તેને કાંઈ ભાન રહ્યું નહિ. પરંતુ પાછળથી કુમાર પોતાની પાસે નથી એમ જ્યારે તેણે જોયું અને જાણ્યું ત્યારે તેના વિશાળ મુગ્ધ નેત્ર ભયભીત હરિણી પ્રમાણે ચંચળ થયેલાં દેખાવા લાગ્યાં. તેનું કૃશ અને કોમળ શરીર નાજુક વેલી પ્રમાણે થરથર કંપવા લાગ્યું. તેણે જોયું કે, એક બેફામ બનેલો ઘોડો સ્વારના હાથમાંથી છૂટી જઇને જે વચ્ચે આવે તેને પગ તળે ચગદી નાંખતો તેના પોતાના તરફ જ દોડતો આવે છે. માત્ર એક બે પળનો જ જો અવકાશ થયો હોત, તો તે ઘોડાની હડફેટમાં અવશ્ય આવી જ ગઈ હોત. પણ એટલામાં એક ભયંકર ચીત્કાર કરીને તે જેવી ત્યાં જ મૂર્છિત થઇને પડી ગઈ, તેવો જ

હોય કે, 'મને પોતાને એક દિવસ આજના સ્મશાનવાસિની સંન્યાસિનીના વેશમાં એ જ નદી તીરે આવવું પડશે ?' હાય ! હાય ! કર્મની કેવી અને કેટલી બધી ગહન ગતિ !

## વિયોગવેદના.

વસંતઋતુના એક દિવસના પ્રભાતનો સમય પ્રવર્તમાન હતો. નદીના પાત્રમા રવિકિરણો તરગભગથી કપાયમાન થતાં હતાં. સુશીતલ સુગધિત મદ વાયુ નદીના પૃષ્ઠ ભાગપરની ક્ષુદ્ર લહરીઓ સાથે ખેલ કરી રહ્યો હતો એક મજરીયુક્ત આમ્રવૃક્ષ તળે નદી તીરે કુમાર અને જોધાબાઈ બન્ને પ્રેમીજન બેઠેલા હતા. આમ્રવૃક્ષની એક ડાળીપર કોકિલા પોતાના સુમધુર પચમ સ્વરના તાનમા ગિલ્તાન થયેલી જોવામા આવતી હતી. જોધાબાઇનું મુખ મ્લાન થયેલું દેખાતું હતું તેના મુખમડળમા સ્મિતની એક લકીર પણ દૃષ્ટિગોચર થતી ન હોતી તેના નેત્રોમા અશ્રુ ભરાઈ આવ્યા હતા. મેવાડનો સેનાપતિ અજયસિંહ યવન સેનાપતિ મહબ્બતખાનની ગતિનો પ્રતિબધ કરવા માટે રાજ્યની સીમાના અતમા આવેલા પર્વત વિભાગમા જવાનો હતો. એ સમયે કુમાર પણ અજયસિંહ સાથે યુદ્ધમા જવાનો હતો. એ સમાચાર સાભળીને જોધાબાઈ બહુ જ ખિન્ન અને દિલગીર બની ગઈ હતી એક શાખામાના પહેલાના પ્રમાણે એક બીજાના સહવાસમા જ તેઓ નાનાથી મોટાં હોતી કુમાર તેના [illegible] "એમની મારા જીવનનો કાળ કેમ તે તેના મુખને તિરછી નજરથી સ્મિત સહિત જોયા [illegible]
તેની રીતિનો હવે લોપ થઈ ગયો હતો અર્થાત્ આગળની સર્વે સ્થિતિ હવે બદલાઈ ગઈ હતી કુમાર તેને હસાવવા માટેના હજારો પ્રયત્નો કરતો હતો, પરતુ તે બાળાના મુખમડળમા આગળના જેવા સરળ અને શુદ્ધ સ્નેહના હાસ્યની છટા હવે કોઈવાર જોવામા આવતી નહોતી. છતાં પણ અજયસિંહને જોતા તે યુવતીની એ અવસ્થામા તત્કાળ એક પ્રકારનું વિલક્ષણ પરિવર્તન થઈ જતું હતું. તેના નેત્રોની સ્વાભાવિક જ્યોતિ અને ઓષ્ઠોમાનું મધુર પ્રેમસ્મિત અજયસિંહને નિહાળતા જ વિકસિત થયેલા જોવામા આવતા હતા.

કુમાર અને જોધાબાઈ એકબીજાના સહવાસમા ઉછરીને જ નાનાથી મોટા થયાં હતા તેમની બાલ્યાવસ્થા સાથે ખેલવા કૂદવામા જ વીતી હતી. એ બન્ને પરસ્પર નિષ્કપટભાવથી જ વર્તતા હતા . એકના પ્રેમ વિષે કદાપિ બીજાના મનમા અવિશ્વાસ આવતો નહોતો. એમ હોવા છતા અદ્યાપિ તેમનો લગ્ન સબધ થયો નહોતો "જોધાબાઈ ઉપર થશે, એટલે હું એના પિતા પાસેથી એના હાથની માગણી કરીશ"

ચિત્ર તેનાં નેત્રો સમક્ષ આવીને ઉભાં રહ્યાં. તત્પુત્રઃ એકવાર ગદ્ગદ્ સ્વરથી બોલ્યો કે, "પ્રિયે! તે વેળાએ તારા મનોમાં કેટલી બધી આશા થશે, એની તારા મનમાં અત્યારે કલ્પના માત્ર પણ છે, ખરી કે?

જોધાબાઈ સજળ નેત્રોથી તેના તરફ જોતી કિંચિત્ હસી અ તરત જ ડોક નીચી નમાવી દીધી. કુમારથી પણ વધારે બોલી શકાયું નહિ. જોધાબાઇના હાથને પોતાના હાથમાં લઇને તે આનંદવિકસિત નયનોવડે તેના મુખચન્દ્રને કેવળ મુગ્ધવત્ જોવા લાગ્યો. એવી અવસ્થામા કેટલોક સમય વીતી ગયો. એટલામાં એકાએક પર્વતની દિશામાંથી સૈન્યના કોલાહલ, ઘોડાનાં પગલાં અને રણવાદ્યોનો કર્કશધ્વનિ તેમના સાંભળવામાં આવ્યો. જાણે નિદ્રામાંથી જાગૃત થયો હોયની! તે પ્રમાણેનો ભાવ કરીને કુમાર કહેવા લાગ્યો કે;–"રાજધાનીમાંથી સૈન્ય આવતું દેખાય છે. પ્રિયે! ચાલ–આવ, આપણે ત્યાં જઇને સૈન્યગમનની શોભાનું અવલોકન કરીએ." બન્ને જણ ઉઠ્યાં અને માર્ગની એક બાજૂએ આવીને ઉભાં રહી ગયાં.

આજે માર્ગમાં ઘણી જ ભીડ થયેલી જોવામાં આવે છે. કેટલો બધો ભયંકર કોલાહલ! આવી ધામધૂમ આ ડુંગરાળ ગામમાં આગળ કોઈ વેળાએ પણ કોઇના જોવામાં આવેલી હશે નહિ જ. શું શત્રુ-સાથી સેનાનું આગમન થએલું છે. સુસજ્જિત ... મારા હૃદયમાં બાલ્યાવસ્થા-ચાલતો નજરે પડેલો ઉદ્ભવ થયેલો છે. માતાના ખોળામાં બેસી બાલ્યાવસ્થામાં યવનોની દુષ્ટતા અને અત્યાચારોની વાતો જ્યારે હું સાંભળતો હતો, ત્યારે મારા શરીરમાંનું રક્ત કોપથી એકાએક ઉષ્ણ બની જતું હતું; શત્રુના રુધિરથી તલવારને લાલ બનાવીને પિતા પ્રમાણે યશસ્વી થવું અને પોતાની ગણના પ્રખ્યાત વીરોની પંક્તિમા કરાવવી, એ મારી આજે લાંબા સમયની ઇચ્છા અથવા મહત્ત્વાકાંક્ષા છે. જોધાબાઇના પ્રેમથી પણ એ ઇચ્છાનો પ્રતિબંધ કરી શકાયો નહિ. પ્રેમ સાથે એ મહત્ત્વાકાંક્ષા પણ વૃદ્ધિંગત જ થતી રહી હતી. કારણ કે, યુદ્ધમાં લડીને નામાંકિત થવું, એ જ જોધાબાઇને મેળવવાનો માત્ર એક ઉપાય છે, એવો જ આજ દિવસ સુધી મને ભાસ થયા કરતો હતો. એક સમયાવચ્છેદે પ્રેમ અને યશની લાલસાએ મારા હૃદયમાં એક અપૂર્વ મિશ્ર મનોવિકારને જાગૃત કર્યો હતો. પરંતુ હાય–અચાનક વચ્ચે અજયસિંહે આવીને અમારા બન્નેનો નાશ કરી નાંખ્યો! મારી પ્રેમાકાંક્ષા તો હવે કોઈ કાળે પણ પૂરી થવાની નથી જ, માત્ર મનમા યશની આકાંક્ષા અવશિષ્ટ રહેલી છે. કારણ કે, જોધાબાઇનો પ્રેમ હવે અજયસિંહમાં

બંધાયો છે-તે હવે અજયની થઈ છે. અજયને તેણે પોતે તેની સાથે લગ્ન કરવા માટેનું વચન આપેલું છે. ત્યારે યુદ્ધની સમાપ્તિ પછી એ બન્ને વિવાહ સંબંધથી એક સાથે જોડાશેજ! અને હું?-"

એ અને એવા પ્રકારના બીજા પણ અનેક શોકકારક વિચારો કુમારના મનમાં એક પછી એક આવ્યા કરતા હતા અને વચવચમાંથી તે દીર્ઘ અને ઉષ્ણ નિઃશ્વાસ નાંખતો પણ જોવામાં આવતો હતો.

ઉપર કહ્યા પ્રમાણે કુમાર એકલોજ બેઠેલો હતો. નદી પૂર્વ પ્રમાણે આજે ગંભીર અને મંજુલ રવ કરતી વહેતી હતી. અસ્તાચળમાં જતા દિનમણિએ સંધ્યાકાલીન આકાશમાં પોતાનાં રક્ત વર્ણ કિરણોવડે એક પ્રકારની અપૂર્વ શોભાનો રંગ ચમકાવ્યો હતો, અને તેનો પ્રતિબિંબ નીચે નદીના સ્ફટિકવત્ સ્વચ્છ અને નિર્મળ જળપ્રવાહમાં અત્યંત મનોહર અને આકર્ષક દેખાતો હતો. વટવૃક્ષની એક વાંકી વળેલી શાખાએ નિત્ય પ્રમાણે આજ પણ તે સુવર્ણસ્રોતમાં કૃષ્ણ વર્ણની ઘનચ્છાયા પ્રસારી દીધી હતી. કુમાર પાણીમાં પડેલી પોતાની છાયાનું અવલોકન કરતો હતો. સૂર્ય અસ્તાચલમાં ચાલ્યો ગયો અને આકાશનો રંગ અતિશય લાલ ભડકા જેવો દેખાવા લાગ્યો. નદીના પાણીમાં પડેલી વટવૃક્ષની છાયાપર બીજી પણ કોઇની છાયા તેની નજરે પડવા લાગી. તેની છાતી ધડકવા લાગી. થોડી વાર સુધી તે છાયાનું નિરીક્ષણ કરવા પછી તે ત્યાંથી ઉઠ્યો અને ધીમે ધીમે ચાલીને વટવૃક્ષ તળે જઇને ઉભો રહ્યો. ત્યાં જોધાબાઈ ઉભી હતી. પશ્ચિમ દિશામાં આકાશની પ્રશાંત રક્તવર્ણ છટામાં જોધાબાઇની અશ્રુપૂર્ણ અને ખિન્ન મુખમુદ્રા ઉજ્જ્વળ અને મનોહર દેખાતી હતી. જોધાબાઇની દૃષ્ટિ ઉપર આકાશમાં લાગેલી હતી અને તેનાં નેત્રોમાંથી ખળખળ કરતો અશ્રુનો પ્રવાહ વહેતો જોવામાં આવતો હતો. જ્યારે પણ કુમાર જોધાબાઇને રડતી જોતો હતો, ત્યારે તેના મનમાં અસહ્ય દુ:ખ થતું હતું. એટલે આજ પણ તેને તેવીજ વેદના થવા લાગી. તે પોતાના દુઃખને દાબીને અત્યંત ખિન્ન સ્વરથી બોલ્યો કે-જોધાબાઈ! તું રડે છે શા માટે? એ રોદનનું કારણ મને નહિ જણાવે?

જોધાબાઇમાં કુમારનો અતોનાત પ્રેમ હતો. જોધાબાઇનો પણ એક સમયે કુમારમાં એવોજ સ્નેહ હતો. પરતુ "હવે મારુ પ્રેમસ્થાન બીજું થએલું છે, એ વાત જાણીને કુમારના મનમાં ઘણોજ ખેદ થશે અને એ નિરાશ બની જશે." એવો વિચાર જોધાબાઇના મનમાં કોઈ દિવસે પણ આવ્યો નહોતો જ. જોધાબાઈ કેવળ વ્યથિત હૃદયથી પ્રથમ પ્રમાણેજ પોતાના મિત્ર આગળ વિશ્વાસપૂર્વક પોતાના હૃદયને ઉઘા-

રીને રડતી કહેવા લાગી કે;-"અજયસિંહ યુદ્ધમાં જાય છે અને મને લાગે છે કે, હવે મારી સાથે એનો મેળાપ થવાનો નથી જ."

કુમારે ધીમેથી એક દીર્ઘ અને ઉષ્ણ નિઃશ્વાસ નાંખ્યો. પોતાના દુઃખના તીવ્ર વેગને મનમાં ને મનમાં જ દબાવી રાખીને તે સદ્દગદિત અને નિશ્ચયાત્મક સ્વરથી બોલ્યો કે;-"જોધાબાઈ! તારે કોઈ પણ વિપ-ચની ચિંતા કરવી નહિ. તારો અને એનો પુનઃ સત્વર જ મેળાપ થશે; એ વિષે લેશમાત્ર પણ સંશય જેવું નથી જ."

રણક્રન્દન.

હવે કશી પણ આશા રહી ન્હોતી. અજયસિંહ યવનસૈન્યના ભયંકર પ્રવાહનો અવરોધ કરવાના કાર્યમાં સર્વથા અશક્ત અને અસમર્થ થઈ ગયો હતો. મેવાડના સૈન્યને શત્રુઓની સેનાએ ચારે તરફથી ઘેરી લીધું હતું. સૈન્યમાંના હતબુદ્ધ, વિશૃંખલ, ભયભીત અને નિરાશ સૈનિકો ઉભા ઉભા ભાલાઓના આઘાત સહન કર્યાં કરે છે, કોઈ તલવાર ચલાવે છે, અને કોઈ સેનાપતિની આજ્ઞાની દરકાર ન કરીને જીવ બચાવી ન્હાસી જાય છે. એવી રીતે હિંદુ સેનાની ચારે બાજુએ ભય, નિરાશા અને પ્રલય ફરી વળેલાં જોવામાં આવતાં હતાં. સર્વત્ર હાહાકાર વ્યાપી ગયો હતો. આવો મામલો જોઇને અજયસિંહ એકાએક ગભરાઈ ગયો અને તેણે શત્રુ સાથે સલાહ કરવા માટેનું કહેણ મોકલ્યું. યવનસૈન્યમાં ગર્વધ્વનિનો ઉદ્દભવ થયો. કુમાર-સિંહ અત્યાર સુધી બીજી બાજુએ પોતાના બે હજાર સિપાહીઓના સાહાય્યથી શત્રુના દમનનો જીવ સટોસટનો પ્રયત્ન કરવામાં રોકાયલો હતો. સદ્દભાગ્યયોગે તે બાજુએ શત્રુઓનો પરાજય કરીને અજયસિંહને સહાયતા આપવા માટે તે બીજી બાજુએ આવી લાગ્યો. તેના યશસ્વી સૈન્યની રણગર્જના અને વિજયાનંદધ્વનિથી અજયસિંહના, ભયથી અહીં તહીં ન્હાસતા સૈનિકો પુનઃ આશા અને ધૈર્યને ધારણ કરીને પાછા ફરવા લાગ્યા અને ત્યાં આવીને એકઠા થયા. કુમારસિંહ જયોન્મત્ત થઇને સૈનિકો સમક્ષ ઉભો રહી, એક પછી એક વીજળીના વેગે આજ્ઞાઓ કરવા લાગ્યો. ઉત્સાહભરિત થઇને જયધ્વનિ કરતા સૈનિકો પ્રબળ પ્રતાપ-વડે પોતાનાં શસ્ત્રાસ્ત્રો ચલાવવા લાગ્યા, એટલે તરત જ ભાગ્યના પ્રવા-હનું વહનસ્થાન બદલાઈ ગયું. યવન સેનાપતિ ગભરાટથી અર્ધમૃત સમાન બની ગયો અને તેના સૈન્યમાં મૂર્તિમાન્ ભય આવીને ઉભું રહેલું સર્વના જોવામાં આવ્યું. યવન સૈનિકો જ્યાં માર્ગ મળે ત્યાં નાસવા લાગ્યા. બ્હીકથી ન્હાસી છૂટેલા મહબ્બતખાનની પાછળ કુમારસિંહે પોતાના ઘોડાને દપટાવ્યો. મહબ્બતખાનનો ઘવાયલો ઘોડો કેટલેક

દૂર સુધી તો દોડી ગયો; પણ અંતે તે બિચારો ધડાક દેતો કે જમીન-પર પછડાઈ પડ્યો. એટલે કુમારસિંહ પણ પોતાના અશ્વપરથી ઉતરી પડીને ખાન સામો જઇને ઉભો રહ્યો. ખાન સર્વથા બેભાન થઇને પડ્યો હતો. પોતાની સાથેના માણસોને ખાનને ઉપાડીને લઈ જવાની આજ્ઞા આપીને કુમાર પોતે છાવણી તરફ જવાને નીકળ્યો. તે અડધે રસ્તે આવ્યો હશે, એટલામાં એક વૃક્ષ તળે અજયસિંહ પડેલો છે, એમ તેના જોવામાં આવ્યું. તરત જ તેણે પોતાનો ઘોડો તે તરફ ફેરવ્યો. અજયસિંહ ઘાયલ થએલો હોવાથી અત્યંત અસહાય અવસ્થામાં પડેલો હતો. કુમાર ઘોડાપરથી નીચે ઉતર્યો; એ વેળાએ અજયસિંહ તેનાથી માત્ર બે હાથના અંતરે જ હતો. અકસ્માત્ એક યવન સૈનિકે નેમ તાકીને અજયસિંહના શરીરપર પોતાનો ભાલો ફેંક્યો. હજી તો આંખ મીચાય ન મીચાય, એટલી વારમાં તો અજયસિંહને પાછળ રાખી પોતે આગળ વધીને કુમારે તે ભાલાનો વાર પોતાના અંગપર ઝીલી લીધો. કુમારસિંહ ક્ષણ બે ક્ષણમાં તો જખ્મી થઇને જમીનપર આડો પડી ગયો. પડતાં પડતાં જોધાબાઈ પાસેથી વિદાય થતી વેળાનાં તેનાં અશ્રુ-યુક્ત, દીન, કરુણ અને નિરાશાપૂર્ણ મુખને તેણે પોતાનાં નેત્રો સમક્ષ આવીને ઉભું રહેલું જોયું.

યુદ્ધમાં વિજય સંપાદન કરવા પછી અજયસિંહ પોતાના સૈન્યને લઇને રાજધાનીમાં ક્ષેમ કુશળતાથી પાછો આવી લાગ્યો. ઘાયલ થએલા કુમારસિંહને પણ તે પોતા સાથે લેતો આવ્યો હતો. કુમારના શરીરમાં અત્યંત ભયંકર અને અસાધ્ય પ્રહાર થયો હતો; અને તેથી તેના બચવાની બહુ જ થોડી આશા રાખવામાં આવતી હતી. લગભગ તેના જીવનનો અને તેની માનવલીલાનો અંત આવી રહેલો જ મનાતો હતો.

**કુમારની ઉદારતા અથવા એકનો શ્રમ અને બીજાને લાભ.**

સંસાર જાદૂના ખેલ પ્રમાણે છે. અદષ્ટ જાદૂગર કેવા કૌશલ્યથી એ ખેલ અથવા તમાશો ચલાવ્યા કરે છે, એ પ્રત્યક્ષ દેવોના જાણવામાં પણ આવી નથી શકતું. ત્યાં આપણા જેવા ક્ષુદ્ર કીટકવત્ માનવોની તે શી શક્તિ ચાલી શકે વારુ? કુમારસિંહના પરાક્રમના પ્રતાપે મેવા-ડના રાજપૂતોને એ યુદ્ધમાં જય મળ્યો હતો, પરંતુ સમસ્ત રાજ્યધાનીમાં અજયસિંહનાં યશોગાન ગવાતાં જ સાંભળવામાં આવતાં હતાં. સર્વત્ર તેનું જ નામ, તેની જ કીર્તિ અને તેની જ પ્રશંસા થતી જોવામાં આવતી હતી. કુમારસિંહના પોતાના સૈન્યમાંના સૈનિકો પણ અજયસિંહના એ અસત્ય યશવિરુદ્ધ એક પણ શબ્દ ઉચ્ચારવાનું સાહસ કરી શકતા નહોતા. જો એવું કાંઈ પણ આપણે બોલીશું તો તેથી નારાજ થઇને અજય

કોણ જાણે કેવી એ ભયંકર શિક્ષા કરી નાંખશે, એવો તેમના મનમાં મહાભારત ભય પેસી ગયો હતો. પ્રથમ પ્રથમ તો નગરમાંના પોતાના મિત્રમંડળને બધી ખરી હકીકત કહી સંભળાવવાનો તેમણે ઘણો જ સારો પ્રયત્ન કર્યો, પરંતુ તેમની એ વાત સાંભળી હસીને સામા તે મિત્રો તેમની જ મશ્કરી કરવા લાગ્યા. તેમને એ વાતમાં સત્યનો અણુમાત્ર પણ દેખાયો નહિ. અજયસિંહના સૈનિકોએ પણ એ વાત સાંભળી અને તેમના મનમાં કેટલોક સંશય પણ આવ્યો; છતાં પણ તેઓ જાહેરમાં તો અજયસિંહની સ્તુતિ જ કરતા રહ્યા. કુમાર મરણ શય્યામાં પડ્યો હતો. તે બહુ જ અશક્ત થઈ ગયો હતો અને તે બિચારાના પક્ષમાં કોઈ પણ એવો બળવાન્ પુરુષ હતો નહિ, કે જે તેના પરાક્રમોને પ્રકાશમાં લાવવાનો પ્રયત્ન કરે. અસ્તુ

'' રાજ્યધાનીમાં ખૂબ ધામધૂમ ચાલી રહી હતી. મહારાજા આજે સેનાપતિનું યોગ્ય સન્માન કરીને તેને ઉપહાર આપવાના હતા. રાજસભામાં મોટા મોટા અમીર, ઉમરાવ, સરદાર અને જાગીરદારોની એટલી બધી ભીડ થએલી હતી કે ન પૂછો વાત. સર્વત્ર ઠાઠ માઠ અને ચકચકાટનાં જ દર્શન થતાં હતાં. સહસ્રાવધિ સૈનિકો અને નાગરિક જનો સભામાં આવીને ઉત્સુક ચિત્તથી ઉભા હતા. એટલામાં રાજા રાજસિંહાસન ઉપરથી ઉઠીને ઉભો થયો અને તે હીરાથી જડેલી મૂઠવાળી તલવારને મ્યાનમાંથી બહાર કાઢીને કહેવા લાગ્યો કે;–"અજયસિંહ! શત્રુઓનો પરાજય કરી તમે મેવાડનું સરક્ષણ કર્યું છે, એ માટે હું અને મેવાડની પ્રજા તમારો જેટલો આભાર માનીએ તેટલો થોડો જ છે. તમે જે આ મહત્કૃત્ય કર્યું છે, તેની યોગ્યતા પ્રમાણેનું જો કે આ ઇનામ નથી, તોપણ... . . ..."

રાજાનું ભાષણ હજી તો પૂરું થવાનું હતું, એટલામાં તો પ્રેક્ષક સમુદાયના જયધ્વનિથી આખું દીવાનખાનું ગાજી ઊઠ્યું, અને તે જયધ્વનિ હજી તો શાંતતામાં વિલીન થયો ન થયો, એટલામાં એક વૃદ્ધ સૈનિક તત્કાળ આગળ વધી આવીને ઉચ્ચ સ્વરથી કહેવા લાગ્યો કે,–"મહારાણાજી! રાજાધિરાજ! આપ જે મહત્ કાર્ય માટે અજયસિંહને ઉપહાર આપવાને તૈયાર થઈ ગયા છો, તે ઉપહાર લેવાનો એનો લેશ માત્ર પણ અધિકાર પહોંચતો નથી અજયસિંહે યુદ્ધમાં જય મેળવ્યો જ નથી સામો એ તો યુદ્ધમાં પરાજય પામીને શત્રુ સાથે સલાહના સંદેશા ચલાવવાને પણ તૈયાર થઈ ગયો હતો. એટલામાં મારા સ્વામી કુમારસિંહે આવીને શત્રુઓને નસાડી મૂક્યા. કુમારસિંહે જ પોતાના બાહુબળથી વિજય મેળવેલો છે."

એ ભાષણ સાંભળતાં જ પ્રેક્ષકસમૂહમાં વિસ્મયજનક નિઃસ્તબ્ધતાનો પ્રસાર થઈ ગયો. અજયસિંહનું મુખમંડળ કોપથી રક્તવર્ણ બની ગયું. મહારાજાએ તલવારને પાછી મ્યાન કરી દઈને અજયસિંહને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો કે;–"સેનાપતિ! આમાં ખરી બીના શી છે, તે પ્રથમ જણાવશો કે?"

અજયસિંહની રક્તવર્ણ મુદ્રા તત્કાળ નિસ્તેજ બની ગઈ. તે મનમાં બહુ જ ગભરાઈ ગયો. હવે શો ઉપાય કરવો, એના વિચારમાં ને વિચારમાં તે મૂક જેવો બની ગયો. ખોટું બોલતાં ક્ષત્રિયધર્મને બાધ આવતો હતો; અને ખરું બોલી શકાય તેમ નહોતું. ડાહ્યો કાગડો બે પગે બંધાયો. 'આજ સૂધી આપણો જે આદરસત્કાર થયો અને જે માન સન્માન મળ્યું, તે હવે તરતજ બીજાને મળશે! બીજાનાં યશ, ગૌરવ અને કીર્તિને જે મેં લૂટી લેવાનો પ્રયત્ન કર્યો અને જેના ચોર પ્રમાણે ઉપભોગ લીધો, તે સર્વ પાછું તેના ખરા હકદારને મળવાનું જ, અને ભર દરબારમાં મારા નામપર છી! થૂ! થવાની. જેમના મુખમાંથી અત્યાર સૂધી મારી સ્તુતિનાં સ્તોત્રો નીકળતાં સંભળાતાં હતાં, તેમના મુખમાંથી હવે મારી નિંદાનાં વાક્યો જ બહાર નીકળશે અને તેઓ મારાપર ધિક્કારનો વર્ષાદ વર્ષાવશે. એ કેટલી બધી નામોશી!' એવા એવા વિચારોથી તેના માનસિક ધૈર્યનો સર્વથા નાશ થઈ ગયો. તે કહેવા લાગ્યો કે–"રાજાધિરાજ! જે મને અપરાધી ઠરાવવાને બહાર પડ્યો છે, તેણે તે માટેની સબળ સાક્ષીઓ દરબારમાં રજૂ કરવી જ જોઇએ. જો એવા પૂરાવા વિના જ ન્યાય કરવામાં આવશે, તો એથી બહુધા અન્યાય થવાનો જ સંભવ છે. પછી તો જેવી મહારાજાની ઇચ્છા અને ધારણા!"

અજયસિંહના એ મહત્ત્વના સવાદને સભાસદોએ તત્કાળ પુષ્ટિ આપી અને તેથી મહારાજાએ તે વૃદ્ધ સૈનિકને ઉદ્દેશીને કહ્યું કેઃ–"રણસિંહ! તારા સરદારે વિજય મેળવ્યો, એનો તારી પાસે પૂરાવો શો છે?"

રણસિંહ એથી જરા પણ ન ડગતાં શાંતિ અને ધૈર્યથી કહેવા લાગ્યો કે;–"મહારાજાધિરાજ! બીજો પૂરાવો શા માટે જોઇએ? હું ક્ષત્રિય છું, એટલો જ પૂરાવો બસ છે. ક્ષત્રિય કોઈ કાળે પણ અસત્ય બોલતો નથી."

"તારું એ કહેવું ખરું છે; પરંતુ અજયસિંહ પણ તારા જેવો જ એક ક્ષત્રિય છે. માટે જો તારા વચનને હું સત્ય માનું છું, તો તેથી અજયસિંહ ચોર ઠરે છે, એનું કેમ?" રાજાએ કહ્યું.

રણસિંહ પોતાના કોપની જ્વાળાને શમાવી શક્યો નહિ–તે ભયંકર ગર્જના કરીને કહેવા લાગ્યો કેઃ–"અજયસિંહ તો ચોર કરતાંય

વધારે નીચ અને અધમ છે. કુમારસિંહે પોતાના જીવપર ઉદાર થઈને એના પ્રાણ બચાવ્યા; પરંતુ આ કૃતઘ્નથી પણ કૃતઘ્ન તેના યશને જ લૂટવાને તૈયાર થઈ ગયો છે!"

"રણસિંહ! તારી જીભને આટલેથી જ અટકાવી દે. આ રાજસભા છે; આ યદ્વા તદ્વા બોલવાનું સ્થાન નથી. જો તારી પાસે એનો કાંઈ પણ પૂરાવો હોય, તો રજૂ કર અને નહિ તો અહીંથી ચાલતો થઈ જા!" મહારાજાએ પણ કોપથી કહ્યું.

"એનો પૂરાવો કુમારસિંહના બે હજાર સૈનિકો જ આપશે." રણસિંહે નિર્ભયતાથી ઉત્તર આપ્યું.

"બે હજાર સૈનિકોની મને કશી પણ આવશ્યકતા નથી. તેમનામાંથી માત્ર બે માણસોને જ બોલાવી લાવ." રાજાએ આજ્ઞા કરી.

રણસિંહ તે માણસોને બોલાવવા માટે જવા લાગ્યો; એટલે રાજાએ તેને અટકાવીને કહ્યું કે;–"તારે જ જવાની કશી અગત્ય નથી, બીજો કોઈ પણ સિપાહી તેમને બોલાવી લાવશે."

એ રાજાની ઇચ્છા જાણતાં જ ત્યાં ઉભેલા સિપાહીઓમાંના બે ચાર જણ પોકાર કરીને કહેવા લાગ્યા કે–"કુમારસિંહના સૈન્યમાંના બે સૈનિકોએ અહીં આવવું, કારણ કે, તેમની સાક્ષી લેવાની છે."

એ પોકાર સાંભળીને કુમારસિંહના સૈનિકો ગભરાઈ ગયા. તેમના મનમાં એવો વિચાર આવ્યો કે, "ચોરી છૂપીથી આપણે અજયસિંહ વિરુદ્ધ જે કાંઈ પણ બોલ્યા છીએ, તે બધું ખુલ્લું થઈ ગયું છે." ન્યાય તો અવશ્ય અજયસિંહના પક્ષમાં જ અપાવાનો, એવો તેમનો એક પ્રકારે નિશ્ચય જ થઈ ગયો હતો અને એથી 'આપણી સાક્ષી લેવા પછી આપણને રાજા સૂળીએ જ ચડાવશે' એવી તેમની ધારણા બંધાઈ ગઈ હતી. એટલા માટે કોઈ પણ સૈનિક હિમ્મત કરીને આગળ આવ્યો નહિ. "મહારાજા કુમારસિંહના બે સૈનિકોને બોલાવે છે, માટે તેમણે આગળ આવવું જોઈએ." એવો દરબારના સિપાહીઓએ પાછો પોકાર કર્યો. છતાં કોઈ પણ આગળ આવ્યું નહિ. સર્વત્ર શાંતિ અને નિઃસ્તબ્ધતાનું જ સામ્રાજ્ય દેખાયું. "અહીં કુમારસિંહના સૈનિકોમાંથી કોઈ પણ હાજર નથી." એમ કહીને દરબારના સિપાહીઓ પાછા પોતાની જગ્યાએ જઈને ઉભા રહી ગયા.

કુમારસિંહના એક પણ સૈનિકને સાક્ષી તરીકે આવેલો ન જોઈને રણસિંહનાં નેત્રો કોપથી અંગારા જેવાં લાલ ચોળ બની ગયાં. કોપની અતિશયતા થવાથી તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ. એટલે રાજાએ તેને સંબોધીને કહ્યું કે,–"રણસિંહ! જો તારી

પાસે એનો કોઈ બીજો પૂરાવો હોય, તો તે પણ રજૂ કરવાની તને સ્વતંત્રતા આપવામાં આવે છે."

"મહારાજ! કુમારસિંહની પોતાની જ જબાની લ્યો, એટલે ખરુ શું છે અને ખોટું શું છે, તે તરત જાણવામાં આવી જશે." રણુસિંહે વિચાર કરીને કહ્યું.

"મહારાજ! હાલમાં કુમારસિંહ રુગ્ણશય્યામાં પડેલો છે અને તે એટલો બધો અશકત થઈ ગયો છે કે, જો તેને અહીં આવવા માટેનો પરિશ્રમ આપવામાં આવશે, તો કદાચિત્ પરિણામ નઠારું થવાનો ભય રહે છે." અજયસિંહે પોતાની ચાલાકીનો ઉપયોગ કરીને કહ્યું.

"મહારાજ! ક્ષત્રિયોને પોતાના પ્રાણ કરતાં પણ પોતાનાં નામ, યશ, વીર્ય અને કીર્તિ આદિક વિશેષ પ્રિય હોય છે. એ વસ્તુઓને નિષ્કલંક રાખવા માટે તે ગમે તે કાર્ય કરવાને તૈયાર થઈ જાય છે. માટે કુમારસિંહને આપ અહીં અવસ્ય બોલાવશો જ, એવી મારી નમ્ર પ્રાર્થના છે." રણુસિંહે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"તારું આ મત ખરુ છે. તેને પાલખીમાં બેસાડીને અહીં લાવવાની વ્યવસ્થા કરો." રાજાએ આજ્ઞા કરી.

રણુસિંહ પોતા સાથે બે સિપાહીઓને લઇને કુમારસિંહને લાવવા માટે ગયો. સિપાહીઓને પાલખી લાવવાનું કહીને રણુસિંહ પોતે કુમારસિંહના ઓરડામાં આવીને ઉભો રહ્યો. તેને જોઇને કુમાર કહેવા લાગ્યો કે–"રણુસિંહ! ભાઈ! તું કયાં ગયો હતો? અરે હું તને કયારનો બોલાવ્યા કરું છું; પણ એક વાર તેં જવાબ આપ્યો નહિ!"

"સ્વામિન્! મારા સાંભળવામાં એમ આવ્યું કે, મહારાણાજી અજયસિંહને યુદ્ધમાં વિજય મેળવવા માટે દરબારમાં શિરપાવ આપવાના છે. જે ખરેખરો વિજયી પુરુષ છે, તે તો ખાટલામાં પડ્યો છે.– તેનું તો નામમાત્ર પણ કોઇના મુખમાંથી નીકળતું સાંભળવામાં આવતું નથી; અને એ અધમ, પાપી, ભીરુ, પાખંડી અને દંભી અજયસિંહને આજે બિલકુલ અસત્યતાથી આટલુ બધુ માન અપાય છે; એ અન્યાય મારાથી સહન કરી શકાયો નહિ અને એટલામાટે આપને અહીં એકલા જ છોડીને હું વિજયની ખરેખરી વાર્તા કહી સંભળાવવા માટે રાજ્યસભામાં ચાલ્યો ગયો હતો." ખિન્ન વદનથી રણુસિંહે જવાબ આપ્યો.

તેની આ વાત સાંભળીને કુમાર નિસ્તબ્ધ થઈ ગયો. "મનમાં લેશમાત્ર પણ સંકોચ ન લાવતાં મારા યશને આજે અભયસિંહ લૂંટી જાય છે." એ વિચારથી તેના મનમાં અત્યંત ખેદ થવા લાગ્યો તેને

નિરુત્તર જોઇને રણુસિંહ પુનઃ બોલ્યો કેઃ–"રાણાજીને મારા બોલવાપર વિશ્વાસ બધાયો નથી અને તેથી તેમણે આપને રાજસભામાં બોલાવેલા છે."

કોપના આઘાતથી કુમારની સમસ્ત કાયા થરથર કંપવા લાગી, "મારી પ્રિયતમાને હરીનેજ એ દુષ્ટ અજય સંતુષ્ટ ન થયો; તે વળી મારા પોતાના બાહુબળથી મેં જે નામના, યશ અને કીર્તિ મેળવી છે, તેમને પણ એક અધમ તસ્કર પ્રમાણે ચોરી લેવાને આજે તે તૈયાર થઈ ગયો છે?" આવો વિચાર મનમાં આવવાથી દ્વેષથી તે એકદમ બિછાના-માંથી ઉઠી બેઠો થઈ ગયો. પરતુ છાતીમાં જે ભાલાનો ઘા પડેલ હતો, તેમાંથી રક્તનું વહન થવાથી તે પાછો શય્યામાં પડી ગયો. તે પડ્યો પડ્યોજ કહેવા લાગ્યો કે;–"રણુસિંહ! આ ક્ષણેજ પાલખી અથવા મ્યાનો લઈ આવ. મારે સભામાં આવવું છે."

- રણુસિંહની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં અને તે કહેવા લાગ્યો કે,–મહારાજ! ક્યારનાય માણસો પાલખી લાવવા માટે ગએલા છે, માટે ચિંતા કરશો નહિ."

થોડા વખત પછી કુમારસિંહને લઈ પાલખી રાજસભા તરફ જવા લાગી. અલ્પકાળમાં જ તે રાજસભામાં જઈ પહોંચ્યો. કુમા-રના દુર્બળ પરતુ ઉદાર અને વીરતાના તેજથી પ્રકાશતા મુખમંડળને જોઇને સર્વ આશ્ચર્યચકિત થઈ ગયા. કુમારસિંહ માત્ર અજયસિંહને જ કઠોર દૃષ્ટિથી તાકી તાકીને જોવા લાગ્યો. કુમારની પાલખીને મહા-રાણાના તખ્ત પાસે લઈ જવામાં આવી. મહારાણો તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો;—

"કુમારસિંહ! તું અત્યારે હવે મૃત્યુશય્યામાં સૂતેલો છે; અને અલ્પ સમય પછી તું જ્યાં જવાનો છે, ત્યાં આ અવનીમાંની યશ, કીર્તિ અને ગૌરવ આદિ વસ્તુઓ તારી સાથે આવવાની નથી. મરણના માર્ગનો કોઈ ખરેખરો સાથી હોય તો તે માત્ર સત્ય જ છે, એવો મનમાં નિશ્ચય કરીને જે સાચેસાચો વૃત્તાંત હોય તે મને જણાવી દે. યુદ્ધમાં જય મેળવનાર તું હતો કે અજયસિંહ?" ઉત્તર આપવા પહેલાં કુમારે પુનઃ એકવાર અજયસિંહની નિસ્તેજ મુખમુદ્રામાં દૃષ્ટિપાત કર્યો, અને મનમાં વિચાર કર્યો કે, 'મેં માત્ર આ મનુષ્યના આણરક્ષણ માટે પોતાના માથે મરણ ખેંચી લીધુ અને આ નીચે તો મારી જોડે આવું કૃત-ઘ્નતાભરેલું વર્તન કર્યું. ત્યારે મારે એ વૈરનો બદલો શા માટે ન લેવો? વૈરનો બદલો કોની પાસેથી લઉં? અજયસિંહ પાસેથી કે જોધાબાઈ પાસેથી? અજયસિંહના અપમાનના સમાચાર સાંભળીને કોના જન્મની ધૂળધાણી થશે વારુ? આજન્મ દુઃખ કોને ભોગવવું પડશે? કોની

શાંતિનો નાશ થશે? કોનો મનોભંગ થઈ જશે? શું હું જોધાબાઈ પાસેથી વૈરનો બદલો લઉં? ખરી હકીકત જો તેના પિતાના જાણુ-વામાં આવી જશે, તો પછી કોઈ કાળે પણ તે અજયસિંહને પોતાના જમાઈની પદવીથી વિભૂષિત કરશે ખરા કે? વળી એથી જોધાબાઈનું હૃદય પણ સદાને માટે નિરાશાથી દગ્ધ થઈ જશે. અથવા યદાકદા-ચિત્ અજયસિંહ સાથે તેનો લગ્નસંબંધ થયા પછી જ જો આ વાતની જાણ થાય, તો તેના મનની કેવી દયામણી દશા થઈ જાય વારુ? પોતાનો પતિ આટલો બધો અધમ, નીચ અને કૃતઘ્ન છે, એ બીના જાણવામાં આવતાં જ તેના હૃદયના સહસ્રાવધિ કટકા થઈ જશે!' એવા વિચારના તરંગો કુમારના મનસમુદ્રમાં ઉદ્ભવતા હતા. એટલામાં યુદ્ધમાં જતી વેળાએ જોએલા જોધાબાઇના અશ્રુપૂર્ણ, ખિન્ન અને નમાણા મુખની તેને સ્મૃતિ થઈ આવી અને તે મુખ મૂર્તિમાન્ બનીને તેના નેત્રો સમક્ષ આવીને ઉભું રહ્યું. કુમારના મનમાં હવે ખરી વાત કહી દેવા માટેની ઇચ્છા રહી નહિ. તે મનમાં એક બીજા પ્રકારનો નિશ્ચય કરીને રાજાને કહેવા લાગ્યો કે –"રાજાધિરાજ! આ વાત આપ મને ન પૂછો. લોભથી દૂર રહેવું, એ મનુષ્ય પ્રાણીનેમાટે એક અશક્યમાં અશક્ય કાર્ય છે."

"તું મરણ શય્યામાં પડ્યો છે, માટે અસત્ય ન બોલીશ." મહા-રાણાએ ફરીથી ચેતવણી આપી.

"એ બીના હું પણ સારી રીતે જાણુ છું, માટે યાદ દેવડાવવાની વધારે અગત્ય નથી." કુમારે ઉત્તર આપ્યું.

"ત્યારે હવે તને વધારે પૂછવાની કશી પણ આવશ્યકતા નથી. કેમ ત્યારે અજયસિંહને શિરપાવ આપીએ ને?" રાજાએ કહ્યું.

"બેલાશક આપો." કુમારે ઉદારતાથી ઉત્તર આપ્યું.

એ ઉત્તર સાંભળતાં જ સભાજનોને સંબોધીને મહારાણાએ ઉચ્ચ સ્વરથી કહ્યું,–"સાંભળો–વિજય મેળવનાર અજયસિંહ જ છે, એમાં હવે કોઈ પણ પ્રકારનો સંશય રહ્યો નથી."

સર્વત્ર અજયસિંહના નામનો જયધ્વનિ થવા લાગ્યો. કુમારસિંહ પોતાના મનને દૃઢ અને કઠોર બનાવીને એ જયધ્વનિ સાંભળ્યા કરતો હતો. કુમારનું ગૌરવ અજયના નામથી ધ્વનિત થયું અને કુમારના મનમાં તેથી એક પ્રકારનો અસહ્ય આઘાત થયો તેના પ્રાણ વ્યાકુળ થવા લાગ્યા. પોતાને ત્યાંથી સત્વર લઈ જવા માટેની તેણે રણુસિંહને ઇચ્છા દર્શાવી.

ભોઇઓએ પાલખી ઉપાડી અને રણુસિંહ રુદન કરતો તેની સાથે ચાલવા લાગ્યો. કુમારસિંહ અર્ધ મૂર્છિત અવસ્થામાં હોવા છતાં પણ મનમાં ને મનમાં જ જોધાબાઇના નામનો ઉચ્ચાર કરવા લાગ્યો.

મહારાણાએ ભેટ આપેલી તલવાર પોતાના હાથે અજયસિંહની કમ્મરે લટકાવીને કહ્યું;–"અજયસિંહ! આજે તમે જે મહાન્ કાર્ય કર્યું છે, તે માટે આ સામાન્ય નિર્જીવ રત્ન યોગ્ય ઉપહાર નથી. મારા ગૃહમાં એક સર્વશ્રેષ્ઠ અસાધારણ રત્ન છે કે, જેના તેજથી મારું હૃદય સુદ્ધાં પણ સુપ્રકાશિત રહ્યા કરે છે; તે રત્ન હું તમને અર્પણ કરીને મારી કૃતજ્ઞતાનો પરિચય કરાવવાની ઇચ્છા ધરાવું છું!"

તે જ દિવસે રાજકુમારી કમળાદેવી સાથે અજયસિંહનો વિવાહ કરવામાં આવ્યો.

## નિરાશા અને સંન્યસ્તદીક્ષા.

યુદ્ધનો અંત આવ્યો. અજયસિંહે મહાવિજય મેળવ્યો. એ અફવા જોતજોતામાં નગર, ગામ અને જગયોમાં પ્રસરી ગઈ. અજયસિંહની પ્રશંસા સાંભળીને જોધાબાઇનું મન બહુ જ પ્રસન્ન થયું. ગર્વવિસ્ફારિત ઉત્સુક અંતઃકરણથી તે અજયસિંહની રાહ જોવા લાગી. દિવસ પછી દિવસ અને અઠવાડિયા પછી અઠવાડિયા વીતવા લાગ્યાં. અજયસિંહના આવવાનું એક પણ ચિહ્ન જોવામાં આવ્યું નહિ. જોધાબાઇનું આનંદથી પ્રફુલ્લિત થએલું મુખકમળ દિવસે દિવસે કરમાતું ચાલ્યું; તેની સર્વ આશાઓનો લય થતો દેખાવા લાગ્યો; તેના મનમાં દહાડે દહાડે વધારે ને વધારે નિરાશા થવા લાગી. જે સ્થળે અજયસિંહને તેણે પ્રથમ જોયો હતો, ત્યાં નિત્ય એકલી જઇને એક વૃક્ષ તળે તે ચિંતામાં ચકચૂર બની બેસી રહેવા લાગી. ક્ષણે ક્ષણે દૂરથી આવતા અશ્વોનાં પગલાંનો અવાજ સાંભળી તે ચમકતી હતી; આશાપૂર્ણ નેત્રોથી તે તે દિશામાં દૃષ્ટિ દોડાવતી હતી અને વારવાર પોતાની ધારણામાં પોતાને નિષ્ફળ થએલી જોઇને મનમાં ને મનમાં ખસીયાણી પડી જતી હતી. એવી રીતે ત્યાં આખો દિવસ વીતાડીને અંતે નિરાશ થઇ ને નિશ્વાસ મૂકતી સંધ્યાસમયે ઘેર ચાલી જતી હતી.

એક દિવસ અચાનક ઘોડાનાં પગલાંનો ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો. તે ઉત્સુકતાથી તે તરફ નજર માંડીને જોવા લાગી. આજ તેની ધારણા અફળ ગઈ નહિ. અશ્વસંચારધ્વનિ ક્ષણે ક્ષણે વધારે અને વધારે જ પાસે આવતો ભાસવા લાગ્યો. જોધાબાઇનાં નેત્રો આનંદથી વિસ્તૃત થવા લાગ્યાં. થોડીવારમાં તેની સામા કેટલાક ઘોડેસ્વારો આવીને હારબંધ ઉભા રહ્યા. તેની સાથે એક સુસજ્જિત પાલખી હતી, તે પણ જોધાબાઇના જોવામાં આવી. 'એ પાલખીમાં શૂરવીર અજયસિંહ

સંભવ છે. ખરે, મારે બહુ જ સાવધતાથી વર્ત્તવું જોઇએ. ઉચ્છૃંખલ પુરુષ સાથે કામ છે; તેમાં વળી તેનો સ્વભાવ લહરીલો તથા એકલપેટો છે. જે વિઠોબાની કૃપા!" ઇત્યાદિ અનેક વિચારોની પરંપરા તેના મનમાંથી પસાર થતી હતી. 'હું ત્યાં જઇને આમ બોલીશ અને તેમ બોલીશ,' ઇત્યાદિ મનોરથોમાં તે તલ્લીન થયો હતો. ક્ષણમાં કોપ, ક્ષણમાં પ્રેમ અને ક્ષણમાં આનંદ, તો ક્ષણમાં આવેશ એવા પરસ્પર વિરોધી મનોવિકાર એક પછી એક અનુક્રમે તેના મનમાં આવ્યા કરતા હતા. તેની સાથેના સ્વારોના મુખ તો જાણે કોઇએ સીવી લીધાં હોય, તે પ્રમાણે તેઓ મુખમાંથી એક શબ્દ માત્રનો પણ ઉચ્ચાર ન કરતાં મુગા મુંગા ચાલ્યા જતા હતા. 'જ્યારે આપણા સ્વામીએએ મુનિવ્રત લીધુ છે, તો આપણે પણ મુનિવ્રત જોઇએ,' જેવા ગુરુ તેવા ચેલા, એમ વિચારીને ઘોડાઓ પણ ખોંખારા ન કરતાં શાંતિથી ચાલ્યા જતા હતા. કેવળ તેમનાં ટાપાંનો અવાજ થતો હતો, પણ તે માટે તેમનો કશો ઉપાય નહોતો. એવી રીતે ક્ષણીક વાર સૂધી ચાલ્યા પછી તે સરદાર એક સિપાઇને કહેવા લાગ્યો –"કેમ, નાયકોજી, હજી છાવણી કેટલીક દૂર છે?"

"સરકાર, છાવણી હજી અહીંથી લગભગ દોઢ ગાઉ થશે." તે સિપાઇએ અદબથી જવાબ આપ્યો.

આ વાર્ત્તાલાપનો આરંભ થયો, એવામાં દૂરથી ઘોડાનાં ટાપાંનો અવાજ સંભળાયો. મનમાં શકાનો ઉદ્‌ભવ થવાથી એ મરાઠાવીરો એક આડવાટમાં લપાઈ ગયા. તે દૂરના ઘોડેસ્વારો નજીક અને નજીક આવતા ગયા. તે મોગલોના સ્વારોની એક ટોળી હતી કે જે ગસ્ત કરતી ફરતી હતી. કેટલીકવાર પછી તેમનાં ટાપાંનો ધ્વનિ મંદ થવા લાગ્યો, અંતે સંભળાતો બધ થઈ ગયો. મરાઠા સ્વારો પુન પોતાના માર્ગમાં આગળ વધવા લાગ્યા.

અજીમશાહ પોતાના તંબૂમાં પલગપર પડ્યો હતો; પરંતુ કોઈપણ પ્રકારે નિદ્રાદેવીએ તેનાં નેત્રોપર કૃપા કરી નહિ. તે વારંવાર પડખાં બદલ્યા કરતો હતો. તેના તંબૂને ઉત્તમ રીતિથી સુશોભિત કરવામાં આવ્યો હતો. એક દોરી બાંધીને તેપર તલવાર, તમચો, કટાર અને જંબિયો વગેરે હથિયારો ટાંગી રાખ્યાં હતાં. પાસે જ બખ્તર, શિરસ્ત્રાણ (ટોપ) અને ભાલો વગેરે ખૂણામાં ગોઠવી રાખ્યાં હતાં. મેજપરના શમાદાનમાં મીણબત્તી બળતી હતી. તંબૂનો એકંદર શૃંગાર બાદશાહના શાહજાદાના તંબૂને શોભાવે તેવો જ હતો. બહારના ભાગમાં સંગીનવાળી

અદ્ધકોને ખભાપર રાખી અરબ સિપાહીઓ ખડા પહેરો ભરતા હતા અતે અઝીમશાહ પલંગપરથી ઉઠીને મેજપાગેના જરીથી ભરેલા આસન પર બેઠો અને હુક્કાની નળીને મુખમા લઇને ધૂમાડો કાઢવા લાગ્યો

એ વેળાએ તરતનો જ ચદ્રોદય થએનો હોવાથી છાવણીની રચના સ્પષ્ટ દેખાતી હતી મધ્યમા અઝીમશાહનો તમ્બૂ, અને તેની આસપાસ બીજા અમીર ઉમરાના તમ્બૂઓ ઉભા કરેલા હતા ચારે તરફ હારબધ સિપાહીઓની હારો ઉભી રાખવામા આવી હતી સ્થળે સ્થળે અર્ધ ચદ્રયુક્ત લીલી પતાકાઓ ફરકતી હતી કેટલાક સિપાહીઓ ચોરતા હતા, કેટલાક હુક્કો ગગડાવતા, કેટલાક ગપાટા હાકતા હતા, ક્યાક વારાંગનાઓનો અગવિક્ષેપાદિયુક્ત નૃત્ય ગાયનનો વ્યવસાય ચાલતો હતો, ક્યાંક ગજલ તથા લાવણીઓની લલકાર સભળાતી હતી, અને ઘોડાઓના હણહણવાનો અવાજ પણ વચ્ચે વચ્ચે કાનોમા આવીને અથડાતો હતો

અઝીમશાહ હુક્કાનો આસ્વાદ લેતો બેઠો હતો અઝીમશાહ તે દિલ્હીના બાદશાહ ઔરગજેબનો શાહજાદો હતો આ સમય પૂર્વે તે દક્ષિણમાના ૭ સુબેદારોનો ઉપરી હતો તે સ્વભાવે ઉદાર તથા કૃપાળુ હતો મરાઠાઓ તરફ એની કાઇક સારી લાગણી હતી એનુ વય અત્યારે લગભગ પાત્રીસ વર્ષનું હતું શરીર દૃઢ અને કોઈ એક કર્મના પહેલવાન જેવુ હતું શરીર સતેજ, મુદ્રા ગભીર અને નેત્રો પાણીદાર હતા કદમા મધ્યમ હોવા છતા તેના અગની ઢબ ઘણીજ સારી હતી રગ અર્ધગૌર હતો તે ધૂમ્રપાન કરતો બેઠો હતો, એવામા એક અરબ સિપાહીએ તમ્બૂમા આવી નમીને મુજરો કર્યા પછી કહ્યુ —"હુજૂરેવાલા, બહાર એક મરાઠા સરદાર આવ્યો છે, ને તે આપને મળવા માટેની પરવાનગી માગે છે"

"મોડી રાત્રે ? આવવાનો શો ઉદ્દેશ ? કાંઈ દગોફટકો તો નહિ હોય ? એ પ્રમાણે કેટલીક વેળા શકામા વીતાડીને અતે અઝીમશાહે સાહસથી કહ્યુ —"જા, તેને અહીં મોકલ"

"જેવુ સરકારનું ફર્માન" એમ કહીને તે સિપાહી બહાર ચાલ્યો ગયો તેના ગયા પછી ક્ષણ માત્રમાજ તે મરાઠા સરદાર તમ્બૂમા અઝીમશાહ સમક્ષ આવીને ઉભો રહ્યો એ એક સાધારણ કદનો તરણુ હતો શરીર કૃશ હોવા છતાં આકાર દૃઢ અને મનોહર હતો નેત્રો વિશાળ, તેજસ્વી અને ચચળ હતા ઓષ્ઠ પક્વ બિમ્બફળ સમાન આરક્ત હતા ઉપરના ઓષ્ઠપર મૂછનો દોરો જરાપણ ફૂટ્યો નહોતો અગનો રંગ કેતકી સમાન ગૌર, કપાળ ભવ્ય અને ઉચ્ચ, નાસિકા સરળ અને ગાલ સુનાગી હતા તેણે મસ્તકપર જરીદાર ફેંટો બાધ્યો હતો અને

તેમાંથી બહાર પડતા કાળા કેશ અવર્ણ્યનીય શોભાનો ભાસ કરાવતા હતા. અંગપર હલકું બખ્તર ચઢાવીને તેણે ઉપરથી સફેદ ચાંદની જેવું અંગરખું પહેરી લીધુ હતું. કમ્મરે બાંધેલા સેલામાં બે બારનો તમંચો અને જંબિયો વગેરે હથિયાર અને હાથમાં સોનાની મૂઠવાળી મ્યાન કરેલી તલવાર હતી. એ તરુણ સરદાર મદનમૂર્ત્તિ જ હતો. એકવાર તેની તરફ નજર કરીએ, તો પછી નજરને બીજી તરફ ફેરવવાનું મન થતું નહોતું. એ સરદાર કોણ, તે વાચકો જાણી ગયા હશે જ. પરળીના કિલ્લામાંથી નીકળેલો બ્રાહ્મણ સરદાર ખરો મુસાહિબ હતો:—

દુહો—જામે સબ લચ્છન ભલે, સોહિ મુસાહિબ માન;
જો કછુ ચૂકે તો જસૂ, તન મન ધનકી હાન.
રાજનકી સોબત મહા, કઠિન કહે સબ કોય;
બીસ બસા જાને સબે, વહી મુસાહિબ હોય.

એ સરદારે તબૂમાં આવતાં જ અજીમશાહને કોર્નિશ કરી. અજીમશાહે તેનો સલામથી જવાબ વાળી તેના મુખમંડળને એકીટમે જોતાં જોતાં મંદહાસ્ય કરીને કહ્યુ—"આવો સરદાર, આ આસને વિરાજો." તેના બેઠા પછી તરત તેણે પુન. સવાલ કર્યો કે,—"તમારુ નામ શું છે અને અત્યારે તમે કયાંથી આવો છો?"

"હુ પરળીના કિલ્લામાંથી પ્રતિનિધિ સાહબ પાસેથી આપની જોડે કાંઇક અગત્યની વાતચીત કરવા માટે આવ્યો છું. મારુ નામ ચંદ્રસેન છે." તરુણ સરદારે વિનયથી ઉત્તર આપ્યું.

"ચિંતા નહિ. તારે જે કાંઈ કહેવું હોય તે બે ખૌફ કહે." અજીમશાહે મમતા દર્શાવીને કહ્યું.

"મારા આવવાના ઉદ્દેશને તો તર્કથી આપે જાણી લીધેલો હોવો જ જોઇએ. અત્યારે અમો મરાઠાઓપર બહુ જ વિકટ પ્રસંગ આવી પડ્યો છે. કર્ણાટકમાંનો જિંજીનો મરાઠાઓનો બળવાન્ કિલ્લો જીલ્ફિકારખાને લઈ લેવાથી મરાઠાઓની દુર્દશા થઈ છે અને તેઓ આશ્રય વિના રઝળતા રાંકડા થઈ પડ્યા છે. સેનાપતિ સંતાજી ઘોરપડેનું ખૂન થવાથી સૈન્યમાં વ્યવસ્થાનું નામ માત્ર પણ રહ્યુ નથી, અને અધૂરામાં પૂરું બાદશાહે મહારાષ્ટ્રમાંના કિલ્લાઓને કબ્જે કરવાના ક્રમનો આરંભ કર્યો છે. થોડા વખત પહેલાં જ બાદશાહે વસંતગઢ લીધો અને અત્યારે સતારા કિલ્લો ઘેરામાં છે. એ કિલ્લામાં અત્યારે ધાન્ય તથા દારૂગોળા આદિની સામગ્રી ભરપૂર નથી, અને તેથી અંદરના લોકો ભૂખમરાથી મરી જવા લાગ્યા છે. આવા સમયમાં ધાન્ય આદિ સામગ્રી ભરી લેવી, એ કાર્ય

અને જ અગત્યનું છે. એ કાર્યમાં જો આપ મદદગાર થશો, તો આપને એથી મહાપુણ્યની પ્રાપ્તિ થશે સરકારે મારી આ વિનતિનો અવશ્ય શાંતિથી યોગ્ય વિચાર કરવો." તરણ સરદાર બોલ્યો.

"દીન અને અનાથોપર ઉપકાર કરવાથી પુણ્ય પ્રાપ્ત થાય છે, એને હું માનું છું પણ મરાઠાઓ અમારા જાની દુસ્મન્ છે અને તેથી તેમને મદદ આપવી, તે જહરી સર્પને દૂધ પીવાડ્યા બરાબર છે." અજીમશાહ ગભીરતાથી બોલ્યો.

"પ્રસગે શત્રુપર પણ ઉપકાર કરવો, એ પણ રાજનીતિ છે. મરાઠાઓ તમારા વૈરી છે, છતાં તેઓ પ્રસંગવશાત્ તમને પણ મદદ કરે છે. શત્રુ સાથે લડવું, એ ન્યાય છે, પરતુ તેમને ગોંધીને ભૂખમરાથી મારવા, એ ધર્મયુદ્ધ નથી!" તરણ સરદારે કહ્યુ.

"રાસ્ત! રાસ્ત! નાસ્તિક અને મૂર્તિપૂજક લોકોનો સહાર કરવો, એવી અમારા ધર્મની આજ્ઞા છે! તમો પત્થરની પૂજા કરો છો, એ તમારો ધર્મ કેવા પ્રકારનો?" અજીમશાહે વિષયાંતર કરીને કહ્યુ

"અમારા ધર્મની આપ વિનાકારણ નિન્દા કરો છો. પ્રત્યેકને પોતાનો ધર્મ પ્રિય હોય છે આપને મહમ્મદીય ધર્મ ગમે છે, તેવો જ અમને અમારો આર્ય ધર્મ ગમતો છે. ધર્મ ગમે તે હોય, પણ ઈશ્વરની જો અનન્યભાવથી ભક્તિ કરવામા આવે, તો શ્રેય જ થાય છે. સ્વધર્મ અનુસાર વર્ત્તન રાખતાં જો મરણ થાય, તો તે પણ કલ્યાણકારક છે, પણ પરધર્મ મહા ભયાવહ છે, એવી અમારા ધર્મશાસ્ત્રની આજ્ઞા છે અમારો ધર્મ ભિન્ન છે, એટલા જ કારણથી આપ સાહાય્ય કરવાની ના પાડો છો, એ કોઇપણ રીતે ન્યાયયુક્ત નથી" તરણ સરદાર ચદસેને આત્મબળ સાચવી રાખીને કહ્યુ.

"પરતુ મારા કિબ્લેગાહ શહનશાહ આલમગીરનું અમને સખ્ત ફર્માન છે કે, 'તમારે કોઈ પણ ફ઼્દ઼ુતુરનું અથવા અવિશ્વાસદર્શક વર્તન કરવુ નહિ' ત્યારે હવે તું જ કહે કે, પિતાની આજ્ઞાનું ઉલ્લઘન કરવું તે પુત્રને યોગ્ય છે કે?" અજીમશાહે બીજું કારણ બતાવ્યું.

"પરતુ દીન તથા અનાથોને પ્રસગે સાહાય્ય કરવું અને બીજાપર યથાશક્તિ ઉપકાર કરવો, એ પ્રત્યેક મનુષ્યનું પરમ કર્ત્તવ્ય છે. આવા પરોપકારના કાર્યમાં પિતાની આજ્ઞાનો પ્રસવાય દર્શાવવો યોગ્ય નથી. આપ ઉદાર અને સદય અંત કરણ ધરાવનારા સરદાર છો અને તેથી કિલ્લામાં ધાન્ય વગેરે પહોંચાડવાના કાર્યમાં આપ અડચણ નહિ જ કરો, એવો પ્રતિનિધિ મહાશયનો દૃઢ નિશ્ચય છે. તેની સાથેના આપના

પૂર્વના સબંધનો કાંઈક વિચાર કરો. આપ પૂર્વે એકવાર તેમના હાથમાં સપડાયા હતા, છતાં તેમણે આપ સાથે કેવું સન્માનપૂર્વક અને ઉદાર વર્તન રાખ્યું હતું, એનું અત્યારે આપે કદાપિ વિસ્મરણ તો ન જ કરવું જોઈએ." ચંદ્રસેન પોતાના આગ્રહમાં દૃઢ રહીને બોલ્યો.

"તેમના તે ઉપકારને હું લેશમાત્ર પણ ભૂલી ગયો નથી. પરંતુ આવા પ્રસંગે મરાઠાઓને મદદ કરવી, તે પોતાના પગમાં પોતે જ કુહાડો મારવા સમાન છે. આવા વિકટ સમયમાં મારાથી કેમ મદદ આપી શકાય?" અજીમશાહે પૂર્વની જ ડામાડોળ સ્થિતિ દર્શાવીને કહ્યું.

"મિત્રની પરીક્ષા સંકટના સમયમાં જ થાય છે. જ્યાં સુધી મનુષ્ય પૈસે બળે પૂર હોય છે ત્યાં સુધી તેના શતાવધિ મિત્ર હોય છે. પરંતુ જે મિત્ર સંકટના સમયમાં સહાયક થાય છે, તે જ સત્ય મિત્ર છે. આપ એવા એક જીવ માટે જીવ આપનાર મિત્ર છો, એમ પ્રતિનિધિ મહાશય માને છે. પછી તો જેવી આપની ઇચ્છા!" ચંદ્રસેને અંતિમ વાક્યો ઉચ્ચાર્યાં.

"કાંઈ ચિંતા નહિ. પ્રતિનિધિના શબ્દને માન આપવું, એ મારા જેવા મિત્રનું કર્તવ્ય છે. મારા તરફથી આ કાર્યમાં કોઈ પણ પ્રકારની અડચણ થવાની નથી. તમે નિશ્ચિંત થઈને કિલ્લામાં ધાન્ય અને દારૂગોળા વગેરેનો ભંડાર ભરી લ્યો, એમ મારીવતી પ્રતિનિધિ મહાશયને જણાવજો. પણ માત્ર એટલું ધ્યાનમાં રાખવું કે, જે સરદારની એ કાર્ય માટે યોજના કરો, તે હુશિયાર, ચાલાક અને શૂરવીર હોવો જોઈએ. આ મારા નામની વીંટી લે, ને તે સરદારને આપજે. આ વીંટી જે બતાવશે, એટલે તેને કોઈ પણ અટકાવશે નહિ. બાદશાહના ઘોડેસ્વારોની ટોળીઓ ગસ્ત કરતી ફરતી હોય છે, માટે જતાં આવતાં જરા સંભાળ રાખજો." સહૃદય હોવાથી અને પીગળીને અજીમશાહે અનુકૂળતા દર્શાવી.

ચંદ્રસેને વીંટી લઈને આનંદથી કહ્યું;–"મેં જે મહત્કૃત્યને શિરપર ઉપાડી લીધું હતું, તે કૃત્યને આપે સફળ કર્યું, એ માટે હું આપ ખુદાવિંદનો બહુ જ ઋણી થયો છું. ઈશ્વર આપને ચિરકાળ સુખી રાખે!"

એ પછી ચંદ્રસેને પુનઃ પોતાના કિલ્લામાં જવાની ઇચ્છા દર્શાવી. પરંતુ સમય રાત્રિનો હોવાથી 'અહીં જ નિશાનિવાસ કરીને પ્રભાતમાં કિલ્લા તરફ જજો' એવો અજીમશાહે આગ્રહ કરવાથી તેણે ત્યાં જ રાત્રિ વાસ કર્યો. તેને શયન માટેની વ્યવસ્થા કરી આપીને અજીમશાહ પોતે પલંગપર જઈને સૂતો. પોતાના કાર્યની સફળતા થવાથી ચંદ્રસેનને અત્યાનંદ થયો અને તે આનંદના મદથી તેને ગાઢનિદ્રા આવી ગઈ. પ્રભાતમાં અજીમશાહની આજ્ઞા લઈને પોતાના સાથીઓ સાથે તે કિલ્લા તરફ જવાને નીકળ્યો.

## સતારાનો કિલ્લો.

મહારાષ્ટ્રભૂમિને લલામભૂત જે અનેક અજસ્ર અને પ્રચંડ દુર્ગો હતા અને અત્યારે છે, તેમાંના પ્રમુખ દુર્ગોમાં સતારાનો કિલ્લો છે. એ કિલ્લો દક્ષિણ અંગે સહ્યાદ્રિના એક તરફ ઝુકેલા એક ફાંટાપર બાંધેલો છે. એ કિલ્લાની ઉંચાઈ લગભગ ૯૦૦ ફીટની છે. એ કિલ્લાપર ચઢી જઈને જો આસપાસ દૃષ્ટિપાત કરવામાં આવે, તો આપણને વિધિનિર્મિત રમણીય સૃષ્ટિશોભા દૃષ્ટિગોચર થાય છે અને તેના અવલોકનથી ઇશ્વરના વિલક્ષણ ચાતુર્ય તથા સામર્થ્યનું કૌતુક ભાસે છે. એ પર્વતની તળેટીમાં વસેલા સતારા શહેરમાંના પ્રાસાદો અને દેવમંદિરોનાં મસ્તકો વૃક્ષરાજિને ભેદીને ઉપર નીકળી આવેલાં દેખાય છે અને જાણે તે પોતાના પ્રભુપ્રતિ ભક્તિપૂર્ણ દૃષ્ટિથી એકીટસે જોતાં હોય તેવાં જણાય છે. પૂર્વ દિશાપ્રતિ દૃષ્ટિપાત કરતાં લાંબી ને લાંબી વધતી ગએલી પર્વત અને ટેકરીઓની પંક્તિ જોવામાં આવે છે. તેમના નાયક ચંદન અને વંદન નામક કિલ્લાઓ તથા જરંડાનો પર્વત બ્હીતા બ્હીતા પોતાની ડોકને ઉન્નત કરી, પોતાના પ્રભુનાં દર્શનનો લાભ લેતા દેખાય છે. પશ્ચિમ બાજૂએ યેવતેશ્વર અને તેની પાસેના બીજા પર્વતો પ્રભુપદપદ્મમાં લીન થઇને ગાદીની સેવા કરવા માટે બે હાથ જોડીને ઉભેલા છે. તેજ પ્રમાણે વાયવ્ય કોણમાં પરળીનો કિલ્લો પોતાના શિષ્યોને સંકટ સમયે યોગ્ય અને ગંભીર ઉપદેશ આપવા માટેજ જાણે ગાદી સમીપ આશ્રમ બાંધીને રહ્યો હોય, એવો આભાસ થાય છે. કિલ્લાની પૂર્વ પશ્ચિમ લંબાઈ ૧૧૦૦ યાર્ડ અને દક્ષિણોત્તર પહોળાઈ ૬૦૦ યાર્ડ છે. તેનું મસ્તક ત્રિકોણાકૃતિ છે. એ કિલ્લાને બે દરવાજા છે.. મોટો દરવાજો ઉત્તર બાજૂએ અને નહાનો દરવાજો દક્ષિણ બાજૂએ છે. નહાના દરવાજા પાસેનો પર્વતભાગ ઊભો ને ઊભો હોવાથી ત્યાં નીચેથી ઉપર જવાનો માર્ગ નથી. મોટા દરવાજા તરફ જવાનો માર્ગ આઠ ફીટની પહોળાઇનો અને સગવડ ભરેલો છે. એ રસ્તાની લંબાઈ લગભગ બે માઇલની છે અને તે ગોડેાેરી ગામડા પાસેથી નીકળીને ને લગભગ દોઢ માઇલપરની જે ટેકરીપર રાણીનો મહાલ બાંધવામાં આવ્યો હતો ત્યાંથી થઇને આગળ વધે છે અને ત્યાંથી અડધો માઇલ આગળ વધીએ, એટલે કિલ્લાની ઉત્તર તરફની માચીપર પહોંચી શકાય છે. અહીંથી કિલ્લાનો ઉપલો ભાગ ૨૫૦૦ ફીટની ઉંચાઇપર રહે છે. કિલ્લાના તટની પહોળાઈ ૧૦ ફીટની છે ને ઉંચાઈ લગભગ ૧૫ ફીટની છે. શ્રીમંત બીજા બાજીરાવ પેશવાએ બાંધેલો એક મહેલ અને કેટલાંક ઘરો અદ્યાપિ એ કિલ્લામાં છે. ઈશાન્ય

કસાયલો વીર હતો. કયા પ્રસગે કેવી રીતે વર્ત્તવું અને અમુક પ્રસગે કેવા પ્રકારની યુક્તિ યોજવી, એ કાર્યમાં તે અત્યંત નિપુણ હતો.

દુહો—જસૂ ઠરે કિંમત નહીં, રાવતહૂકે રાય;
રાવતકો રાખે હિયે, સાંચી પ્રીત સદાય.

એવો તે શિવાજીપર પ્રીતિવાળો હતો. તેને માટે મરવું કે મારવું, એ જ તેની પ્રતિજ્ઞા હતી

તેનો કાર્યભારી યશવતરાવ પણ તેના જેવો જ શૂરવીર, દીર્ઘદર્શી અને ધૈર્યવાન્ હતો પોતાના દેશ માટે, પોતાના ધર્મ માટે અને પોતાના સ્વામીમાટે કોઈ પણ સકટમાં ઝંપલાવનારા વીરનરોમાંનો તે એક હતો. તે અદ્યાપિ બ્રહ્મચારી હતો તેનું લગ્ન થયું નહતું. તેનું વય લગભગ ૨૫ વર્ષનુ હતું તેનો બાપ એક મોટો જાગીરદાર હતો. ઘરમાં રહીને મૃત અન્ન ખાઈ બેસી રહેવા કરતાં રણક્ષેત્રમાં જઈ સ્વદેશમાટે મરવું, એને તે અધિક શ્રેયસ્કર ગણતો હતો. પોતાના એ ઉદ્દેશ પ્રમાણે તે સતારાના કિલ્લેદાર પાસે આવીને તેના એક કાર્યભારી અને મંત્રી તરીકે રહ્યો હતો. વયે જો કે તરુણ હતો, તોપણ તેના વિચાર તથા હેતુ ઉદાત્ત અને સ્વદેશાભિમાનથી ઉછળતા હતા. તેના જગતા મનુષ્યોનો અને પરશુરામ ત્ર્યંબક પ્રતિનિધિનો સપ્રેમ મૈત્રીસંબધ હતો. યશવંતરાવ કોઈ કોઈવાર તેમને મળવા જતો અને તેનાપર તેમનો વિશેષ પ્રેમ હતો તેનું શરીર સુદૃઢ અને ઉંચું હતું તેની મુખમુદ્રા તેજસ્વી અને આનંદદર્શક હતી, છતાં કિંચિદ્ ઉગ્ર દેખાતી હતી.

દુહો—લોકલાજ રાખે હિયે, ઠર્દુ ઠરે નહિ ત્યાજ;
દેવો મરવો મારવો, લોકલાજકે કાજ.

પણ તે દેશકાજ મરવાને સદા ઉદાર હતો.

કિલ્લેદાર અને કાર્યભારી યશવતરાવે પોતાથી બની શકે તેટલા પ્રમાણુમાં કિલ્લાને લડાઈ માટેની તૈયારીમાં રાખવાની વ્યવસ્થા કરી હતી. બુર્જોપર મારાની જગ્યાઓ જોઇને સ્થળે સ્થળે તોપો સજ્જ કરી રાખી હતી. ગોલદાજ, તીરદાજ, નિશાનબાજ અને સૈનિકોને કિલ્લાના સરક્ષણ-માટે તૈયાર રાખ્યા હતા. તોપખાનામાં દારુગોળા બનાવવાનું કામ ઉતાવળથી શરુ કરવામાં આવ્યું હતું. કિલ્લામાં ધાન્યનો ભંડાર ભરી શકાય તેટલો ભરી લીધો હતો. મોટા મોટા પાષાણોના ઢગલા કિલ્લાના તટપર—પ્રસગ પડે તો શત્રુઓપર ફેંકી શકાય એટલા માટે-ભરી રાખ્યા હતા. પોતાથી બની શકે તેટલી સર્વ તૈયારીઓ તેમણે કરી રાખી હતી.

કિલ્લો ઘેરામાં આવી પછીને લગભગ એક મહિનો થઈ ગયો; બાદશાહી ફોજે એક બે વાર હિંમત કરીને કિલ્લાપેર ચઢવાનો પ્રયત્ન કર્યો; પરંતુ મરાઠાઓની તોપોના મારા સંમક્ષ અને પ્રચંડ શિલાઓ સમક્ષ મોગલ ફોજથી ટકાવ કરી શકાયો નહિ. તેઓ હિંમત હારીને પાછા હઠી ગયા. બાદશાહ ખસિયાણો પડી ગયો.

એક દિવસે પ્રભાતકાળમાં કિલ્લેદાર પ્રયાગજી પરશુ અને યશવંતરાવ ભાવિ વ્યવસ્થાવિશે વાતચીત કરતા બેઠા હતા. પ્રભાતનો સમય અને આગલી રાત્રે પર્જન્યરાજનું આગમન થએલું હોવાથી વૃક્ષો તાજાં તવાનાં અને લીલાંછમ દેખાતાં હતાં. વાદળાં વિખરાઈ ગયાં હતાં. બાલ રવિનાં કોમળ કિરણો પૃથ્વીતલપર પ્રસરી રહ્યાં હતાં. પક્ષીઓ વૃક્ષોપર બેસીને મંજુલ શબ્દ ઉચ્ચરતાં હતાં. એ વેળાએ મનને એક પ્રકારનો અગમ્ય અને અનિર્વચનીય આનંદ પ્રાપ્ત થતો હતો. એટલામાં એક સિપાહીએ એક લખોટો લાવીને પ્રયાગજીના હાથમાં આપ્યો અને કહ્યું;—"પ્રતિનિધિ મહાશય તરફનો એક સરદાર નીચે આવેલો છે અને તેણે આ લખોટો આપેલો છે." તે સરદારને ઉપર કિલ્લામાં લઈ આવવાની તે સિપાહીને આજ્ઞા આપીને પ્રયાગજીએ તે લખોટાને ફોડી અંદરનું પત્ર વાંચ્યું.

"આ પત્ર લાવનાર સરદારને એક મહત્ત્વના કાર્યમાટે અહીંથી મોકલવામાં આવ્યો છે અને આશા છે કે, પોતાના કાર્યમાં વિજય મેળવીને તે તમારા તરફ આવશે. એ જિંજી તરફનો એક પ્રસિદ્ધ અને શૂરવીર સરદાર છે, અને તે વિકટ પ્રસંગે તમોને ઘણો જ ઉપયોગી થઈ પડશે. વિશેષ વૃત્તાંત તે પોતાને મોઢે કહેશે, એટલે જાણવામાં આવી શકશે."

પત્રનું વાચન પૂરું થયા પછી થોડીવારે તે સિપાહી તરુણ સરદાર ચંદ્રસેનને લઈ આવ્યો. એ વેળાએ પોતાના ધારેલા કાર્યમાં વિજય મળેલો હોવાથી તેની મુખમુદ્રા પ્રસન્ન અને રમણીય દેખાતી હતી. ચંદ્રસેને પ્રવેશ કરતાં જ તે બન્નેએ ઉત્થાન આપીને તેનો સત્કાર કર્યો. નમસ્કાર ચમત્કાર થવા પછી સંભાષણનો આરંભ થયો.

ચંદ્રસેને, પરળીના કિલ્લામાંથી પ્રતિનિધિએ પોતાને મોકલ્યાથી તે અજીમશાહની છાવણીમાં બનેલી ઘટના સુધીનો સાદ્યંત વૃત્તાંત કહી સંભળાવ્યો;—"મારા વડિલોનું નિવાસસ્થાન ઔંધ છે. ત્યાંથી તેઓ રાજારામ મહારાજ સાથે જિંજી તરફ ગયા એટલે હું પણ તેમની સાથે જ ગયો હતો. મારા વડિલે ત્યાં ઘણી જ સારી વીરતા બતાવી, પરંતુ દૈવવશાત્ લડાઇમાં તેઓ કામ આવ્યા! રાજારામ મહારાજે

મને પોતાના પુત્ર પ્રમાણે પાળ્યો છે! મહારાજ યુક્તિથી જિંજીમાંથી નીકળીને વિશાળગઢ તરફ ગયા અને સ્ત્રી તથા બાળકોને લાવવાનું કાર્ય તેમણે મને સોંપ્યું હતું. તે પ્રમાણે શિર્કેને મધ્યસ્થ કરીને હું મહારાજાના અંતઃપુરની અબળાઓને સુરક્ષિતપણે લાવ્યો અને ત્યારપછી સતારાના ઘેરાના સમાચાર સાંભળીને અહીં આવ્યો છું. યુદ્ધની મને બહુ જ પ્રિયતા છે. તમારી સ્વામિભક્તિને જોઈને મને ઘણો જ આનંદ થાય છે. તમારા જેવા શૂરવીર અને સ્વદેશાભિમાની પુરુષોનું સાહાય્ય હોવાથી જ આજે મરાઠાઓના રાજ્યનો આટલો ઉત્કર્ષ થયેલો છે. આવો જ ક્રમ આગળ ચલાવતા રહેજો. મારાથી બની શકશે તેટલી સેવા કરવામાં હું ન્યૂનતા રાખવાનો નથી."

એ પછી તે બન્ને દીવાનખાનામા ગયા ચદ્રસેને અથથી ઇતિપર્યન્ત સમસ્ત વૃત્તાત પ્રતિનિધિને કહી સભળાવ્યો

ઉપલા બનાવને બે ત્રણ દિવસ વીત્યા પછી વિજયાદશમીનો પર્વ-દિવસ આવ્યો કિલ્લામાંના લોકોએ મગળસ્નાન કરીને શુચિર્ભૂતતાથી શ્રી મગળાઈ દેવીના દર્શન કર્યાં મધ્યાન્હે સર્વેએ આપ્ત મિત્રો સહિત ભોજન આસ્વાદ લીધો સાયકાળે સીમોલ્લઘન માટે જવાની ધામધૂમ મચી રહી। અશ્વ તથા હાથીઓને શૃંગારીને સજ્જ કરવામાં આવ્યા શિલેદાર, માનકરી, મુસદ્દીઓ, સિપાહીઓ અને બીજા તમામ લોકો સારાંસારા વસ્ત્રાભરણયુક્ત અને શસ્ત્રાસ્ત્રમડિત થઇને સીમોલ્લઘનમાટે નીકળ્યા પ્રયાગજી તથા યશવતરાવ પણ અશ્વારૂઢ થઇને નીકળ્યા સર્વથી આગળ તોપખાનું, તેની પાછળ મ્યાના, હાથી અને ઘોડા, એ પછી ઘોડેસ્વાર અને છેલ્લુ પેદલ લશ્કર હતું—એવી રીતે સ્વારીની રચના કર વામા આવી હતી સર્વ લોકો મંગળાઈ દેવીના મદિરના આગળના ભવ્ય પટાંગણમાં આવ્યા ત્યા પ્રયાગજીના હસ્તે શમીપૂજનનો વિધિ થયો તથા ચોઘડિયા, તાસાં અને નગારા વગેરે વાદ્યોનો ધ્વનિ થઈ રહ્યો। તોપોની સલામતીનો સપાટો ચાલુ થયો, અને વિજયવાદ્ય થવા લાગ્યા એ સમયનું યથાર્થ વર્ણન થઈ શકે તેમ નથી સર્વ જને શમીપૂજન કરીને મંગળાઈ માતાના દર્શનથી નેત્રોને સફળ કર્યાં પ્રત્યેકના મુખમડળમા વીરશ્રી અને સ્વદેશાભિમાન મૂર્તિમત દેખાતા હતા એ વેળાએ પ્રયાગજીની સૂચનાથી યશવતરાવે નીચે પ્રમાણે આવેશયુક્ત ભાષણ કર્યું તે કહેવા લાગ્યો,—

"વીર પુરુષો, અત્યારે આપણા સર્વના શિરપર શો અને કેવો પ્રસગ આવેલો છે, એ તો તમો બધા જાણો જ છો મોગલ સૈનિકોએ આપણા કિલ્લાને ચારે તરફથી ઘેરી લીધો છે, અને તેથી આપણને હીલચાલ કરવાની જરાપણ સગવડ રહી નથી પણ તમારા શૌર્ય, પરાક્રમ અને મરાઠા નામને ગજાવવાનો આ યોગ્ય સધિ અનાયાસ આવ્યો છે, એટલે હવે તમારામા જે કાંઈ પણ પરાક્રમ હોય, તે બતાવી દ્યો, તમારામા જે કાઈ પણ ચમત્કાર અને બુદ્ધિબળ હોય, તેનો ઉપયોગ કરો। તમોએ મરાઠાના પવિત્ર કુળમાં જન્મ ધારણ કરેલો છે અને શ્રી છત્રપતિ શિવાજી મહારાજના રાજ્યના આધારસ્તભ તમે જ છો શ્રી શિવાજી મહારાજે અટકપર જયપતાકા ફરકાવીને પોતાના નામને જગતના ઇતિહાસમા અજરામર કરી રાખ્યું છે તેનું જ તમો અનુસરણ કરો આ મુગલોએ પોતાના દેશને છોડીને આપણા દેશમાં પ્રવેશ કરેલો છે એટલા માટે તેમનો ઉચ્છેદ કરી નાખો તેમણે આપણા દેશની, આપણા ધર્મની અને આપણા આર્યજનોની દુર્દશા કરેલી છે। વૈરનો

બરાબર બદનો લ્યો તલવારો રક્તપાન કરવાને ઉત્કંઠિત થએલી છે તેમને શત્રુઓના રક્તનું પાન કરાવીને શાંત કરો કિલ્લેદારની આજ્ઞા થાય તે વેળાએ મુગલોપર તૂટી પડીને તેમના માથાને દડા પ્રમાણે આકાશમા ઉછાળવા માડો રણાગણમા મરી જાઓ તો ચિંતા નહિ, પણ મરાઠાઓની શુભ્ર કીર્તિને કદાપિ કલંકિત ન કરશો"

એવા પ્રકારનું તેનું વીરશ્રીયુક્ત ભાષણ સાભળીને વીરપુરુષોના અગરખાના બધો પટાપટ તૂટવા લાગ્યા, કેટલાકોએ તત્કાળ પોતાની તલવારોને મ્યાનમાંથી બહાર કાઢી અને કેટલાકો મુગલોના રક્તપાનનો પોતાની તૃષાતુર તલવારોને ક્યારે પ્રસગ મળશે એની આતુરતામા દાતથી હોઠ કરડવા લાગ્યા

**યાહોમ !**

કિલ્લાના ઘેરાને ત્રણ માસ કરતા પણ વધારે સમય વીતી ગયો ઔરંગજેબ બાદશાહ મહાશૂરવીર, દઢ નિશ્ચયી અને કારસ્થાની પુરુષ હતો તેણે આજ સુધી અનેક યુદ્ધોમા વિજય મેળવ્યો હતો, સેંકડો કિલ્લાઓ જીતી લીધા હતા અને મોટા મોટા રાજાઓને નમાવ્યા હતા શિવાજી જેવા શૂર અને રાજકાર્યકુશળ વીર પુરુષને પણ ચકિત કરી નાખ્યો હતો સેંકડો રાજ્યો અને પ્રાંતોને જીતી લીધાં હતા. દિલ્લીથી તે કન્યાકુમારી સુધી એકછત્રી રાજ્ય કરવાની તેની ઇચ્છા હતી, પણ સતારાના કિલ્લા સમક્ષ તેને પણ હાથ ટેકવા પડ્યા મરાઠાઓ ડુગરમાના ઉંદર નહિ, પણ વનરાજ સિંહના ખરા બચ્ચા છે, એવી તેની પાકી ખાત્રી થઈ મુગલોની ટોળીઓ ઘણીવાર કિલ્લાપર ચઢી ગઈ, પણ પ્રત્યેક વેળાએ મરાઠાઓએ તોપના ગોળાનો મારો ચલાવીને અને મોટા મોટા પાષાણોની વૃષ્ટિ વર્ષાવીને તેમને પાછી હટાવી દીધી મરાઠાઓના થોડા જ લોકો કામ આવ્યા મુગલ ફોજમાંના હજારો સિપાહીઓ મરાઠાઓના મારના ભોગ થઈ પડ્યા. બાદશાહ એવો તો હઠે ભરાયો કે, 'શિકસ્ત લઇને દુસ્મનોને પીઠ બતાવવા કરતાં મયદાને જગમા મોત આવે તો તે વધારે સારુ,' અને મરાઠાઓનો એવો નિશ્ચય થએલો હતો કે, 'ભૂખે મરી જઇએ તો પરવા નહિ પણ જ્યા સુધી શરીરમા પ્રાણ છે ત્યા સુધી કિલ્લો તો શત્રુના હાથમા ન જ જવા દેવો' જ્યા બન્ને મલ્લ સમાન યોગ્યતાના હોય, ત્યાં જોવા લાયક લડાઈ જામે છે

અજીમશાહ સાથે રાજકારણ કરીને પ્રતિનિધિએ કિલ્લામા ધાન્ય, દારૂગોળો અને સૈનિકોને ભરી લેવાની કેવી યુક્તિ પ્રયુક્તિ વાપરી હતી, એ પૂર્વે જણાવેલું જ છે પરળીમાંથી ધાન્ય આદિ સાધનોને ગુપ્ત રીતે

સતારાના કિલ્લામાં પહોંચાડવાનું કામ યશવંતરાવ તથા ચંદ્રસેનને સોંપવામાં આવ્યું હતું અને તે કામ તેમણે આજ સૂધી બહુ જ કુશળતા ને ચપળતાથી બજાવ્યું હતું. ચાર આઠ દિવસનો ગાળો નાખી મધ્ય રાત્રિના સમયમાં પરળીમાંથી નીકળીને ચુપચુપ આડા માર્ગે બાદશાહની ગસ્ત મારતી ટોળીઓની નજર ચૂકવીને અજીમશાહની છાવણીમાં થઇને આગળ વધવું અને મોટા પાલણામાં રાખીને દાણાની ગુણો કિલ્લાના બુર્જપર ચઢાવી દેવી એની તેમની ગોઠવણ ત્રણ માસથી એક સરખી રીતે ચાલ્યા કરતી હતી.

ઘેરાને આટલા દિવસ વીતી ગયા છતાં અદ્યાપિ મરાઠાઓ હિંમતથી ધીમે ધીમે લડ્યા કરતા હોવાથી બાદશાહને આશ્ચર્ય થતું હતુ. અને સંતાપ પણ થતો હતો. એના મૂળ કારણનો કશો પત્તો મળી શકતો નહોતો એ કારણને જાણવા માટે તેણે મહા પ્રયાસથી એક જાસૂસને ફકીરના વેશમાં કિલ્લામાં મોકલ્યો. તે જાસૂસ માર્ગમાં સવાલ નાખતો ને ભિક્ષાવૃત્તિ કરતો ચાલ્યો જતો હતો. જ્યાં બે ચાર માણસો વાતચીત કરતા દેખાય કે ફકીર સાહેબ તરત તેની તે વાતચીતને કાન દઈ સાંભળવામાટે ઉભા રહી જતા હતા. છતાં તેને જે કારણનો પત્તો મેળવવાનો હતો તેનો કશો પણ પત્તો મળ્યો નહિ. ચાલતાં ચાલતા ફકીર સાહેબની સ્વારી તટ પાસેના એક સિપાહીને ત્યાં જઈ પહોંચી, અને ત્યાં 'માઈ, અલ્લાહકે નામમેં કુછ દિલવા દો' એવો પોકાર કર્યો. તે સિપાહીની ઘરડી માએ કહ્યું;–"સાંઈ સાહેબ, આજે તો ઘરમાં એક દાણોય નથી. પરળીથી ધાન્ય આવશે એટલે આવતી કાલે તને ભિક્ષા આપીશ." આ શબ્દો સાંભળતાં જ ફકીરના મોઢાનો રંગ બદલાયો અને 'બહોત અચ્છા, માઈ!' કહીને તે કિલ્લાપરથી નીચે ઊતરી ગયો અને પોતાની છાવણીમાં આવ્યો ને બાદશાહને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. એ વખતે બાદશાહનો આનંદ ગગનમા પણ ન સમાઈ શકે એટલો બધો વધી ગયો. તેણે તત્કાળ પાંચસો ઘોડેસ્વારોની ટુકડીને પરળી અને સતારાની વચ્ચે આવેલી ઝાડીમાં છુપાવી રાખી અને મરાઠાના માણસો રસદ લઇને આવતાં જ તેમનાપર તૂટી પડીને વધારે મારકાપ ન કરતાં હાથમાં આવે તેટલા લોકોને કેદ કરીને લઈ આવવાનો હુકમ ફર્માવ્યો.

રાતનો એક પ્રહર વીતી ગયો હતો. સર્વત્ર નિ:સ્તબ્ધતાનો પ્રસાર થઈ ગયો હતો. રાત કાળી અને અંધકારથી વીંટળાયલી હતી! આકાશ વાદળા વગરનું હતું. શરદઋતુ હોવાથી ટાઢ વધારે હતી. નીલવર્ણ આકાશમાં તારાઓનો ચમકાટ થયા કરતો હતો. કોઈ કોઈવાર કોઈ

તાગે ભૂમિના આકર્ષણવડે આકાશમાંથી નીચે સરર કરતો પડતો દેખાતો હતો. શિયાળવા ને કૂતરાના કર્કશ શબ્દ વિના બીજો કોઈ પણ શબ્દ સભળાતો નહોતો. એ સમયે પરળીથી ધાન્ય લાદેલા લગભગ ૨૦૦ બળદ અને લગભગ પચાસ ઘોડેસ્વારો બહાર નીકળ્યા. સર્વના ઘોડા પાણીદાર અને ચપળ હતા સ્વારો તરુણ અને ઉલ્લાસવાળા હતા પ્રત્યેક સ્વાર પાસે ભાલો અને તલવાર હતી જેમ તારામડળના મધ્યમા ચન્દ્રમા શોભી રહે છે, તેવી રીતે યશવતરાવ શોભતો હતો યશવતરાવ અને ચંદ્રસેન એ બન્ને ધાન્ય પહોંચાડવાને નિત્ય સાથે જતા તેથી તે બન્નેનો ગાઢ મૈત્રીસબધ બધાયો હતો એવો કે એક વિના બીજાને ચેન પડતું નહિ આજે ધાન્ય લઇને યશવતરાવ એકલો જ નીકળ્યો હતો કારણ કે, ચંદ્રસેન બીજા કોઈ મહત્ત્વના કાર્યમા રોકાયલો હતો આજે યશવતરાવ કાઇક ઉદાસ દેખાતો હતો. તેની સાથેના ઘોડેસ્વારો આનદથી ગપાટા હાંકતા ચાલ્યા જતા હતા ગપાટા સપાટામા પૂર્વે થઈ ગએલી લડાઇઓ, હલ્લાઓ, શિવાજીના પરાક્રમો અને થોડે ભાગે પોતાના શૌર્યની બડાઈ આદિ વિષયો મુખ્ય હતા એ સ્વારોની ટોળીમા સિહગઢની લડાઈમા જેણે ભાગ લીધો હતો એવો સંતાજી નામનો એક વૃદ્ધ મરાઠો પણ હતો.

તેણે ભાષણના રગમા તે લડાઈનું વર્ણન કરતા કહ્યુ કે,–"દરબારમા તાનાજીએ બીડુ તો ઝડપ્યુ અને કહ્યુ કે, 'કોંડાણાનો કિલ્લો હું પાછો લઇશ.' તાત્યા, કાળી અને બીહામણી રાતે અમે હજાર માવળાઓ નીકળી પડ્યા! કિલ્લો પણ કેવો મજબૂત! નીચેથી તે ઉપર સુધી બધા કાળા જ પત્થર! પણ તાનાજીએ અજબ હિકમત લડાવી એક માણસને ઉપર ચડાવીને નીચે દોરડુ નખાવ્યું અને તે દોરડાના આધારે એક પછી એક ત્રણસેં માવળા કિલ્લાપર ચઢી ગયા. તેમાં હું પણ હતો. પણ એટલામા મુગલો સાવધ થઈ ગયા. અમારી સામે ધસી આવ્યા પછી શું થયુ? ચાલી લડાઈ અને અમારી જીત થવાનો વખત આવ્યો. પણ તાત્યા, નસીબ તો જુઓ-તાનાજીના શરીરમા જખમ થતાં તે ગબડી પડ્યો અને અમે પલાયન કરવા લાગ્યા મેં બહુ બહુ બૂમો પાડી કે 'રાંડના જણ્યાઓ, નાસીને ક્યાં જશો! મોત કંઈ મૂકવાનું છે?' પણ નગારખાનામાં તૂતેડીનો અવાજ કોણ સાભળે વારુ? એટલામાં તાનાજીનો ભાઈ સૂર્યાજી પાચસેં માણસોની બીજી ટોળી લઇને આવ્યો અને બોલ્યો કે "બાબારે, જાઓ છો ક્યાં? પોતાના જાતિભાઇને છોડીને ક્યાં નાસો છો? મેં ઉપર આવ્યા પછી દોરડું કાપી નાખ્યું છે, માટે કરો શત્રુઓપર ધસારો અને તૂટી પડો તરકડાપર." તેના આ શબ્દોથી

અમારા મનમાં ધીરજ આવી અને 'હરહર મહાદેવ'ની રણગર્જના કરીને અમે સેંકડો મુગલોને તડાક ફડાક કાપી નાખ્યા. ઉદયભાનુ નામના મુગલોના કિલ્લેદારની સાથે ચકમક થતાં તેણે મારા કપાળમાં એક મોટો જખમ કર્યો– આ જુઓ તેની નિશાની! અને મેં પણ તેની ગર્દનપર તલ્વારનો એવો તો ઝટકો માર્યો કે જેનું તે નામ–તે તત્કાળ પડ્યો ને બિહસતમાં હૂરિયોને જઈને ભેટી પડ્યો! બસ–અમો જીત્યા. તાનાજીના પડવાની વાત સાંભળીને મહારાજના મનમાં ઘણો ખેદ થતાં તેઓ બાળક પ્રમાણે રડી પડ્યા. આવા ધણી અને આવા ચાકર તે ખરેખર દેવના અવતાર જ કહી શકાય. આપણા હિન્દુ ધર્મનો ઉદ્ધાર કરવા માટે જ તેમણે જન્મ લીધો હતો. કેમ ખરું કે નહિ, તાત્યા સાહેબ?" એના ઉત્તરમાં યશવંતરાવે જણાવ્યું 'સંતાજી બુવા, તમારું કહેવું અક્ષરે અક્ષર સાચું છે. શિવાજી મહારાજ તો ઈશ્વરના અવતાર હતા આ યવનોનો સંહાર કરીને તેમણે તેમને નીચા નમાવ્યા એ કાંઈ જેવી તેવી વાત છે? જો તેમનામાં એવું અલૌકિક સામર્થ્ય ન હોત, તો તેઓ હિન્દુપદપાદશાહીની સ્થાપના કેમ કરીને કરી શકત? એટલામાં એક સિપાહી વચ્ચે જ બોલી ઊઠ્યો,–"શિવાજી મહારાજ તો ખરેખર સાંબ શિવના અવતાર હતા અવતાર! એમ ન હોત તો તેઓ બાર પાડાના બળને ધરાવનારા અફઝુલખાનનો વધ કેમ કરી શકત? ઔરંગજેબ બાદશાહે દિલ્હીમાં કપટથી તેમને કેદ કર્યા અને સખ્ત ચોકી પહેરો રાખ્યો, પરંતુ ત્યાંથી પણ મહારાજા ગુપ્તરૂપે છૂટી આવ્યા. એક સાધારણ મનુષ્ય એવા બંદિખાનામાંથી છૂટો થઈ શકે કે? નાયક સાહેબ અફઝુલખાનના વધ વિશેની એક ન્હાનકડી કવિતા મને મોઢે છે, જો આપની ઈચ્છા હોય તો તે ગાઈ સંભળાવું?" યશવતરાવે આજ્ઞા આપી "આનન્દથી ગા થોડીવાર બધાનું મનોરંજન થશે" તે સિપાહીએ કવિતા ગાવાનો આરંભ કર્યો,–

(લાવણી)

"ધન્ય શિવાજી વીર મરાઠો, નહિ વિશ્વે એ સમ બીજો,
ગોદ્વિજ દુખો હરવામાટે, ખરે અવતર્યો શિવજી જો     ધ્રુવ
યવન દુષ્ટ તે સકળ જનોને, ત્રાસ આપવા બહુ ભારી,
ગોવધ કરતા, વિપ્રો છળતા, ભ્રષ્ટ કરે હિન્દૂ નારી
તે ત્રાસોનો નાશ કરીને, સુખ શાંતી અતિ વિસ્તારી,
શિવ ભૂપતિએ અસિના બળથી, આર્ય જાતિને ઉદ્ધારી
મહા પ્રબળ છે શિવજી રાજા, એમ જોઈને યવન ડરે,
તદ્વિનાશનો માર્ગ શોધવા, નિશા દિવસ બહુ યત્ન કરે
અફઝુલખાને બીડું ઝડપ્યું, કહી 'અરે શી એની કથા?

પકડી લાવું, કિંવા મારું, મહાવિજય મેળવું તથા."
માર્ગમાંહિ અતિ અનર્થ કીધો, ગોબ્રાહ્મણનો છળ કીધો;
આર્ય જનોનાં દેવ મંદિરો, ભ્રષ્ટ કરી ચાલ્યો સીધો.
વસતા'તા તે વારે સુખથી, પ્રતાપગઢમાં શિવ નૃપતિ;
અફ્‌જુલને સંદેશ પાઠવ્યો, દેખાડીને વિનય અતિ.
ખાને પ્રતિનિધિ પાઠવિયો, એ શિવ ભૂપતિને સમજાવા;
નૃપે કરી આદર તેનો અતિ, પ્રસંગ દીધો નહિ જાવા
*પંતાજીને કહે શિવાજી, "વિપ્ર તમે છો પૂજ્ય સદા;
ગો બ્રાહ્મણ રક્ષાની કૃતિ મેં, લીધી કરમાં સંકટદા.
કરો સાહ્ય આ કૃતિમાં સુજને, એજ પ્રાર્થના છે મારી,
આપુ ગામ ઇનામ તરીકે, સકટ ટાળો આ ભારી"
થઇ ભૂપને વશ વકીલ તે કહે, "ખાન છે દુષ્ટ અતિ;
મિલન સમયમા સાવધ રે'જો, દગો કરે કદિ નીચમતિ."
મિલન દિવસના પ્રાત કાલે, સ્નાન કરીને શિવ રાજા,
સુર વિપ્રોને વંદી માને, ચરણે નમિયો ધરિ આજ્ઞા
કવચ અંગમા શિરસ્ત્રાણ શિર, હસ્તે વાઘનખો બિછવા;
આર્યજનોનો મિત્ર શિવાજી, નિકળ્યો શત્રુપાસ જવા
મળ્યા ઉભય ને કુશલ પ્રશ્ન પણ, પૂછ્યા ઉપલક ભાવ ધરી;
આલિંગન દેવાની ખાને, ચેષ્ટા હસિત મુખેજ કરી
ઠાર કટારે કરવા ફેરો, ભાવ ખાનનો ભાળીને,
વાઘનખે તેનો વધ કીધો, શિવાજીએ સભાળીને.
કરી જને આનન્દ ગર્જના, સમાચાર એ જાણીને,
યવન સૈનિકો કરે પલાયન, હૃદયે ભયને આણીને.
અફ્‌જુલખાંનું શિર કિલ્લાપર, ટાંગ્યુ અતિશય હર્ષ ધરી,
નિજ સૈનિક સંતુષ્ટ કર્યાં, ધન વસ્ત્રાભરણો આપી કરી.
થઇ ગયો એ આર્ય જાતિનો, રક્ષક શિવ નૃપ એક ખરે;
નારાયણ એ કહે તે સમી સદ્દૃતિ, વિશ્વે સદા કરો! ધન્ય.

આવા પ્રકારની વીરશ્રીજનક અને શ્રી શિવ છત્રપતિની સ્તુતિથી ભરપૂર પોવાડો સાંભળતાંની સાથે જ સર્વ મરાઠા ઘોડેસ્વારોનાં તનમન થનથનાટ કરવા લાગ્યાં, સર્વનાં મુખમંડળો પ્રફુલ્લ થઈ ગયાં; સર્વ તેજસ્વી દેખાવા લાગ્યા; એટલામાં અચાનક 'દીન, દીન; મારો-પકડો!' બરાડ મારતા, ઝાડીમાં છુપાઈ રહેલા મુગલો તેમનાપર તૂટી પડ્યા. મરાઠાઓ અસાવધ હતા, છતાં પણ પોતાનાં શસ્ત્રોને સંભાળીને શત્રુ-ઓના હલ્લાનો જવાબ આપવા લાગ્યા. તલવારોનો ખણુખણાટ થઈ રહ્યો; ભાલાની તીક્ષ્ણ અણીઓને રક્ત અને માંસની આહુતિ મળવા

* અફ્‌જુલખાને શિવાજી પાસે પોતાના જે પ્રતિનિધિને મોકલ્યો હતો, તેનું નામ.

લાગી, મરણના ઉદ્યોગનું મંગલાચરણ થઈ ચૂક્યું, 'હરહર મહાદેવ' અને 'દીન દીન' ના ધ્વનિથી દશે દિશાઓ છવાઈ ગઈ મરાઠાઓની સખ્યા ઓછી હતી, તોપણ તેઓ મહા શૌર્ય અને આવેશથી લડ્યા. પરતુ ઔરંગજેબના પાચસેં સ્વારો સમક્ષ મુઠીભર મરાઠાઓનું શું ચાલે?

એ ઝપાઝપીમા યશવતરાવે અતુલ પરાક્રમ દર્શાવ્યું અનેક મુગલોના માથાનું આર્ય ભૂમાતાને બલિદાન આપ્યું. કાપાકાપીમા મરાઠાઓના માત્ર ત્રીસ માણસો બાકી રહ્યા, એટલે મુગલોએ તેમને કેદી બનાવ્યા સ્વારી છાવણી તરફ ચાલી યશવતરાવે મુગલોની સારી રીતે ખબર લીધેલી હોવાથી મુગલોના તેનાપર ચાર ડોળા હતા ખીજવાયલા મુગલ સ્વારોએ ગાળ ગળોચ કરવા માંડી ને શિવાજીની નિન્દા કરવા લાગ્યા. એ નિન્દા સહન ન થવાથી કેદી હોવા છતા પણ યશવતરાવ ગર્જના કરીને કહેવા લાગ્યો,–"ગાળો ભાંડીને મુખના સુખનો આસ્વાદ લેવો, એ જ તમારી વીરતા છે કે? મારા હાથ બાંધો, પગ બાંધો અથવા બીજા પ્રકારે દુર્દશા કરો, પરતુ શિવાજી મહારાજના પૂજ્ય ચરિત્ર વિરુદ્ધ એક પણ નિન્દાત્મક શબ્દ પુન મુખમાથી બહાર કાઢશો, તો યાદ રાખજો કે મુવાજ ફૂટશો!" તેનું ભાષણ સાંભળીને, મુસલમાનો થોડીવાર ચુપ રહ્યા, પણ થોડીવારમા પાછો બકવાદનો આરભ થયો યશવંતરાવના પગનો અગ્નિ મસ્તકે પહોંચી ગયો, તેના નેત્રો ખદિરાંગાર સમાન થઈ ગયા સપાટાભેર પોતાના અગબળથી શરીરની આસપાસના પાશને તોડી નાખી, જે સિપાહી શિવાજીની નિન્દા કરતો હતો તેની છાતીમાં જોરથી એક એવી મુઠ્ઠી મારી કે તે લોહી ઓકીને તત્કાળ જહન્નમમાં રવાનો થઈ ગયો! પાચ દશ મુગલ સિપાહીઓ યશવતરાવપર ધસી આવ્યા, અને આવા પીલતન કાફિરને પોતે ન મારતા બાદશાહના હાથેજ શિક્ષા કરાવવાના વિચારથી કસકસાવીને બાધ્યો! યશવતને બાદશાહ સમક્ષ લાવીને ઊભો રાખવામાં આવ્યો, તે વેળાએ બાદશાહે તેના પગમાં સવા મણની લોઢાની બેડી નાખીને કેદમા રાખવાનો હુકમ ફર્માવ્યો

**ઔરંગજેબની ઉદારતા.**

પ્રભાતનો સમય કેટલો બધો સુખકર હોય છે, એ તો સર્વ જાણે છે. માર્ગશીર્ષ માસ ચાલતો હતો, પશ્ચિમ દિશાનો શીતલ અને અગને થથરાવનારો વાયુ વાતો હતો. ઘણી ખરી તારાઓ અરુણોદયના તેજમા ઢકાઈ ગઇ છે કેટલાક તારકો અદ્યાપિ ચમકે છે, પૂર્વ દિશાએ લાલ વાગો પહેર્યો છે. તે જાણે કોઈ એક સલજ્જ નવવધૂ પ્રમાણે શોભે છે પક્ષીઓના કલરવ કિંવા કૂજનનો આરભ થયો છે, કિલ્લાપરેના મરા

ડાઓનાં તથા બાદશાહની છાવણીમાં પ્રભાત કાળનાં ચોઘડિયાં વાગે છે. આજૂબાજૂનાં ગામોના પ્રવાસીઓ પોતાનો પ્રવાસ આરંભે છે! આસપાસના ગામોના ભીલ લોકો ઉઠીને મુખમાર્જનાદિ વિધિની સમાપ્તિ કરે છે. કોઇ સ્નાન કરે છે, કોઈ ભગવચ્ચિંતનમાં લીન થાય છે. ગભરાટમાં ને ગભરાટમાં નવ વધૂઓ સર્વથી પ્રથમ બિછાનું છોડી ઘરકામમાં ગુંથાઈ ગઈ છે, ભક્તજનો દેવમંદિરોમાં જઈ પ્રાર્થના કરે છે, ખેડુતો કોદાળી પાવડાને ખભે લઈ રોટલાની પોટલી બાંધી પોતાના બળદોની પાછળ પ્રભાતિયાં ગાતા ખેતરભણી ચાલતા થાય છે. આજે તેમના બળદોના ગળામાં ઘૂઘરમાળ નથી. કેટલાક લોકો 'આજની આ કેવી ટાઢ અને કેવો ઠંડો પવન!' એમ બોલતા મોંઢાપર બોકાની બાંધી સીઈઈ સીઈઈ કરે છે. હજી ભગવાન્ સૂર્યનારાયણ દેવનાં દર્શન થયાં નથી.

આવા રમણીય પ્રભાતના સમયમાં ઔરંગઝેબ બાદશાહ, તરબીયતખાન, અઝીમશાહ અને શેરખાન વગેરે મોટા મોટા સરદારો સાથે પ્રભાતની હવા લેવા ગયો હતો. બાદશાહ કોઇ કોઇવાર આવા પ્રકારનું ભ્રમણ કરતો હતો. બાદશાહનો રસાલો આઠ કે દશ માણસનો હતો. બાદશાહ માર્ગની ડાબી બાજૂએ હતો, તેની લગોલગમાં સરદારો ચાલતા હતા. સહુ પોતપોતાના અશ્વને ધીમે ધીમે ચલાવતા હતા. બાદશાહ એક તુર્કી ઘોડાપર સ્વાર થએલો હતો, તેની મુખમુદ્રા ગંભીર, ઉગ્ર તથા સતેજ હતી; દૂધ જેવી સફેદ દાઢી છાતી સૂધી પહોંચતી હતી અને આંખો ચારે તરફનું અવલોકન કરતી હતી. તેણે માથાપર જરીની તુર્કી ટોપી, અંગપર કાસ્મીરી શાલનો કાળો ઝભ્ભો અને નીચે ઢીલો પાયજામો પહેર્યો હતો; કમ્મરે તલવાર લટકાવી દીધી હતી. થોડુંક ચાલ્યા પછી તરબીયતખાનને કહ્યું કે;–"આ મરાઠાઓ અજબ કાફિર છે; ખુદા હાફિજ! તેમના કાવાદાવા અજાયબીમાં નાખી દેનારા છે. મીર્યાં, ચાર ચાર મહિનાથી આપણે છાવણી નાખીને પડ્યા છીએ, પણ તે કંબખ્તોએ આપણી દાળને જરા પણ ગળવા દીધી નથી! મારી તો ખાતરી જ છે કે, મરાઠા લડવામાં પાછી પાની કરવાના નથી; છતાં આ કિલ્લો કબ્જામાં લીધા વિના અહીંથી ન ખસવાનો મેં તો દૃઢ નિશ્ચય કરેલો છે."

તરબીયતખાને કહ્યું:"ખુદાવન્દ, આપ જરાય ફિકર ન કરશો. આવતી કાલેજ જબરદસ્ત હલ્લો કરીને એ કિલ્લાને હું આપણા કબ્જામાં કરી લઇશ. આપ તમામ સરદારોને એવો હુકમ ફર્માવી દ્યો કે, આવતી કાલેજ કિલ્લાને કબ્જે કરી લેવાનો છે, એટલામાટે તૈયાર થઈ રહેવું.

બિચારા મરાઠાઓની આપણી સ્હામે શી બિસાત છે—તેમની ગર્દનો તો અમે જોતજોતામાં છાંટી નાખીશું."

આ વાતોના તડાકામાં આસપાસ કોઇનું પણ ધ્યાન હતું નહિ. ચારે કોર ઘન વૃક્ષરાજી વિસ્તરેલી હતી. ધોળે દિવસે પણ તેમાં વાઘ, રીંછ ને વરૂ હરતાં ફરતાં જોવામાં આવતાં હતાં.

સમય પ્રભાતનો હતો. એકાએક એક ભયંકર વાઘની ગર્જના સાંભળવામાં આવી. બાદશાહ જે બાજૂએ ચાલતો હતો તે બાજૂએથી એક ભયાનક વાઘ છલંગ મારતો અને પૂછડીને વળ દેતો તરાપ મારવાને ધસી આવ્યો ! આ બનાવ નિમેષ માત્રમાં જ બની ગયો.

વાઘ બાદશાહના શરીરપર હલ્લો કરવાની તૈયારીમાં હતો એટલામાં ધડાક દેતોકે તમંચાનો અવાજ થયો—ગોળી વાઘના જડબાંમાંથી આર પાર પસાર થઈ ગઈ. વાઘ તૂટેલી ખાટલી પેઠે પૃથ્વીપર પછડાઈ પડ્યો. બાદશાહના પ્રાણપર આવેલી આપત્તિ દૂર થવાથી તેને પોતાને, તેમ જ તેની સાથેના સરદારોને અતિશય આનંદ થયો. પણ આ મહા શૌર્યનું કૃત્ય કોણે કર્યું ?

બાદશાહ અને તેના સરદારોએ આસપાસ નજર ફેંકવા માંડી. કેટલીક વાર પછી લગભગ બસેં હાથના અંતરપર જેના હાથમાં તમંચો છે એવો એક અશ્વારૂઢ તરુણ મરાઠા વીર સર્વના જોવામાં આવ્યો.

ચન્દ્રસેન, યશવંતરાવને રસદ લઇ ગયાને બે દિવસ થઈ ગયા હતા, છતાં તે પાછો ફરેલો ન હોવાથી, તેને શોધવા નીકળ્યો હતો. શોધ કરતાં 'બાદશાહે તેને બંદિવાન્ કર્યો છે' એમ તેના જાણવામાં આવ્યું. ચન્દ્રસેન દિલગીર થઈ ગયો, મુંઝાઈ ગયો, ગભરાઈ ગયો. તેની છાતી ફાટ ફાટ થવા લાગી. તે બોલવાને પણ અશક્ત થઈ પડ્યો. ચન્દ્રસેનનો યશવંતરાવમાં એટલો બધો સ્નેહ હતો કે તે તેના વગર રહી શકતો નહિ. યશવંતને છોડવવા માટે હવે શો ઉપાય કરવો, એનો વિચાર કરતો તે હમણાં કિલ્લા તરફ જતો હતો.

ચન્દ્રસેનને જોઇને બાદશાહ અને તેના સરદારો તેના આવવાની વાટ જોવા લાગ્યા. અને બાદશાહને જોતાં ચન્દ્રસેન ખૂબ વિચારમાં પડી ગયો. આગળ વધવામાં પંચાત હતી, અને પાછળ હટવામાં દુઃખ હતું. તેણે બાદશાહના પ્રાણ બચાવેલા હોવાથી તે આ વેળાએ તો દગાબાજી નહિ જ કરે એવા નિશ્ચયથી બાદશાહની નજીકમાં આવ્યો. બાદશાહને કોર્નિશ કરી. ચંદ્રસેનની ફક્કડાઈ સૌન્દર્ય અને તેણે પોતાપર કરેલા ઉપકારથી, બાદશાહ જડભરત જેવો થઈ ગયો. તે કોણ છે એ જાણ્યા પછી બાદશાહ બોલ્યો; "તું શત્રુ તરફનો એક વીર હોવા છતાં,

મારાપર તારો એવો અદ્વિતીય ઉપકાર થએલો છે કે હું મરણ પર્યન્ત તારો આભારી રહીશ; પાક પરવરદિગાર તને હમેશા સુખી રાખે એવી પ્રાર્થના કરતો રહીશ. અત્યારે તુ જે માગે તે બક્ષીસ આપવાને બાદશાહ ઔરંગજેબ તૈયાર છે!" "બાદશાહ સલામતે મને જે આટલું મોટું માન આપ્યું છે, તે માટે હું તે નામવરનો અંતકરણપૂર્વક આભાર માનુ છું. આવા પ્રસંગમાં મનુષ્યે મનુષ્યને સાહાય્ય આપવું અને પરસ્પર ઉપયોગી થવુ, એ મનુષ્યનું કર્તવ્ય છે. મારા કર્તવ્યથી વિશેષ મેં કાંઈ પણ કર્યું નથી. આપ ખુદાવિંદ મને જે બક્ષીસ આપવાને તૈયાર છો, એ આપના જેવા સાર્વભૌમ અને ઉદારાત્મા બાદશાહને યોગ્ય જ છે. પણ જો આપ ક્રોધ ન કરો તો હું મારી ઇચ્છા પ્રમાણેની બક્ષીશ માગી લઉં!" ચંદ્રસેને વિનયથી કહ્યુ. "તારી ઇચ્છા હોય તે માગણી કર; હું તે ખુશીથી આપીશ. કોઈપણ પ્રકારનો સંકોચ ધારતો નહિ. બોલ તારી શી ઇચ્છા છે?" બાદશાહે આતુર ચહેરે પૂછ્યું. "ખુદાવિંદ બાદશાહ! મારી એટલી જ ઇચ્છા છે કે, આપે પરમ દિવસે અમારા જે સરદારને કેદ કર્યો છે, તેને કૃપા કરીને છોડી મૂકો!" ચંદ્રસેન બોલ્યો. "તારી આ માગણી બહુ કઠિન છે. શત્રુપક્ષના અમારા હાથમાં સપડાયલા સરદારને, ખાસ કેદ કરી લીધેલા એક મહા શૂરવીર સરદારને, છોડી-દેવો તે પોતાના હાથે જ પોતાનો નાશ કરવા સમાન છે. તોપણ મેં તને વચન આપેલું હોવાથી મારા વચનનો મારાથી ભંગ કરી શકાય તેમ નથી. અત્યારે જ છાવણીમાં આવ એટલે તારા તે સરદારને તારા હાથમાં સોંપવામા આવશે." બાદશાહે કહ્યું.

એ વેળાએ બાલ સૂર્યના કોમળ કિરણો ચંદ્રસેનના મુખમંડળપર પડેલાં હતાં. પ્રિય મિત્રને મળવાની આશાએ આનંદવડે તેનું મુખકમળ પ્રફુલ્લ થએલું હતું અને તેનાં કૃષ્ણવર્ણા નેત્રોમાં હર્ષની છટા પ્રસક્ષ દેખાતી હતી. ચાલતાં ચાલતાં થોડીવારમાં બાદશાહની છાવણી દષ્ટિએ પડી. બાદશાહની અર્ધચંદ્ર યુક્ત નીલપતાકા તેના ભવ્ય અને શોભાયમાન તંબૂની પાસે જ ફરકતી હતી, તે પણ જોવામાં આવી. અમીર ઉમરાના મોટા મોટા તંબૂઓ આસપાસ ઉભા કરેલા હતા. સ્થળે સ્થળે સિપાહીઓ બેઠા બેઠા ગુડગુડી ગગડાવતા હતા; કેટલાક ધર્મચુસ્ત મુસલમાનો નમાજ પઢવામાં મશગૂલ થયા હતા; કેટલાકો કુરાનશરીફ વાંચતા હતા. અરબી સિપાહીઓનો છાવણીમાં સખ્ત ચોકી પહેરો જોવામાં આવતો હતો. વચ્ચે વચ્ચે ઘોડાના હણહણવાનો અવાજ પણ સંભળાતો હતો. બાદશાહને આવતો જોઇને સઘળા સિપાહીઓ વ્યવસ્થાથી ઉભા રહ્યા. બાદશાહ સલામત નજદીકમાં આવતાં સિપા-

રી ને સરદારોએ જમીન સૂધી નમીને સલામ કરી છાવણીમા આવ્યા પછી બાદશાહે યશવંતરાવને છોડી મૂકયો; ચંદ્રસેનને ભારી પોશાક ભેટ આપ્યો, અને કહ્યુ,–"જ્યા સૂધી તમો પાછા તમારા કિલ્લામા નિર્વિઘ્ન જઇ પહોંચો, ત્યા સુધી તમો અમારા જાની દોસ્ત છો! તમોને અમારા તરફથી કોઈ પણ પ્રકારનો ત્રાસ થશે નહિ" આમ કહીને તેમને બાદશાહે જવા માગેલી વરદી આપી

ભયંકર કાપાકાપી!

આવતી કાલે કિલ્લાપર સબળા જોરથી ઔરંગજેબ હલ્લો કરવાનો છે, એ સમાચાર ચંદ્રસેનને મળ્યા હતા, એટલે કિલ્લેદારને તેણે એ સમાચાર કહ્યા એ બાતમી મળતા જ સઘળા બુર્જપર તૈયારી કરી રાખવામા આવી, તોપોને પણ તૈયાર રાખવામા આવી કેવળ દાગ વાનો જ અવકાશ હતો

સર્વત્ર નિ સ્તબ્ધતા અને નિ શબ્દતા વિસ્તરેલી છે સર્વ સૈનિકો વ્યવસ્થિત રીતિથી પોતપોતાના કામપર ઉભા રહી ગયા છે. મધ્ય રાત્રિનો સમય થયો છે. એટલામા પૂર્વ અને દક્ષિણ દિશામાથી તોપોના ભયંકર અવાજો સભળાયા, દક્ષિણ દ્વારપર તથા કિલ્લામા ગોળા આવીને અથડાવા લાગ્યા તે તોપોના જવાબ વાળવાને કિલ્લામાની મહાકાળી, દુર્ગાદેવી અને ભવાની આદિ પ્રચંડ તોપોને મરાઠા ગોલંદાજોએ દાગી દીધી 'દીન દીન' અને 'હર હર મહાદેવ'ના રણશબ્દો થવા લાગ્યા બાણ અને ગોળાની વૃષ્ટિ વર્ષવા લાગી મુગલ લોકો કાંઈ પણ પરવા ન રાખતા એક દમ આગળ વધ્યા આવ્યા તોપનો ઉપયોગ ન થતો જોઇને મરાઠાઓ બુર્જ પર એકઠા થઇને, ઉપરથી મોટી મોટી પાષાણ શિલાઓ, મુગલોના માથા પર ફેંકવા લાગ્યા, અને તેથી સેંકડો મુસલમાન સૈનિકોનો કચ્ચરઘાણ નીકળી ગયો મુગલોને મરાઠાઓ સાક્ષાત્ કાળ સમાન દેખાવા લાગ્યા, થોડીવારમા મુગલ સૈનિકો પલાયન કરી ગયા. એનો લાભ લઇને મરાઠાઓએ પાછો તોપોનો સપાટો ચલાવ્યો અને તેમા પલાયન કરતા મુગલોનો સારી રીતે સંહાર વળી ગયો ઔરંગજેબના લશ્કરને ભાગતા ભોંય ભારી પડી ગઈ મરાઠાઓએ બાદશાહના હલ્લાને હટાવી દીધો અને પોતાની જીત દર્શાવવા માટે રણવાદ્યો તથા નોબત વગેરે વગડાવવાનો આરભ કર્યો

આ હારથી ઔરંગજેબ ઉન્મત્ત જેવો બની ગયો તે આગળ કરતા પણ વધારે હઠીલો થયો બીજે દિવસે તરબીયતખાન આદિ સરદારોને પોતાના તંબૂમા બોલાવીને હવે પછી કેમ લડવુ એની તેણે મસલત

ચલાવવા માંડી, "આજ સૂધીમાં આપણે આવા અનેક હલ્લા કર્યા, પરંતુ તેથી કાંઈ પણ લાભ થવાને બદલે સામી આપણી પાયમાલી થતી જાય છે. હવે આવા હલ્લાઓથી મને તો કાંઈ ફાયદો દેખાતો નથી. મંગળામાતાના બુર્જની નીચે સુરંગ લગાવીને તે બુર્જને ઉડાવી દો અને પછી કિલ્લાપર મજબૂત હલ્લો કરો." ઔરંગઝેબ બાદશાહનો આ અભિપ્રાય સર્વને ગમ્યો. સુરંગ લગાડવાનું કામ તરબીયતખાનને સોંપવામાં આવ્યું. તે એ કામમાં તનમનથી મચી ગયો.

તટના ઇશાન્ય કોણમાં મંગળામાતાનો બુર્જ આવેલો છે. એ બુર્જ તરફનો ભાગ અતિશય મજબૂત હતો. તેની ઉંચાઈ જમીનથી સડસઠ ફીટની હતી. તેની નીચે તરબીયતખાને બે સુરંગ ખોદીને તૈયાર કરી. સુરંગ ઉડતાંની સાથે જ કિલ્લાપર મજબૂત હલ્લો કરી શકાય એટલા માટે બે હજાર લડવૈયાઓની એક ટોળી બનાવી અને તે ટોળીને તટ આગળની એક ટેકરી નીચે સતાડી ! બુર્જપર ઘણા લોકો એકઠા થઈ જાય એવા વિચારથી તેણે એક નવી યુક્તિ શોધી કાઢી. સુરંગમાં બત્તી મૂકવા સૂધીની તૈયારી થઈ ગયા પછી તેણે બાદશાહને સંદેશો કહાવ્યો કે, "જો સ્વારી આ ભાગમાં સુરંગના ચમત્કારને નજરોનજર જોવા માટે ઠાઠમાઠથી પધારે તો વધારે સારું!" એ સંદેશો મળતાં જ બાદશાહે એક મોટી સવારીનો ઠાઠ જમાવી દીધો. સર્વથી આગળના ભાગમાં શૃંગારાયલા હાથી અને ઘોડાઓ ચાલતા હતા; તેની પાછળ તવાયેફ નૃત્ય અને ગાયન કરતી ચાલતી હતી; આસપાસ અપાર સેના પ્રસરેલી હતી; બાદશાહ પોતે દરબારી પોશાકમાં સજ્જ થઈ એક ઉચ્ચ અને શોભાયમાન હાથીની અંબાડીમાં બેઠો હતો; છડીદાર અને ચોબદારો નેકી પોકારતા હતા. આવા અપૂર્વ ઠઠારાથી ઔરંગઝેબ તે સુરંગના ચમત્કારનું અવલોકન કરવા માટે આવી પહોંચ્યો.

કિલ્લામાં ભરાયલા લોકોને સુરંગની જરા રતિ પણ ખબર નહોતી. એથી બાદશાહની સ્વારી જોવા માટે ઘણાક લોકો ચારે તરફથી આવીને કિલ્લાની દીવાલપર એકઠા થઈ ગયા. લોકો બાદશાહની સ્વારી જોતા, ગપાટા મારતા અને હસતા બોલતા રમત ગમત ઉડાવતા બેઠા હતા. તેઓ અસાવધ હતા. અલ્પ સમયમાં જ પોતાપર આવનારા દુર્ધર પ્રસંગનું કોઇને પણ જરાએ જ્ઞાન કે ભાન હતું નહિ. બાદશાહની આજ્ઞાથી સંકેતાનુરૂપ તરબીયતખાને બેમાંની નાની સુરંગને બત્તી લગાવી દીધી.

ધડૂમ દેતો કે એક ભયંકર ધડાકો થયો; જાણે આકાશ તૂટી પડ્યું હોયની, એવો જ ભાસ થયો. એ અવાજ જાણે સેંકડો તોપો એક સાથે

ઉડાવવામાં આવી હોય તેવો હતો. ધડાકાનો પડઘો આસપાસના વનપ્રદેશમાં થયો. દશે દિશાઓ અંધાધુંદ દેખાવા લાગી. ચોમેર ઉડતી ધુળ, માટી અને પાષાણના યોગે સર્વ દેખાતું બંધ થઈ ગયું. આર્ય માતાનો ક્ષોભ થતાં–જ્વાલામુખી પર્વત ફાટતાં, પૃથ્વી પોતાના ઉદરમાંથી પાષાણ અને માટીને બહાર ઉછાળતી હોય તેવો ભાસ થયો. જોનારાઓના કાન બ્હેર મારી ગયા, માથાં જડ તથા બધિર બની ગયાં! ચોમેર હાહાકાર વ્યાપી ગયો. કિલ્લાની અગાસી હચમચી ગઈ, અને તેમાં ફાટો પડી ગઈ.

પણ બાદશાહની સ્વારી જોવાને એકઠા થયેલા કિલ્લાપરના લોકોની જે દુર્દશા થઈ, તે સર્વથા અવર્ણનીય હતી. કિલ્લામાં તડ પડતાં ઉપરનો ચૂના તથા ઈંટનો ભાગ જોરથી ઉડી ગયો અને તે ભાગ ત્યાં ભેગા થએલા લોકોપર પડવાથી સેંકડો માણસોના ચૂરેચૂરા થઈ ગયા. કેટલાક પત્થરના મારથી પક્ષીઓ પ્રમાણે ઊંચા ઉડીને પાછા નીચે પછડાયા; કેટલાકનાં માથાં ફુટી ગયાં; કેટલાકના હાથ તૂટી ગયા, કેટલાકના અંગના બીજા અવયવો છિન્ન ભિન્ન થઈ ગયા. ચોમેર બૂમરોર રડારોળ થઈ રહી. કિલ્લામાંનાં સુંદર અને મનોહર નિલયો અને ગૃહો પડીને જમીનદોસ્ત થઈ ગયાં.

પ્રયાગજી કિલ્લેદાર એ વેળાએ મંગળામાતાના દેવાલય પાસે ઉભો હતો, તે દેવાલય તેના શિરપર તૂટી પડ્યું અને માટી તથા હજારો પાષાણોની તેનાપર વૃષ્ટિ થઈ રહી! છતાં એ આપત્તિમાંથી તે મહા વિલક્ષણ રીતિથી બચી ગયો. 'રામ રાખે તેને કોણ ચાખે' તે સત્ય છે! સદ્ભાગ્ય યોગે ત્રણ બાજૂએ ત્રણ પાષાણ શિલાઓ અને તેની ઉપર ચોથી પાષાણ શિલા આડી પડવાથી ઘર જેવું બની ગયું અને તેની ઉપર માટીનો ઢગલો થઈ ગયો. યશવંત આદિએ ચપળતાથી તે માટી અને પાષાણને દૂર ખસેડી નાખ્યાં અને પ્રયાગજી જીવતો જાગતો બહાર નીકળ્યો. મંગળામાતાએ આવી અમાનુષ અને અદ્ભુત રીતિથી તેનું રક્ષણ કરેલું જોઇને તેને તથા કિલ્લામાંના લોકોને વિશેષ ઉત્સાહ આવે એ સ્વાભાવિક જ હતું.

પહેલી સુરંગ ઉત્તમતાથી ઉડતાં કિલ્લાપરના લોકોની બરાબર દુર્દશા થએલી જોઇને ટેકરી નીચે છુપાઈ બેઠેલા બે હજાર મુગલોની ટોળી આગળ વધી આવી. તેણે જોરજોર કિલ્લાપર હલ્લો કરવાની તૈયારી કરી, પણ એટલામાં બીજી મોટી સુરંગમાં પણ બત્તી મૂકાઈ. પરંતુ એ સુરંગ સારી રીતે તૈયાર થએલી ન હોવાથી અંદરથી ન સળગતાં બહારની બાજૂએ જ સળગી ઉઠી. તેના ફુટવાનો પ્રથમ કરતાં પણ વધારે ભયંકર ધ્વનિ થયો. એ સુરંગમાંથી ઉડેલાં માટી અને પત્થરથી બે હજાર ઉપરાંત મુગલો સાંને સાં જ ચગદાઈ ગયા. આમ ઈશ્વર-

કૃપાથી અવકાશ મળતાં કિલ્લામાંના લડવૈયાઓ સાવધ થઈ ગયા અને તેમણે ઉપરથી તોપોનો સપાટો ચલાવ્યો. પુનઃ મુસલમાનોનો ભયંકર સંહાર થઈ ગયો !

ઔરંગઝેબ બાદશાહનો પૂરો પરાજય થયો અને તેથી તે ભૂખ્યા વાઘ પ્રમાણે છેડાઈ ગયો. તેના અંગે અંગમાં કોપનો ભયાનક અગ્નિ પ્રજળવા માંડ્યો. "મરાઠાઓ શયતાન છે–કાફિર બેઇમાન છે–એમના પુર્જે પુર્જા ઉડાવી દેવા જોઇએ !" એમ તે પોતાના મન સાથે બબડવા લાગ્યો.

એ રીતે કેટલાક સમય પર્યન્ત મરાઠાઓનો વિજય થયો અને તેથી તેઓના મનમા અતિશય આનંદની ઉર્મિઓ ઉત્પન્ન થવા લાગી. પ્રયાગજી, યશવંત અને ચંદ્રસેન પ્રતિ લોકોનો અત્યંત પૂજ્યભાવ હતો અને તેથી તેમના વચનનું તેઓ કદાપિ ઉલ્લંઘન કરતા નહોતા. કિલ્લામાં એકસંપ, ઉત્સાહ, ને આજ્ઞાપાલનનું રાજ્ય વિસ્તરેલું હતું.

બાદશાહનો પરાજય અને મુગલ સૈનિકોનો સંહાર જોઇને અજીમશાહ શોકાતુર થઈ ગયો. એ નાશ તથા પરાજયનો હેતુ તે પોતે જ છે, એવા વિચારથી તેનું મન બહુ જ ખિન્ન થવા લાગ્યું; જોકે યશવંતને કેદ કરવામાં આવ્યો, તે દિવસથી કિલ્લામાં ધાન્ય તથા દારૂગોળો વગેરે જવા દેવાનું તેણે બંધ કર્યું હતું અને તેથી કિલ્લામાંના લોકોના આનંદનો અસ્ત થઈ ગયો હતો. તેમણે દશ પંદર દિવસ સૂધી તો જેમ તેમ ટકાવ કર્યો; પણ અંતે પેટમાંની આગ સામે તેમનાથી ટકી શકાયું નહિ. સર્વ દુઃખો સહન કરી શકાય છે, પરંતુ ભૂખમરાની પીડા કાંઇક વિલક્ષણ છે. રાજા હોય કે રંક, વિદ્વાન હોય કે મૂર્ખ, ધર્માત્મા હોય કે નાસ્તિક, ચોર હોય કે શાહ પણ ભૂખની વેદના તો સર્વને એકસરખી જ છે. અતકાળ સારો, પણ ભૂખની પીડા ભુંડી !

જ્યાં ક્ષુધાની વેદના અસહ્ય થઈ ત્યાં પછી માનાપમાન અને ધર્માધર્મ આદિને તરત રજા આપી દેવી પડે છે. આ, વેંત જેટલા પેટના ખાડાને ભરવા માટે નાના પ્રકારનાં ન કરવા જેવાં અને નીચ કૃત્યો કરતાં પણ લોકો આગળ પાછળ જોતા નથી. મોટા માણસના પગની જૂતિયોનો માર પણ, બાપડા ગરીબો પુષ્પ સમાન માનીને સહન કરે છે; તેમના મુખમાંથી નીકળેલા મમ્માચચ્ચાને આશીર્વાદ સમાન માની માથે ચઢાવે છે; સ્વદેશ, સ્વાત્માભિમાન અને સ્વદેશ બાંધવોને પગતળે ચગદીને ઘરમાં ફાટફટ કરાવવાને કમરકસીને તૈયાર થઈ જાય છે. ભૂખ્યું પેટ ચોરી તથા ખૂન પણ કરતું ફરે છે. એટલું જ નહિ પણ પ્રત્યક્ષ પોતાનાં

પૂજ્ય માતાપિતા અને ભાઈબહેન આદિની મર્યાદા પણ નથી રાખતા. એ સર્વનું આદિ કારણ કેવળ ઉદરજ છે. એવા એ ઉદર મહારાજને અનેકાનેક નમસ્કાર હો!

કિલ્લાપરના લોકોને ક્ષુધાની વેદનાને સહન કરવાનો અને નકોરડા અપવાસ કરવાનો વખત આવી પહોંચ્યો. મહાશિવરાત્રિ, રામનવમી, ગોકુલાષ્ટમી અને એકાદશી આદિ વ્રતો અનાયાસે થવા લાગ્યાં. જ્યાં સૂધી તેમને ખાવા માટે અન્ન મળતું હતું ત્યાં સુધી તેમના અંગમાં લડવાનો ઉત્સાહ તથા જોમ ને જોર હતું, હવે અન્ન ન મળવાથી તેઓ નિસ્તેજ અને નિરુત્સાહ બનતા ગયા, પેટમાં પાવક પ્રજળેલો અને સ્ત્રી પુત્રાદિને અન્ન વિના ટળવળતાં જોઇને 'વીર' નામથી ઓળખાતા મરાઠાઓનાં' હૃદય માખણ કરતાં પણ વધારે નરમ થઈ ગયાં. 'આઇ, મને ભૂખ લાગી છે—ખાવાનું આપને!' એમ બોલતાં કોમળ નાના નાનાં બાળકો માને ગળે બાઝી પડતાં હતાં. માતાની આંખમાંથી ટપક ટપક આંસુ વહેતાં હતાં. તે રોતી રોતી કહેતી;–'બેટા, ઘરમાં કાંઈ પણ નથી. શું કરું? જ્યારે ઈશ્વરને દયા આવશે ત્યારે ખાવાનું મળશે! હે પ્રભો! જગદાધાર, અમારાપર તારો આટલો બધો કોપ શા માટે ઉતર્યો છે? આ નાનકડાં બાળકોને અન્ન વિના ટળવળતાં જોઇને હે જગન્નિયંતા, તને કરુણા કેમ નથી આવતી?' સ્ત્રીઓના આવા આલાપ અને વિલાપોને સાંભળતાં વીર મરાઠાઓના હૃદયનું વિદારણ થઈ જતું હતું. પ્રત્યેક જન, હવે આપણે શું કરવું એની ચિન્તામાંજ નિમગ્ન હતો.

પ્રયાગજી, યશવત અને ચંદ્રસેન આદિએ એકઠા થઇને મસલત કરવા માંડી. સર્વનો એવો અભિપ્રાય થયો કે, આપણે પાંચ પાંચ મહિના સૂધી કિલ્લાને જાળવી રાખ્યો, આપણામાં જેટલી હતી તેટલી કરામત અને શક્તિનો વ્યય કરી નાખ્યો, કેટલાક મરાઠા વીરોએ પોતાના પ્રાણની આહુતિ આપી દીધી અને સ્વામિભક્તિ, શૌર્ય તથા સ્વાભિમાનનો અલૌકિક પરિચય કરાવ્યો, છતાં હવે વધારે વાર આપણાથી ટકાવ કરી શકાય તેમ નથી. બહારથી અન્ન અને અન્ય સામગ્રી આવવાનું બંધ થયું છે, આપણા દેખતાં સ્ત્રીઓ અને બાળકોને ભૂખે મરી જવાની વેળા આવી લાગી છે, કિલ્લામાંના સર્વ લોકોના પ્રાણ ભૂખની પીડાથી શરીરોને ત્યાગી જવાની તૈયારી કરવા લાગ્યા છે; એટલે આવી રીતે મરવા કરતાં બાદશાહ સાથે સંધિ કરીને કિલ્લો તેના હાથમાં સોંપી, અહીંથી ચાલ્યા જવું એ જ ઉત્તમ છે! આ ઉપાય સર્વના ધ્યાનમાં ઉતર્યો, અને સંધિનું કાર્ય યશવંતરાવને સોંપવામાં આવ્યું.

**અજીમ તારા.**

અજીમશાહ એકલો જ પોતાના તબૂમા વિચારમગ્ન થઈ બેઠો હતો "શુ કરવુ? મરાઠાઓ તો મહા પરાક્રમી અને હિમ્મતબહાદર છે! તેની સામા થવામા મોટી ભૂલ કરી છે એમા તો જરા પણ શક નથી! કિલ્લાને આટલા દિવસ ઘેરી રાખ્યા પછી આજે ઘેરો ઉઠાવીને ચાલ્યા જવુ એ ખરેખર મુગલોની કીર્તિને કલંકિત કરનારુ કાર્ય જ કહી શકાય મરાઠાઓ તો કિલ્લાને છોડતા જ નથી ઉપાય શો?' આવા પ્રકારના વિચારોની તેના મનમા દોડ ચાલતી હતી થોડીવાર પછી તેના મનમા એક નવીન વિચાર આવ્યો તેનું મુખમડળ પ્રફુલ્લિત દેખાવા લાગ્યુ તે પુન પોતાના મનમા બોલવા લાગ્યો,–"કિલ્લામા અન્ન આદિ સામગ્રી જવાનું તો બધ થઈ ગયુ છે, અને અત્યારે તો કિલ્લામાની આગળની સામગ્રી સમાપ્ત થઈ ગઈ હોવી જોઇએ એટલે ભૂખમરો થયો હશે! અહાહા! મરાઠાઓ પોતે જ સધિ કરવાને આવશે"

એ જ ક્ષણે એક પહેરેગીર આવીને જણાવ્યુ, "બહાર એક મરાઠા સરદાર ઉભો છે, તે આપ ખુદાવિંદને મળવાની પરવાનગી માગે છે'

એક ક્ષણમા યશવતરાવ આવીને અજીમશાહ સમક્ષ ઉભો રહ્યો આગત સ્વાગત અને કુશળ પ્રશ્ન આદિ થઈ રહ્યા પછી યશવતે કહ્યુ,–

"સુલ્તાન સાહબ, એતો તમો જાણો છો કે, મને જે દિવસે પકડવામા આ યો, તે દિવસથી કિલ્લામા અનાજ આવતુ અટકી પડ્યુ છે આજ કાલ તો કિલ્લામાના લોકો ભૂખમરાથી ટળવળે છે વિનાકારણ હજારો માનવીઓના પ્રાણ લેવા કરતા સધિ કરવો એ ઉભયપક્ષમાટે લાભકારક અને ઇષ્ટ છે અમારી વસ્તુઓ અને અમારા શસ્ત્રો સહિત જો અમને કિલ્લાપરથી ચાલ્યા જવા દેશો, તો અમે કિલ્લો તમને સોંપી દેવા તૈયાર છીએ પૂર્વે જેવી આપે અમારાપર કૃપા કરી હતી, તે જ પ્રમાણે આ પ્રસગે પણ અનુગ્રહ કરો."

યશવતનું આ બોલવુ સાંભળીને અજીમશાહના અત કરણમાં બ. આનદ થયો, પણ તે આનદને પ્રદર્શિત ન કરતા તે ગભીરતાથી કહેવા લાગ્યો,–"તમે આ યુદ્ધ અને ઘેરામા અમારી ઘણીજ હાનિ કરેલી છે, એથી મારા કિબ્લેગાહ શાહ આલમગીર માત્ર આટલી શર્તે જ તમને છોડી દેવાને રાજી થઈ જાય, એમ મારુ માનવુ નથી તોપણ હું પોતે જઇને આ હકીકત તેમના કાને નાખુ છુ!"

બાદશાહની અનુમતિથી એવો નિશ્ચય અને નિર્ણય કરવામાં આવ્યો કે, 'મરાઠાઓએ પોતાના બે સરદારોને કિલ્લાની કુચીઓ સાથે જામીન તરીકે મોકલવા, તેમની ગમે તે વ્યવસ્થા કરવાને બાદશાહ સ્વતત્ર છે

આમ કરવાથી બાકીના બધા લોકોને તેમની વસ્તુ અને હથિયારો સાથે કિલ્લામાંથી નીકળી જવાની પરવાનગી આપવામાં આવશે, અને તેમને કશી પણ હાનિ પહોંચાડવામાં આવશે નહિ.' એ શર્ત મરાઠાઓએ લાચારીથી મહાકષ્ટે માન્ય કરી.

લડાઇના અંત પછી વિજેતાના તાબામાં જામીન તરીકે જવું એટલે જાણી જોઇને મોતના મોઢામાં જવા બરાબર છે! સર્વે મુખ છુપાવવા લાગ્યા. પણ યશવંત અને ચંદ્રસેને સ્વદેશ બાંધવોના કલ્યાણ માટે બાદશાહના તાબામાં જામીન તરીકે જવાનો આનંદપૂર્વક સ્વીકાર કર્યો. તેમને વિદાય કરતી વેળાએ પ્રયાગજીનાં નેત્રોમાંથી ખળખળ કરતી અશ્રુધારા વહેવા માંડી. જામીન તરીકે જવાનો વિચાર પ્રયાગજીનો હતો, પરન્તુ ચંદ્રસેને એમાટેનો હઠ પકડવાથી તે નિરુપાય થયો. શ્રી રામચંદ્રના વનવાસમાં જવા સમયે જેવી રીતે સર્વ અયોધ્યાવાસીઓએ પોતાનો અગાધ શોક પ્રદર્શિત કર્યો હતો, તેવીજ અત્યારે કિલ્લામાં સ્થિતિ થઈ હતી. બન્ને વીરોએ હર્ષપૂર્વક સર્વને મળીહળીને સર્વની આજ્ઞા લીધી અને રૂમાલથી હાથો બાંધીને તેઓ બાદશાહની છાવણીમાં દાખલ થયા. કિલ્લાની કૂચીઓને બાદશાહ સમક્ષ રજૂ કરીને યશવનરાવે કહ્યું,– "થએલા કોલ કરાર પ્રમાણે અમો બે આસામીઓ આપની હુજૂરીમાં આવ્યા છીએ, હવે આપના વચનનું પાલન કરીને કિલ્લામાંના લોકોને બહાર નીકળી જવાની પરવાનગી આપો!"

"બહુ સારું!" બાદશાહે કહ્યું.

કિલ્લામાંના લોકોને બહાર નીકળી જવાની પરવાનગી મળી ગઈ, પરંતુ પરવાનગી આપવાની સાથે બાદશાહ ઔરંગજેબે એ બે સરદારોના માથાંને ધડથી જૂદાં કરી નાખવાનો હુકમ પણ ફર્માવી દીધો! એથી પાસે બેઠેલા અજીમશાહ, તેમજ તરબીયતખાન આદિ સરદારોને ખોટું લાગ્યું. તેમણે બાદશાહને તે બે બંદિવાનપર રહમ કરવાની પ્રાર્થના કરી. અજીમશાહે બાદશાહ–પોતાના પિતાને વિનવી વિનવીને કહ્યું;–

"આ શૂરવીર ચંદ્રસેને એકવાર વાઘના પંજામાંથી આપને બચાવ્યા છે, એટલા માટે એને તો અવશ્ય જીવનદાન મળવું જ જોઇએ!" આ વિનતિ બાદશાહને પણ યોગ્ય લાગી. તેણે તેને ક્ષમા આપી અને કેવળ યશવંતના વધની જ આજ્ઞા કરી. એ વેળાએ ચંદ્રસેનને જાણે પોતાના શિરપર આકાશ તૂટી પડ્યું હોય એવું થયું. તેનાં નેત્રોમાં નીર ભરાઈ આવ્યાં, તેનો કંઠ રુંધાઈ ગયો અને તેની આંખોમાં અંધારાં આવી ગયાં. તે દીન મુદ્રાથી બાદશાહને કહેવા લાગ્યો,–

"હુજૂરેવાલા, મારું માથું ધડથી જૂદું કરાવો; મારી બીજી ગમે તેવી દુર્દશા કરો, પણ યશવંતને આ પ્રાણાંત શિક્ષાથી મુક્ત કરો. મેં કેવળ એનામાટે જ આટઆટલાં સંકટો અને વનવાસનાં દુઃખો સહન કર્યાં છે, ગુપ્ત વેશમાં રહી મારો પરિચય ન થવા દેતાં માત્ર એના કલ્યાણમાટે જ મેં બધા શ્રમ વેઠ્યા છે, પ્રત્યક્ષ જન્મદાતા પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું તે પણ માત્ર એના જ માટે, તો હવે એનો આવી રીતે થતો અંત મારાથી કેમ જોઈ શકાય? હું કોણ છું અને શું છું એ જો આપ ખુદાવિંદના જાણવામાં આવશે, તો મારી પ્રાર્થનાને આપ અવસ્ય માન્ય કરશો. કૃપા કરીને આપ મને એકવાર કિલ્લાપર જઈ આવવાની આજ્ઞા આપો, એટલે આ બધો ભેદ ક્ષણ માત્રમાં જ આપના જાણવામાં આવશે."

ચંદ્રસેનનું આ ભાષણ સાંભળીને આમાં શો ભેદ છે એ જાણવાની બાદશાહના મનમાં પણ અતિશય ઉત્કંઠા થઈ અને તેથી તેણે તેને કિલ્લાપર જવાની પરવાનગી આપી. સર્વ જનો કાકદૃષ્ટિથી તેના પુનરાગમનની માર્ગપ્રતીક્ષા કરવા લાગ્યા.

* * * * *

લગભગ અર્ધ પ્રહર પછી કિલ્લાપરથી એક અશ્વારૂઢ સુંદર સુંદરી છાવણી તરફ આવતી સર્વના જોવામાં આવી. તેનો કેશકલાપ ભ્રમર સમાન કાળો ભોર હતો અને કેશનો અંબોડો વાળેલો હતો; તેનાં નેત્રો હરિણ સમાન ચપળ, વિશાળ, કૃષ્ણવર્ણ અને પાણીદાર હતાં; મુખકમળ પૌર્ણિમાના પૂર્ણચંદ્ર સમાન શોભતું હતું, કપાળની શોભામાં કુંકુમતિલકથી વૃદ્ધિ થએલી દેખાતી હતી; અધરોષ્ઠ પક્વ બિંબ સમાન આરક્ત હતા, હસ્તપાદાદિ અવયવો કોમળ અને ઘાટીલા હતા, તેણે એક કીમતી અને જામલી રંગની સાડી પહેરી હતી. જો કે તેના શરીરપર અલંકારો ઝાઝા નહોતા, તથાપિ તે પોતાના મનોમોહક સૌન્દર્યવડે કામદેવની પ્રિયા રતિને પણ લજાવે તેવી હતી. તેના શરીરનો રંગ કેતકી સમાન ગૌર હતો અને તેનું વય પંદરથી સોળ વર્ષનું જણાતું હતુ.

એ અબળાને જોતાં જ સર્વજનો આશ્ચર્યચકિત થઇ ગયા, ખુદ બાદશાહ પણ વિસ્મિત થઈ ગયો. યશવંતરાવે તેને જોતાંની સાથે જ ઓળખી અને "રે એ આટલા દિવસ મારા સહવાસમાં હોવા છતાં હું એને ઓળખી ન શક્યો એ મારી કેવી અંધતા!" એવો વિચાર મનમાં આવવાથી તેને આશ્ચર્યની સાથે લજ્જાનો પણ ભાસ થયો! અત્યાર લગી તે મરવાને તૈયાર હતો, પણ હવે તેના મનમાં મરણની ભીતિ અને જીવનની ઇચ્છાનો ઉદય થયો. "આ ચંદ્રસેનાનો મારામાં

કેવો અને કેટલો બધો અલૌકિક પ્રેમ! એના સાહસ, ધૈર્ય અને શૌર્ય આદિ ગુણો કેવા અદ્વિતીય!, મારામાટે એણે કેટલા બધા શ્રમો વેઠ્યા! અને પોતાના શરીરને અગાધ સંકટોમાંથી પસાર કરીને અંતે મારા બદલામાં મરવાને પણ તૈયાર થઈ ગઈ!" આવા વિચારોથી યશવંતનું અંતઃકરણ ઉભરાઈ ગયું.

થોડીવારપર જે ચંદ્રસેન હતો, તે હમણાં ચંદ્રસેના બની ગઈ છે! બાદશાહના પગપર પડી તે બોલી;–"ખુદાવિંદ! જેવી શાહજાદી રોશનઆરા આપની કન્યા છે, તેવી જ હું પણ આપની ધર્મકન્યા છું! મને ચૂડાદાન આપો. આપ અનાથોના નાથ અને દીનજનોના મિત્ર છો! જો આ મારા પ્રિય નાથમાટે મેં આટઆટલાં સંકટો સહ્યાં છે, તે જો સદાને માટે ચાલ્યા જાય, તો પછી મારે પણ જીવીને શું કરવાનું છે? હું પણ એની સાથે બળીને સતી થઇશ!"

ચંદ્રસેનાનું આ હૃદયદ્રાવક ભાષણ સાંભળીને બાદશાહ અને બીજા સર્વ જનોનાં અંતઃકરણ પીગળી ગયાં. બાદશાહ ગંભીરતાથી બોલ્યો કે;– "પ્યારી દુખ્તર! ભય ન રાખીશ. હું તને અને યશવંતને અભય આપું છું! તું કોણ છે અને કયાંની નિવાસિની છે એ જાણવાને અમો સર્વ ઉત્સુક છીએ, અમારી ઉત્કંઠા પૂર્ણ કર."

તત્કાળ ચંદ્રસેનાએ પોતાના વૃત્તાંતનો આરંભ કર્યો;–"બાદશાહ સલામત, હું પરશુરામ પંત પ્રતિનિધિની લાડકી કન્યા છું! મને મારા પિતા જીવ કે પ્રાણ જાણે છે! આ યશવંત અમારે ઘેર વારંવાર આવતો જતો હતો. મારો શરીરસંબંધ એની જોડે કરી આપવાનો મારા પિતાનો વિચાર હતો, અને એના ગુણોથી હું પણ મુગ્ધ બની ગઈ હતી. પરંતુ એનો બ્રહ્મચર્યવ્રત ધારણ કરીને દેશસેવામાં પોતાનું જીવન વીતાડવાનો નિશ્ચય થએલો હોવાથી, મારા પિતાની અને મારી આશા નિરાશાના રૂપમાં ફેરવાઇ ગઈ. મેં તો મનમાં એવો જ નિશ્ચય કર્યો હતો કે, એકવાર હું મનથી જેને વરી ચૂકી છું તે પુરુષ વિના અન્ય સર્વ પુરુષો મારા પિતા અને ભાઇ છે. મારા પિતા પણ નિરુપાય થયા. યશવંતના નિશ્ચયને ફેરવવા માટે અનેક ઉપાયો કરવામાં આવ્યા, પણ તેનું કાંઈ પણ પ્રત્યક્ષ પરિણામ થયું નહિ. અંતે મેં એવો નિશ્ચય કર્યો કે, પુરુષવેશથી આ સમરયજ્ઞમાં મારે પણ મારા પ્રાણની આહુતિ આપવી, અને મરણ પર્યન્ત મનના માનેલા પતિના સહવાસમાં જ રહેવું! હવે એનો શો વિચાર છે તે કૃપા કરીને પૂછો એટલે મારા સુખ કે દુઃખનો નિર્ણય થઈ જાય!"

"જે કાંઈ થઈ ગયું છે તેમાટે કશો ઉપાય નથી;–પણું હવે

જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી હું તને મારાથી દૂર કરીશ નહિ." યશવંતે પૃચ્છા વિના જ પોતાનો મનોભાવ જણાવ્યો!

આ ચમત્કારિક વૃત્તાંત સાંભળીને સર્વ જનો સાનંદાશ્ચર્યમાં લીન થઈ ગયા. ચંદ્રસેનાના અદ્ભુત ચાતુર્ય અને તારા સમાન તેજને જોઇને બાદશાહ પ્રસન્ન થયો અને એ પ્રસન્નતામાં જ તેણે સતારાના કિલ્લાને **અજીમતારા** એવું નવીન નામ આપ્યું છે, એમ કહેવામાં આવે છે.

લગ્નસમારંભની ધામધૂમથી તૈયારીઓ કરવામાં આવી. અજીમતારા કિલ્લામાંજ લગ્નમંડપ બાંધવામાં આવ્યો અને ત્યાં ઉભય પક્ષના લોકોની ભારી ભીડ જામી ગઈ. સુમુહૂર્તમાં યશવંત અને ચંદ્રસેનાનાં લગ્ન થયાં, બ્રાહ્મણોએ મંગલાષ્ટકોના ઉચ્ચાર સહિત વરવધૂના મસ્તકે અક્ષત નાખ્યા અને તત્કાળ વાદ્યોના નાદનો આરંભ થયો તથા તોપોની સલામતી આપવામાં આવી. ચન્દ્રસેના અવગુંઠનમાંથી ચોરી છુપીથી યશવંતરાવને જોયા કરતી હતી. લજ્જા, આનંદ તથા પ્રેમના યોગે તેની સુખમુદ્રા મનોરમ્ય દેખાતી હતી. એ લગ્નસમારંભમાં બાદશાહ ઔરંગઝેબ પોતે પણ પોતાના સરદારો સહિત આવ્યો હતો. પોતાના આરંભેલા કાર્યનું આવું શુભ પરિણામ થએલું જોઇને બાદશાહના મનમાં સારો સંતોષ થયો.

## સંભાજીનો સેવક.

### સેવકગમન.

સમય મધ્યાન્હનો હતો. એક વિશાળ મહાલયના એક સુશોભિત ખંડમાં જમીનપર તુર્કસ્તાનની બનાવટનો સુંદર ગાલીચો પાથરેલો હતો અને રેશમ તથા મખમલનાં ગાદી તકિયા સહિત એક રત્નજડિત સુવર્ણાસન સૂર્યકિરણોના સંમેલનથી પોતાના તેજને વિસ્તારી રહ્યું હતું. પાસે જ રૂપાના એક બાજઠપર સોનાની નક્ષીદાર સુરાહી અને સોનાનાં મદિરાપાનમાટેનાં પાત્રો પણ પડેલાં હતાં. વિવિધ પ્રકારનાં ફળોથી ભરેલા થાળ અને અનેક જાતિનાં પુષ્પોથી ભરેલી છાબો આદિ પણ ત્યાં હતાં અને પુષ્પોનો સુવાસ સર્વત્ર વિસ્તરી ગયો હતો. ભીંતોપર શૃંગારરસદર્શક ચિત્રો ટાંગેલાં હતાં અને તેથી જાણે એ પ્રત્યક્ષ કામદેવનું જ વિલાસભવન હોયની! એવો જ સર્વથા ભાસ થતો હતો.

તે સુવર્ણાસનપર રાજવંશીય વસ્ત્રોમાં સજ્જ થએલો પચીસ વર્ષના વયનો એક તરુણ પુરુષ કોઇના આગમનની માર્ગપ્રતીક્ષા કરતો બેઠો હતો. એ તરુણ સ્વરૂપમાં અતિ સુંદર અને દીપ્તિમાન હતો.

બહુધા એક ઘટિકા વ્યતીત થવા પછી એક યુવતી ત્યાં આવી લાગી અને તેના આવતા જ તે રાજપુરુષે આસનપરથી ઊઠી તેનો અતિશય આદર સત્કાર કરીને તેને પોતાની સાથે જ પોતાના આસન પર બેસાડી

એ સ્ત્રીનું સૌંદર્ય અનુપમ હતું કારણ કે, કવિજનો સાધારણત સ્ત્રીના સ્વરૂપને જે જે ઉપમાઓ આપે છે, તે જ ઉપમાઓ જો આપણે તેના લાવણ્યને પણ આપીએ, તો તે એક પ્રકારનો અન્યાય કર્યો જ કહેવાય તે તરુણીનું વય બહુધા ચોવીસથી પચીસ વર્ષનું અનુમાની શકાતું હતું કલાપી કલંકિત હોવાથી તેને વિધુવદના પણ કહી ન શકાય, તેમ જ મૃગનયના કહેતા તે માનિનીની મૃગ સમાન ગતિ સિદ્ધ ન થાય, અને કમલાક્ષી કહેતાં તેનામા કમળ સમાન સંકોચનો ભાવ નથી તે નથી જ વળી તેની નાસિકાને શુકચંચુ સાથે સરખાવી શકાય ખરી કે? કદાપિ નહિ તેમ જ દંતને દાડિમકળીની ઉપમા આપનારને પણ અરસિક જ કહેવો જોઇએ. તેના કંઠ કપોત કંઠથી ઉપમિત થઈ શકે તેમ નથી અને તેના સ્વરને જો કોકિલાના સ્વર સમાન ગણીએ, તો પછી ષડ્જાદિ સ્વરભેદની શી વ્યવસ્થા? ગડસ્થળની ઉપમા તેના કુચદ્વયને કેમ કરીને આપી શકાય? કારણ કે, એ તો અંધપરંપરા જ કહેવાય તેના નાભિપ્રદેશને કંચનકુંડિ સમાન કથનાર પણ ઉદ્ધત જ હોવો જોઇએ તેમ જ તેની કટિની કેસરીની કટિ સાથે તુલના કરવી, એ પણ કાંઇક નવીન પ્રકાર જ દૃશ્ય થાય છે અને જંઘાને કરિકરવત્ કહેવી એ તો હાસ્યપાત્ર જ ગણાય અર્થાત્ તેનું સ્વરૂપ એવું તો મનોમોહક હતું કે, કવિકોવિદથી તેનું યથાર્થ વર્ણન કરી શકાય, એ વાર્તા જ અશક્ય છે

એવા નૈસર્ગિક સૌન્દર્યમા કરકંકણ ધારણ સુંદર વસ્ત્ર પ્રાવરણ મસ્તકે શિરોભૂષણધારણ ચરણમા નૂપુરનાદન અને ભાલ પ્રદેશમા બિન્દુના કારણથી અતિશય અધિકતા થઈ ગઈ હતી એવી સુંદરી જેના મનનું આકર્ષણ ન કરે, તે ખરેખર પુરુષ નહિ કિન્તુ નપુંસક જ હોવો જોઇએ અને તેથી જો તે તરુણ રાજપુરુષ તે તરુણીમાં લુબ્ધ થઈ ગયો હોય, તો આપણે તેને પોતાને નહિ, કિન્તુ તેના તારુણ્યમાના મદનવિકારને જ દોષભાગી ગણીશુ

આહ્લાદકતામા તો તે રમણી અપ્રતિમ હતી પરંતુ તેનું અંતઃકરણ પણ તેવુંજ વિશુદ્ધ હતું કે? એ પ્રશ્નનો ઉત્તર આપણે આગળ જતા મેળવી શકીશું

ઉપર જણાવ્યા પ્રમાણે એ ઉભય તરુણ નરનારી આસનારૂઢ થયા પછી તે તરુણીએ પોતાના પ્રિયતમને મદિરાનું એક પાત્ર ભરી આપ્યું અને તેનું આનંદ સહિત પાન કરીને તરુણે પણ તેવી જ રીતે પોતાની પ્રિયતમાને મદિરાપાન કરાવ્યું. એવી રીતે પરસ્પર આદર સત્કારનો પ્રકાર થયા પછી ફલાહારનો વિધિ ચાલ્યો. એ પછી તે ભૂલોકની રંભાએ એક પત્ર કાઢીને પોતાના ભોક્તા સન્મુખ મૂકયું અને કહ્યુ કે,–"મારા સૌભાગ્ય હેતુ, તે બિચારાને આપ પોતાને ગામ જવા માટેની આજ્ઞા શામાટે નથી આપતા વારુ? આ પત્રમાં શું લખ્યુ છે તે આપે વાચ્યું કે? તે બિચારાની મા ઘણી જ માંદી હોય એમ જણાય છે અને એથી મારો એવો અભિપ્રાય છે કે, તેને આપે પોતાની મા પાસે જવાની રજા આપવી જ જોઇએ. ન કરે નારાયણ ને જો તે ડોશીનો સ્વર્ગવાસ થઈ જશે, તો તેની પોતાના પુત્રને જોવાની આશા મનમા ને મનમા જ રહી જશે અને નિરાશાના યોગે કદાચિત્ તેની અવગતિ થશે."

"પરતુ મારો પરમ હિતૈષી અને વિશ્વસનીય સેવક માત્ર એ જોસાજી જ છે. એ સદાસર્વદા છાયા સમાન મારી પાછળનો પાછ ળ જ રહે છે અને તેથી જો તે ચાલ્યો જશે, તો પછી એકનિષ્ઠ મારી સેવા કોણ કરશે વારુ? અર્થાત્ મ્યાના મોકલીને જો તેની માતાને જ અહીં બોલાવી લઇએ તો શું ખોટુ છે?" તરુણ પ્રિયકરે વિચાર કરીને ઉત્તર આપ્યું.

"શું પીટયાની પ્રતિષ્ઠા! જાણે મોટો મહારાજાધિરાજ! મુઓ જોસ્યો– ત્રણ રૂપરડીનો ચિલમ ભરનારો એક ચાકર, તેની માને વળી મ્યાનો મોકલીને અહીં બોલાવો! મ્યાનાને બદલે હાથીની અંબાડી મોકલાવો તો કેમ? વાહરે તર્કશક્તિ! હું આપને એના જેવા બરકે એથી પણ સરસ પ્રાણ પાથરીને નોકરી કરનારા એક બે નહિ, પણ છપ્પનસો ને સાઠ માણસ લાવી આપું!" બાઇસાહેબ જરાક છંછણાટમાં જ બોલ્યા.

પોતાના એ વાકયને પૂર્ણ કરીને મહાવેગથી તે યુવતી મહારાજ પાસેથી ઉઠીને જવા લાગી. એ જ ક્ષણે આપણો ચરિત્રનાયક જોસા-જીરાવ કે જે મહારાજના કોઈ કાર્યમાટે બહાર ગયો હતો તે એકાએક ત્યા આવી પહોંચ્યો અને મહારાજને પ્રણામ કરીને ઉભો રહ્યો. તેને જોતાં જ તે તરુણ રાજપુરુષે આજ્ઞા આપી કે;–"અરે જોસાજી, તારા ગામથી તારી માતાનો આ કાગળ આવ્યો છે. તારી માતા માંદી હોવાથી તને તેણે બોલાવ્યો છે. માટે હું ચાર આઠ દિવસની ખુશીથી રજા આપું છું."

અચાનક તે બાઇસાહેબ વચ્ચે બોલી ઉઠયાં કે;–"જોસાજી, તને જે આ રજા મળી છે, તેમાટે તારે મારો જ ઉપકાર માનવાનો છે. કારણ કે, આ આજ્ઞા આપવામાટે મહારાજાને સમજાવવાનો મારે જે પરિશ્રમ વેઠવો પડ્યો છે, તેનો વૃત્તાંત સાંભળીશ તો તું આશ્ચર્યચકિત જ થઈ જઇશ. માટે ભાઈ, ચાર આઠ દિવસ માતુશ્રી પાસે જઈ આવ. અહીંની તારે જરા પણ ચિંતા ન રાખવી."

તે ઉભયનાં આવાં ભાષણો સાંભળીને જોસાજી મહદાશ્ચર્યમાં પડી ગયો અને અંતે નિરાશ થઇને કહેવા લાગ્યો કે;–"મહારાજાધિરાજ, જ્યારે આપની પોતાની જ આજ્ઞા છે, તો હવે મારે જવું જ જોઇએ. પરંતુ અન્નદાતા, મને તો આમાં કાંઇક ભેદ દેખાય છે અને તેથી મારા આવતાં સુધી જો સાવધતાથી વર્ત્તવામાં આવે તો વધારે સારું."

એટલું કહીને જોસાજીરાવ ત્યાંથી ચાલ્યો ગયો.

## સંભાજી અને તુલસી.

> જે મદિરાપાની તથા, રમણીરત ભૂપાલ;
> તેનો વેગે આવતો, વિશ્વે વિનાશકાલ.

વાચકો અહીં સહજ પ્રશ્ન કરશે કે, ગત પ્રકરણમાં વર્ણવેલાં પુરુષ અને પ્રમદા કોણ હતાં વારુ? પુરુષ તે

> "દેવલ ગિરાવતે ફિરાવતે નિશાન આલી,
> મોટે મોટે રાવ રાને સભી ગયે લબકી;
> ગૌરી ગનપત આપ ઔરનકો દેત તાપ,
> સબ આપકે મકાન મારી ગયે દબકી.
> પીરા પયગંબરા દિગંબરા દિખાઈ દેત,
> સિદ્ધકી સિધાઈ ગઈ બાઢી પૂર ઠબકી;
> કાશીતેં કલા ગઈ મથુરા મસીદ ભઈ,
> શિવાજી ન હોતે તો સુનત હોત સબકી."

એવા આર્યધર્મરક્ષક અને દિગંતમાં પોતાની વિજયધ્વજાને ફરકાવનાર અવનીપતિ અને દક્ષિણસિંહ શિવાજીનો સુત સંભાજી હતો. અને પ્રમદા તે પોતાના લાવણ્ય તથા સૌન્દર્યથી તેના જીવ કે પ્રાણ સમાન થઈ પડેલી તુલસી નામક વેશ્યા હતી. એટલું જણાવીને હવે અહીં આપણે સંભાજીની રાજનીતિનું કિંચિદ્ અવલોકન કરીશું.

મહારાષ્ટ્રભૂષણ શિવાજીનો અચિંત્ય સ્વર્ગવાસ થતાં તે પોતાના સિંહાસનના પશ્ચાદધિકારીના નામને પોતાના મુખથી પ્રદર્શિત કરી શક્યો

ન હોતો અને તેથી તેના સ્વર્ગવાસ પછી એ વિશે ઘણી ખટપટ થઈ પડી તેનો જ્યેષ્ઠ પુત્ર સભાજી પોતાના પિતાના વચનનો અનાદર કરીને મુગલ સરદારોના આશ્રયમા જઈ રહ્યો હતો તે જ્યારે પિતાના સ્વર્ગવાસ પછી મુગલ છાવણીમાથી પાછો ફર્યો, ત્યારે તેને પન્હાળગઢમા એકદમ કેદ કરવામા આવ્યો કારણ કે, રાયગઢના પ્રધાનમડળનો એ દૃઢ નિશ્ચય હતો કે, સભાજી અત્યત દુરાચારી હોવાથી ગાદ્યપદ ચલાવવાને કોઈ પણ રીતે યોગ્ય નથી તેથી તેમણે તેને બદલે શિવાજી મહારાજના કનિષ્ઠ પુત્ર રાજારામને સિંહાસનારૂઢ કરવાનો યત્ન આદર્યો અને એ યત્નમા તેમને જય મળવાનો પણ પૂર્ણ સભવ હતો પરંતુ એ પ્રધાનમડળે ઉતાવળમા ને ઉતાવળમા એવી તો એક ભયકર ભૂલ કરી દીધી કે, જે ભૂલ પરિણામે તેમને અત્યત દુખદાયક થઈ પડી તે એ કે, તેમણે સૈન્યને પોતાના પક્ષમા કરી લેવાની વ્યવસ્થા કે પરવા ન કરી સેનાપતિ હબીરરાવ મોહિતે તેમના મતને મળતો ન હોતો અને તેથી છેક છેલ્લી ઘડીએ તેમના ગુપ્ત વ્યૂહનો ભગ થઈ ગયો સારાશ

માત્ર પણ રહ્યુ ન હોતું તુલસીના સમાગમ વિના તેનો એક પળ માત્રનો સમય પણ વીતી શકતો ન હોતો અને જો તેના દર્શનનો લાભ ન મળે તો અન્ન લેવાની પણ પ્રતિજ્ઞા હતી

સંભાજીનો તુલસીમા આવો અદ્વિતીય પ્રેમ હોવા છતા તુલસીના સંભાજીમાનો સ્નેહ તો ઉપર ઉપરનો જ હતો કેવળ એટલુ જ નહિ, પણ તે નાગિનીના મનમા સંભાજીના સહારનો વિચાર પણ ઘણા દિનસથી ઘોળાયા કરતો હતો, અને એ કાર્ય માટે દિલ્લીપતિ ઔરંગજેબ સાથે તેના ગુપ્ત સંદેશા પણ ચાલી રહ્યા હતા. પરતુ સભાજીનો શૂરવીર અને સ્વામિનિષ્ઠ સેવક જોત્સાજીરાવ દિવસ અને રાત સશસ્ત્ર તેની પાસેનો પાસે જ હાજર રહેતો હોવાથી, તે દુષ્ટ સ્ત્રીને વારવાર પોતાના હેતુને સિદ્ધ કરવામા અડચણ આવી પડતી હતી. ભૂલથી કહો કિંવા સદ્ભાગ્યથી કહો—એ જૂના વખતનો એક સેવક જોત્સાજી સભાજીના શરીરસરક્ષક તરીકે રહેવા પામ્યો હતો અને તેના પ્રતાપે જ અત્યાર સૂધી તેની કશી હાનિ થઈ નહોતી.

વામા પણ પાછી પાની કરી નથી; તેથી મિત્રવર્ય, તું તો કૃતકૃત્ય થઈ ચૂકયો, પરંતુ મને હવે તારા જેવો હિતૈષી મિત્ર મળવો મહા કઠિન છે! અરે હું કેવો દુર્ભાગી કે નિરંતર તારા ઉપદેશો ચાલુ હોવા છતાં તેમાંના એક પણ ઉપદેશનો મેં સ્વીકાર ન કર્યો. અરે અનેકવાર તો આ અવિચારીના લત્તા પ્રહારોને પણ તું સહન કરી ચૂકયો, છતા મારામાનો તારો પ્રેમ લેશમાત્ર પણ ઓછો ન થયો. જોસાજી, જો હુ તને મારી પાસેથી દૂર થવાની મૂર્ખતાભરેલી આજ્ઞા ન આપત, તો ખરેખર મારા શિરપર આજનો આ અનિષ્ટ પ્રસગ કદાપિ ન આવત. પણ હવે પશ્ચાત્તાપથી શો લાભ?"

એ પ્રમાણે સંભાજી બોલતો હતો, એટલામાં બીજા કેટલાક મુગલ સૈનિકો આવી લાગ્યા અને તેમણે તેને પુન બળાત્કાર કરીને ખ્યાનામાં પૂરી દીધો. એ દુ ખદ અને કરુણોત્પાદક ઘટનાને જોતા જોતા જોસાજી અશ્રુપૂર્ણ નેત્રોથી ઇહલોકનાં પોતાનાં સત્કૃત્યોનું મિષ્ટ ફળ ચાખવાને પોતાના ઉત્પાદકના ધવલ ધામ પ્રતિ જવાને પ્રવાસ કરી ગયો-સ્વર્ગવાસી થયો.

કેટલાક દિવસ પછી સંભાજીનો ઔરંગજેબની આજ્ઞાનુસાર નિર્દયતાથી વધ કરવામા આવ્યો.

વારુણી અને વેશ્યાના વ્યસનમાં લીન થનારના જીવનનું બહુધા આવું જ પરિણામ થાય છે અને તે સ્વાભાવિક જ છે.

---

## જશવંતસિંહ સોનગરાની વાર્તા.

(લેખક બારોટ શિવલાલ લલ્લુભાઈ, મદ્દ.)

**દોહરો.**

કાજલહુકી કોટડી, દિલ્લી સુલતાના;
સબકો કાજલ લગ ગયા, બિનાહિ ચહુવાના.

પૂર્વે સોનગઢના કિલ્લા ઉપર એક જશવતસિંહ સોનગરા નામે રાજા રાજ્ય કરતો હતો. તે ઉદારતામાં કરણ સમાન, પરોપકારમાં દધીચી સમાન, સત્યતામાં હરિશ્ચન્દ્ર સમાન, પ્રતાપમાં પારથ સમાન, ધૈર્યમા શેષ સમાન, ગંભીરતામાં સમુદ્ર સમાન હતો; તેની ઉજ્વળ કીર્તિએ આખા ભરતખંડને ધવલ બનાવી દીધું હતું, તેણે જેસલમેરના ભાટી રાજાની કન્યા સાથે વિવાહ કર્યો હતો અને તે જ તેની પાટરાણી હતી, તે એવી તો ખુબસૂરત હતી કે, રતિ રંભાદિક અપ્સરાઓ પણ તેના તેજ આગળ ઝાખી પડી જતી હતી. જેવી તે ખુબસૂરત હતી તેવી જ શિયળવંતી પણ હતી.

રાજા ઘણો ઉદાર હોવાથી પૈસાથી તદન ખાલી હતો, એટલે આજુબાજુના રાજ્યસ્થાનોમાં પોતાની અનહદ્ પ્રભુતાથી લૂટફાટ કરવા જતો, અને લુંટી લુંટીને લાખો રૂપીઆનું દ્રવ્ય લાવતો અને તેવરે અદ્ભુત પ્રકારે ઉદારતા કરતો. કોઈ વખત પાસે પૈસા ન હોય અને યાચક વગેરે કોઈ યાચનાર પોતાના દ્વારે આવી ચડે તો પણ પોતાની ઉદારતામાં કોઈ દિન ખામી આવવા દેતો નહિ;

તે વિષે એક કવિએ કહ્યું છે કેઃ—

દોહરો.

હું બલહારી રાણીઆં, જે(ણ) જાયા રજપૂત;
અણ હોતે હોતી કરે, સહવાતાંરી સૂત.

તવા જ રીતે જશવંતસિંહજી પણ કરતો; એમ કરતે કરતે ઘણા દિવસ વ્યતીત થયા; પણ રાજાની પાસે દ્રવ્યનો સંગ્રહ થયો નહિ; તેમ તેની ચિંતા પણ રાજા કરતો નહિ. એક દિવસ વસંત ઋતુનો સમય છે, તમામ જંગલ નવં પલ્લવિત થએલું છે, આંબાઓની શાખા ઉપર કોકિલાઓ ઉન્મત્ત બની કલ કલ રવ કરી રહેલી છે; અને તમામ ચરાચરમાં ઋતુરાજ મહારાજે પોતાનો અમલ નિષ્કંટકપણે જમાવી દીધેલો છે. તેવા સમયે રાજા જશવંતસિંહજી પોતાના બિરાદરીના ચારસો પાંચસો સરદારોને સાથે લઈ, શિકાર રમવા નીકળેલા હતા. જંગલમાં ઘણો વખત શિકાર રમ્યા; તેમાં મોટા મોટા સિંહો મારી અનેક ગરીબ પશુઓના આશીર્વાદ લીધા; સુમારે બે એક વાગે શિકાર રમી રાજાએ ઘર તરફ પ્રયાણ કર્યું. સ્વારી દરમજલ કરતી શહેર તરફ ચાલી આવે છે; તેવામાં "હરિ ઈચ્છા બળવાન્ ભવાની" વળી કહ્યું છે કેઃ—

"હરે લખાયા મેં લખ્યા, છઠ્ઠિ રાતરા અંક;
વધે ન જવ નહિ તલ ઘટે, રહે જીવ નિઃશંક;
તીન સતાં ઉંચા ચઢો, પેસો પંચાં હોય;
અણ હોણી હોણી નહીં, હોણી હોય સો હોય."

તે પ્રમાણે રાજાને પણ થયું. આ તરફથી રાજાની સ્વારી ઘણા ઉમંગ સાથે ઘરતરફ આવે છે; અને પેલી તરફથી દિલ્લીપતિ બાદશાહ સલામતની ગુજરાતની સાડી સાડત્રીશ કરોડ રૂપીઆની તિજોરી દિલ્લી તરફ દશેક હજાર માણસના રસાલા સાથે જાય છે. એવા સમાચાર રાજા જશવંતસિંહજીએ જાણ્યા કે—રાજાની પ્રબળ ભુજાઓ ફરકી ઉઠી અને પોતાના સરદારોને રોકી, આ પ્રમાણે રાજા ગંભીર વાણીથી બોલ્યોઃ "મારા

બહાદુર સરદારો, આપણે ઘણા દિવસથી લુંટફાટ કરી બિચારા ગરીબ રાજાઓ અને તેમની રાંકડી રૈયતને સતાવી પૈસા કઢાવીએ છીએ, તો તેમા આપણી શી પ્રભુતા? કહેવત છે કે–

"જો મૃગપતિ વધે મેડકહીં, તો ભલો કહે કો તાહીં!"

એવી જ રીતે આપણે કરીએ છીએ, તેથી સામી આપણી અપકીર્તિ થાય છે. માટે કીધુ છે કે લુટવો તો ભંડાર અને મારવો તો હાથી, તેવી રીતે આજ આપણને સમય હાથ આવ્યો છે, તો મારો બાપ કરુ આજ બાદશાહની તિજોરી દિલ્લી જવા ન પામે." આ શબ્દ રાજાના મુખમાંથ નીકળતાની સાથે ઝનુનમા ઉન્મત્ત બનેલા રાજપૂતો તરત 'મહારાજ જશવતસિહજીનો જય' એવા શબ્દથી બોલી ઉઠયા એ એમના જય મારના ઘોષથી દશેદિશાઓ પૂરાઈ રહી અને એ જ ધ્વનિથી દુસ્મનોન હૃદય કદળીના પત્ર સમાન ચીરાઈ ગયા, રાજાનો હુકમ મળતાની સાં 'હરહર મહાદેવ' કહી યવનોના સૈન્યમા બહાદુર રજપૂતો તૂટી પડ્યા હિંદુ મુસલમાનની વચ્ચે, મહા દારુણ યુદ્ધ થયુ, તેમાં મુસલમાનોની સખ્યા ઘણી જ હતી, તો પણ હિદુઓ આગળ તેમનાથી ટકી શકાયુ નહિ એટલે મુસલમાનો પલાયન કરી ગયા અને 'કેતે જન મારે કેતે બિન મારે મરી ગયે' એવી રીતે આ વખતે મુસલમાની સૈન્યમાં થયુ રાજાનો સર્વ પ્રકારે વિજય થયો અને સાડી સાડત્રીશ કરોડ રૂપીઆની તિજોરી થોડા પરિશ્રમે હાથ આવી, તેથી રાજાનું પૌરુષ વધારે વધ્યું ને ઘણા આનદ સાથે ઘેર આવ્યો. માલ તમામ ઠેકાણે કરાવ્યો અને સામતોને લાખો રૂપીઆની બક્ષીસો આપી. સધ્યા સમયે આનદિત રાજા અત પુરમા ગયો ત્યા નવયૌવના રાણીઆણી સાથે તે રાત ઘણા આનંદમાં વ્યતીત કરી પ્રભાતનો પહોર થયો, પૂર્વ દિશાનો દરવાજો અરુણ દેવતાએ પોતાની સોનાની કુચીવડે જ્યારે ઉઘાડ્યો, તે વખતે રાજા ઉઠી નિત્ય નિયમથી નિવૃત્ત થઈ, અમખાસમા આવ્યો અને મનમા વિચાર કરવા લાગ્યો કે–'આપણે બળવાન્ શત્રુથી બાથ ભરી છે તેથી નિશ્ચિંત રહેવુ એ તો અસભવિત છે. કારણ કે–

> ઇંડર જાવતા વળે પગ આટીએ,
> માટીઆતણા ઈન્સાફ મારે

તેવી જ રીતે આપણે પણ બાદશાહથી વેર કરીને કર્યું છે, ખેર! પણ તેથી શુ થવાનું છે? કહેવત છે કે –

> નામ રહતા ઠાકરા, નાણા નહીં રહત,
> કીરત હંદા કોટડા, પાડ્યા નહીં પડત.

તેવી જ રીતે યાવચ્ચદ્રદિવાકરૌ આ પૃથ્વી ઉપર અવિચળ નામ રહે તેવા ઉપાય યોજવો જોઇએ, એમ કહી તરત પ્રતિહારને પોતાની સમીપ બોલાવી પ્રધાનમંડળને તેડી લાવવા હુકમ ફરમાવ્યો હુકમ મુજબ પ્રતિહારે તરત શાણા સચિવોને હજુરના ચરણકમળમા રજુ કર્યા તેઓની સાથે પૈસાની શી વ્યવસ્થા કરવી અને કેવી રીતે તેનો જશ દીધી અત લાવવો, કારણ કે કદાપિ બાદશાહ સનામત સ્વારી ક તો પૈસાનો પૈસો પણ જાય, રાજ્ય પણ જાય, જાન પણ જાય અને તેની સાથે ઇજ્જત પણ જાય તેવી રીત ન થવી જોઇએ એ સબંધી ઘણો વખત વિચાર કરતા કરતા બહુમતે એમ ઠર્યું કે, મહારાજાએ એક રાજગોઠ કરવી, એટલે કે તમામ દેશના રાજાઓને બોલાવવા એમ કરવાથી મહારાજાનુ નામ આ પૃથ્વીપર રાજસૂયયજ્ઞ કરવા બરાબર થશે આ મત મહારાજા જશવંતસિંહજીને ઘણો અનુકૂળ પડ્યો અને તેનો તરત અમલ કરવા વાસ્તે સભામાં હાજર હતા, તે તમામ સચિવોને હુકમ ફરમાવ્યો હુકમ થતાની સાથેજ એક તરફ શહેરની રચના મનોરજક બનાવવા માંડી અને બીજી તરફ તમામ દેશદેશના મહીપતિઓને કંકોત્રીઓ લખી શહેરને ધ્વજાપતાકા અને તોરણાદિથી શણગાર્યું રાજમહેલના પ્રતિ શિખરપર કંચનના કળશો ચડાવી દીધા, મોતીઓના ચોક પૂરાવ્યા, તમામ વીથિકાઓ નવ પલ્લવિત રસાળથી અને અગણિત કદળીઓથી પ્રદીપ્તમાન કીધી એ મનોહર રચનાથી સોનગઢ જાણે યુધિષ્ઠિર રાજાના ઉજ્જ્વળ યશથી અકિત હસ્તિનાપુર હોયને શું! એમ દેખાવા લાગ્યુ પ્રજાવૃંદ પોતાનો રાજા આવુ અલૌકિક ઉત્તમ કાર્ય કરે છે, એવુ જાણી જેમ ચદ્રોદયથી કુમુદવૃંદ પ્રફુલ્લિત થાય છે, તેવી રીતે પ્રફુલ્લિત થયા, ઘેરઘેર મૃગનયની ચદ્રવદની માનિનીઓ માંગલિક ગીત ગાવા લાગી પ્રતિહાર દાનની અને વિજયની દુદુભિઓ વાગવા લાગી મહીદેવો આશીર્વાદયુક્ત વેદના ધ્વનિ કરવા લાગ્યા આ પ્રમાણે અહી નિત્ય નવીન મંગળ વર્તાવા લાગ્યા બીજી તરફ તમામ મહીપતિઓને કંકુ પત્રિકાઓ સોનગઢથી ગયેલા અનુચરોએ આપી, જે વાચી હિંદુસ્તાનના તેજદ્વેષી રાજાઓ અરસપરસ વિચાર કરવા લાગ્યા કે, આપણ મોટા મોટા માંડળિક રાજાઓ છતા કોઇએ આવુ અદ્ભુત કાર્ય કરવા હિંમત કરી નહિ અને સોનગઢનો એક નાનો સરખો ચૌહાણ રાજા આવુ મહાન્ કાર્ય સિદ્ધ કરી પ્રસિદ્ધ યશ લે, એ તો ગજબ કહેવાય પરતુ ત્યાં ગયા સિવાય સિદ્ધિ નથી કારણ કે કદાપિ આપણે નહિ જઇએ તો એ લુંટારો રાજા ઉપદ્રવ કરી નાહક આપણને તથા આપણી પ્રજાને હેરાન કરશે માટે હવે ત્યાં તો જવુ જ, અને ગયા પછી જેમ બને તેમ

એનો અપયશ થાય એવી કોશિશ કરવી, એ સર્વોત્તમ છે. એવા કુટિ
વિચારવાળા રાજાઓ પોતપોતાનું ચતુરંગ સૈન્ય લઈ સોનગ
આવ્યા. અહીં મહારાજાએ એવી વ્યવસ્થા કરેલી છે કે, જેવી જે
યોગ્યતા તે જ પ્રમાણે આવેલા તમામ મેમાનોની તરત સરભરા થા
છે. તેમાં કાંઈ પણ ખામી રહેતી નથી. એવી તો ઉત્તમ પ્રકા
ચાકરી બરદાસ થવા લાગી કે, જેઓ દ્વેષ કરતા હતા, તેઓ
પોતાના મોઢેથી મહારાજાની પ્રશંસા કરવા લાગ્યા. તે એટલા દરજ્જે
કે, જેમ કોઈ યાચક મન ઇચ્છા પ્રમાણે દાન પામી કોઈ દાતાર પુર
ષની પ્રશંસા કરે, તેવી રીતે ઠામ ઠામ રાજાઓના મુખથી પ્રશંસા થ
લાગી. આ બાબત મહારાજાને અનહદ ખર્ચ થયું. લગભગ વીશે
દિવસ નૃપમંડળ મેમાન તરીકે રહ્યું. જ્યારે એકવીશમે દિવસે તમા
રાજાઓની એક મોટી સભા એક વિશાળ મેદાનમાં મળી કે જ્યાં રા
જશવંતસિંહજીની મુલાકાત થવાની હતી, ત્યાં રાજા જ્યારે એ સભામ
ગયો ત્યારે બહોતેર દેશના રાજાઓની મુલાકાત થઈ. આવી મહત્ સભ
જોઈ ચહુઆણ રાજા ઘણો ખુશી થયો. માત્ર દિલગીરી એટલી જ થ
કે, તે વખતે કોઈ બારોટ કવિ હાજર ન હોતો. તેથી રાજાએ વિચા
કર્યો કે, 'અહી આવેલા બીજા રાજાઓ અહીંથી નીકળ્યા એટલે તેમની સા
મારું કરેલું ખર્ચ, ધારેલો ઉમંગ અને કીર્તિનો અભિલાષ એ તમામ
વસ્તુ તેઓના વેરાતાંની સાથે જ વેરાઈ જશે; જે ફરીથી પ્રાપ્ત થવ
મુશ્કેલ છે અને કોઈ પણ ભાટ કવિ આ વખતે હાજર હોત તો મા
તમામ ધારેલું કાર્ય પૂર્ણ થાત અને યુગોયુગ મારી કીર્તિ આબા
રહેત. પરંતુ શું કરવું, કાં તો મારા નસીબનો વાંક અને કાં તો બાદ
શાહનો પૈસો કાંઈ અધર્મનો હોવો જોઇએ. એ બે કારણ સિવા
આવો પ્રસંગ આવી પડે નહિ. અહીં રાજા આ પ્રમાણે શોચ ક
છે અને બીજી બાજુએ ઇશ્વિરે એક વિચિત્ર રચના ઉભી કરી છે
કીધું છે કેઃ—

"જો બિધિ ભાલમેં લેખ લખ્યાસો બઢે ન બઢાયે ઘટે ન ઘટાયે."

એવી જ રીતે આ વાર્તામાં પણ થયું. સોનગઢથી દશેક ગાઉના અંત
એક બ્રહ્મભટ્ટોનું ગામ હતું તેમાં એક બારોટ અફીણીઆ અને આળસુ
હતા તેમને કાવ્ય કરતાં તો આવડતું હતું; પરંતુ તેમના આળસને
આગળ તે કાંઈ કરી શકતા નહિ. તેથી દરિદ્રતા તેમનાપર અપાર
પ્રસન્ન રહેતી. આખો દિવસ અફીણ ખાઈ હોકો પી ઝોકાં ખા
જતા હતા. કાંઈ પણ ધંધો કરતા નહોતા. અફીણીઆ મા
કીધું છે કેઃ—

### દોહરા.

ગુડા હતા તે ગર્જી ગયા, ડોલણુ લાગ્યા દત,
અમલ સાટે આકડો, કેમ ન ખાયો કત ?
અમલિયા ઉધમાતિયા, શોંણાહુદા શોંણુ,
તુજ વિણુ ઘડી ન ચાલતું, ફીકા લાગે નેંણુ!

તેવી જ રીતે આ બારોટનો ઇષ્ટદેવ અમલ જ હતું રાત દિવસ અમલ ખાઈ ફરવુ એ એમનુ મુખ્ય કર્તવ્ય હતું તેથી અન્ન પાણી માટે પણ મહા વિટમણા તેમના કુટુમ્બને હતી એવી વિપત્તિ ન સહન થવાથી બારોટની પત્નીએ એક દિવસ પતિ પાસે આવી હાથ જોડી વિનતિ કરી કે, "હે સ્વામીનાથ! આમ આવી રીતે અમલ ખાઈ કાંઈ પણ ઉદ્યોગ કર્યા સિવાય આમ બેસી રહો, તેથી આપણું ગુજરાન શી રીતે ચાલે? માટે મારુ અબળાનું કહ્યું માની આપણા ગામની નજીક સોનગઢમા પ્રતાપી અને મહાદાતાર મહારાજા શ્રી જશવતસિંહજીએ એક રાજસૂયયજ્ઞ બરાબર રાજગોઠ કરી છે, ત્યા બહોતેર દેશના રાજાઓ એકઠા થયા છે, માટે આપ ત્યાં જાઓ હુ ધારુ છુ કે, તમો વિદ્વાન છો અને રાજા ઉદાર છે વળી આ ઉત્તમ પ્રસગ છે તેથી તમારો ત્યા જવાનો ફેરો નિષ્ફળ નહિ જાય પોતાની પત્નીની આ પ્રમાણે વિનતિ સાંભળી બારોટે પણ વિચાર કર્યો કે, બિચારી ગરીબ અબળા અન્ન વસ્ત્રનુ અસહ્ય દુ ખ કયા સૂધી વેઠે? માટે લાવને કરમને તો તપાસી જોઉં કે કેમ થાય છે! એમ કહી સોનગઢ જવાની તૈયારી કરી એક ઘરડુ અને ઘણુ જ દુબળુ ઘોડુ હતું તેનાપર તૂટફૂટ સરંજામ નાખી બારોટ તૈયાર થયા તે ઘોડુ કેવુ હતું, તે માટે કહ્યું છે કે —

### સવૈયો.

સૂરજ કે રથ લાગ્યો રહ્યો,
યાકે આગે ભયો કેઈ બેર કનૈયા
લોમશકી લરી કાઇકો ખેલકો,
ભૂલી ગયો જગકો ઉપજૈયા
એસો તુરગ વિરગ વિદીત,
દીપત જાન દરિદ્રકો છૈયા
ગુડન કાગ લગે બહુ સગ,
મતો યહ કાગ ભુશડીકો ભૈયા

એવી રીતના ઘોડા ઉપર સ્વાર થઈ બારોટ સોનગઢ તરફ વિદાય

થયા જોકે છેટુ થોડુ જ હતું પરતુ બારોટના દનગજ ઘોડાએ સા
વિસ પથ કર્યો ત્યારે સાજના પાચેક વાગ્યાના સુમારે મોનગઢમા મહ
મુસીબતે દાખલ થયા ત્યા કોઈ મહાદેવના મદિરમા ઉતારો કરી, પોતાન
પાસે કાઈ સારાં કપડા હશે તે પહેરી દરબારમા ગયા હવે અહીં તે
રાજા જશવતસિંહ ઉપર જણાવેલી છત્રપતિઓની સભામાં બેઠેલા છે
અને પોતાની કીર્તિ અમર કરનાર કોઈ કવિ સભામા આ વખતે હાજ
નથી, એની ચિતા કરતા હતા તેવા જ સમયમા કાગ્તાલીય ન્યાયન
પેઠે બારોટ ત્યા હાજર થયા સભામા પ્રવેશ કરતાની સાથે નીચેને
દોહરો બોલ્યા–

દુહો—શૂરવીર રાવત નૃપતિ, ખાગતાગ સાજીમ,
ઇતને તેં ચાહત સદા, કવિરાજન તાજીમ.

એ દોહરો સાભળતાની સાથે દરેક રાજા મહારાજાઓએ તેનો અતિ
માનપૂર્વક આદર કર્યો અને રાજા જશવતસિંહજીને તો જાણે ત્રિભુવન
રાજ્ય પ્રાપ્ત થયુ હોયને શુ એટલો આનદ થયો એ આનદના આવે
શમા ને આવેશમા રાજા બોલી ઉઠ્યો કે, ' અહો બારોટ ! તમો તે આકા
શમાથી આવ્યા કે પાતાળમાથી?' આ વચનથી ઉતરેલા અફીણવાળ
બારોટને ઘણુ માઠુ લાગ્યુ અને બોલ્યા કે ' ભાઈ હુ આકાશમાથી અગ
પાતાળમાથી ચાહે ત્યાથી આવુ છુ પરતુ તેના વિગતવાર સમાચાર તે
મને અમલ ખવરાવો તો પછી કહું" આ વચનથી તમામ રાજાએ
ખુશ થયા, કારણ કે એઓ સારી રીતે સમજ્યા હતા કે, જશવતસિં
કીધલું વચન બારોટને બાણુ બરાબર લાગ્યુ છે તેથી અફીણ ખાશે
અને નિશો બરોબર ચડશે, તે વખતે આ બારોટ જરૂર રાજાના ભૂ
બોલશે, એટલે તેનું ખર્ચેલુ તમામ દ્રવ્ય બાતલ જશે અને બારોટન
કરેલી કવિતા યુગોયુગ કાયમ રહેશે એવુ ધારી એક રાજાએ તર
પોતાના અનુચરને "બારોટને અમલ ખૂબ ખવડાવ" એવો હુકમ ફર
માવ્યો હુકમ થતાની સાથ અનુચરે તરત તેનો અમલ કર્યો બારો
અમલ ખાધુ અને જ્યારે તેનો નિશો તમામ શરીરમાં પ્રવૃત્ત થયો ત્યા
નીચે પ્રમાણે બોલ્યો –

"આ સભામા મળેલા તમામ મહીપતિઓ આપ એક શ્રવણથ
સાભળો હું સ્વર્ગમાથી આવુ છુ–તો ત્યાની વ્યવસ્થા એવી છે કે, મૃ
લોકમાથી મરી ગએલા જે જે રાજાઓ જેવા કે જોધપુર, ઉદેપુર, જય
પુર બૂદી, કોટા વગેરેના મહારાણા અને મહારાજાઓ સ્વર્ગમા નાના
પ્રકારના વૈભવો ભોગવે છે. કુભી સ્થાનોમાં નાના વરણના હાથી હલ્લા દર

રહ્યા છે. ઘોડારમાં મહામૂલ્યવાન્ અને વેગવંત ઘોડાઓ શોભી રહ્યા છે. રાજમહેલોના પ્રતિશિખરે સોનાના કળશ ચળકાટ કરી રહ્યા છે; આંબખાસમાં અનેક અમીર ઉમરાવો-સહિત રત્ન જડિત સિંહાસન ઉપર નિયમિત વખતે રાજા મહારાજાઓ વિરાજે છે. ત્યાં નિત્ય પ્રત્યે નાનાવિધ નાચ તમાશા થયા કરે છે. અનેક બંદીજનો બિરદાવલી પઢ્યા કરે છે. મોટા મોટા પંડિતો રાત દિવસ આશીર્વાદો આપ્યા કરે છે. એવી રીતે દિનપ્રતિદિન નવીન આનંદ ભોગવતા એ નૃપતિઓને મેં જોયા. તેમાં દુઃખી માત્ર આ જશવંતસિંહજીના વડીલો જ છે.

દોહરો—ચાંપો કુંવારી લારે ફરે, ગોતર પાળે પખો.
સતીયાં ણાવરો સોનગઢો, આપ રાંધે ને જમે અખો."

બારોટના મોઢામાંથી આ પ્રકારના શબ્દ નીકળતાંની સાથે જ રાજાને પગની પાનીથી તે માથાની ચોટી સુધી નખશિખ રીસ વ્યાપીને તે ધોમ ધખધખું બન્યો; પણ કરે શું? કયા દુશ્મનોના દળમાં તલવારો બજાવવાની હતી કે જ્યાં રાજા પોતાનું વીરત્વ દર્શાવે? આ તો બારોટ હતા, તેથી તેમને શું થઈ શકે, એવું જાણી કુવાની છાયા કુવામાં શમાય એમ રાજાએ મનનો ક્રોધ મનમાં જ રાખી બારોટના ઉતારા વગેરેનો બંદોબસ્ત કરાવ્યો અને સાંઝ વખતે પોતાની પાટમહિષી ભટિયાણીજી પાસે ગયો. સતી ભટિયાણીએ તરત જાણ્યું કે, આજે મહારાજાના અંતઃકરણમાં કાંઈ દિલગીરી છે. તેથી તે હાથ જોડી બોલી કે–"નાથ, આજે આપની અનુપમ કાન્તિ ઉપર મને મલિનતા ભાસે છે, તેનું શું કારણ છે, તે આ દાસીને કહેવા કૃપા કરશો? નાથ, જ્યારથી મેં આપના મનમોહન મુખના ઉપર ઉદાસીનાં ચિન્હ જોયાં છે, ત્યારથી એક પળ મને જુગ બરાબર લાગે છે. તો ઉદાસ થવાનું કારણ કહી આ ચિંતારૂપી મહાસાગરમાંથી તારવા મેહરબાની કરશો." રાજાએ આ વિનતિનો કાંઈ પણ જવાબ ન આપ્યો, તેથી રાણીજીએ જાણ્યું કે, રાજા ઉત્તર નહિ આપે માટે લાવ દારુ પાઉં. એમ ધારી પાસે ઉભેલી પોતાની વિશ્વાસુ દાસીને ઉત્તમ મદ્ય લાવવા ઇશારો કર્યો. ચતુર દાસીએ તરત તેનો અમલ બજાવ્યો. જેવો દારુ આવ્યો કે, ઝટ રાણીજીએ સુવર્ણ પ્યાલામાં લઈ ઉભાં થઈ રાજાજીનાં ઓવારણાં લઈ પચીશ રૂપીઆ નછરાવળ કરી, દારુ આરોગવા માટે વિનતિ કીધી. રાજાજીએ રાણીજીની મનુહાર તરત લીધી અને પોતે પણ રાણીજીને આપી એમ અરસપરસ મનુહારો કરતાં કરતાં રાજા મદમત્ત બન્યો. દારુના માટે કીધું છે કે–

દોહરા.-આમ ફલે પરવારકે, મહુ ફલે પત ખોઈ;
વાકો પાની જો પિયે, બુદ્ધિ કહાંસે હોઈ?

દોહરા.-પાને પાત્ર ફલે રસ, ફલે દીવા બળંત;
હું ગલહારી એ રુંખડા, રુઠા નાવ મળંત.

એવી જ રીતે અતરે રાજાજીને પણ થયું. પોતાના પતિ બરોબર નિશામાં ચકચૂર થયો છે એવું જાણી રાણીજીએ હાથ જોડી ઉદાસ થવાનું કારણ પુન. પૂછ્યું. પૂછતાંની સાથે જ રાજા રાણીના પ્રત્યે બોલ્યો કેઃ—

"આપણા આ મહોત્સવમાં કોઈ ભાટ કવિ હાજર નહોતો અને તેને લીધે મારા આ કરેલા ઉત્તમ કામની અનુપમ કીર્તિ આબાદ કોણ રાખશે, એવા સંકલ્પ વિકલ્પોમા મારુ મન હમેશાં વિચારસમુદ્રના તરંગોમાં ગોથાં ખાયા કરતુ હતું, તેવામાં દૈવયોગે એક ભાટ કવિ આજે મહીપતિઓના મેળાવડામાં આવ્યો. તેને જોઈ મને ઘણો આનંદ થયો; એ આનદના આવેશમાં ને આવેગમાં મારા મોઢામાંથી એવો શબ્દ નીકળી ગયો કે–અહો બારોટજી! તમે આકાશમાંથી આવ્યા કે પાતાળમાંથી?' આ સવાલ જો કે મેં ઘણા આનંદથી અને ખુશીથી પૂછેલો, તથાપિ બારોટને એ પ્રશ્ન અવળો લાગ્યો; અને તેથી એમને ઘણી જ રીસ ચઢી, તેથી એક દોહરો બનાવી તેમાં મારા પૂર્વજોની પૂઠે કોઈ સતી થઈ નથી, એવું મને તમામ રાજાઓ સમક્ષ મહેણું માર્યુંઃ રાણીજી, એ મહેણાથી મારુ અંત.કરણ દગ્ધ થઈ ગયું છે. આ ખરી હકીકત મેં તમારા આગળ નિવેદન કરી. તેમાં કાંઈ પણ છૂપાવી નથી." રાજાનો રાણી આગળ આ વાત કરવાનો અભિપ્રાય એટલો જ હતો કે, પોતાની પૂઠે સતી થવાનું રાણી વચન આપે. ચતુર રાણી રાજાના એ અભિપ્રાયને તરત સમજી ગઈ, પરંતુ શી રીતે મુખથી કહેવાય કે, હું આપની પૂઠે સતી થઇશ; કારણ કે,

દોહરા.-રાજા જોગી અગન જળ, ઉનકી ઉલટી રીત;
પરશુરામ, ડરતે રહો, (વો) થોડી પાલે પ્રીત.
રાજા વાજા વાંદરા, ત્રણનો એક સ્વભાવ;
નીચાં નીચાં પરહરે, ઉંચાં ઉપર ભાવ.

એ વાકય રાણીજીને સારી પેઠે યાદ હતાં; તેથી વિચાર્યું કે, કદાપિ રાજાજીને હું કહું કે–"આપની પૂઠે સતી થઇશ; અને તેનો ઉલટો

અર્થ કરી કદી મનમા એમ વિચાર કરે કે, મને સુએલો ધાર્યો ને એમ માની રખેને મારો લાગ કરે." "એવી શકાથી રાણીજી હાથ જોડીને બોલ્યા કે, પ્રાણનાથ! બારોટ લોક છે તે આપણા બેટા બેટી છે, એટલે તેમના કહેવાનું આપણે માઠું લગાડવું નહિ, કીધું છે કે -

ચોપાઈ—બાલક બોલહી તોતરી બાતા,
સુનિ મન મુદિત હોહિ પિતુમાતા

—તેવી રીતે આપણો અને એમનો સબધ છે" વગેરે વાતો કહી રાજાજીને બીજા રસ ઉપર ઉતાર્યા, અને એ વાતને વિસરાવી મૂકી. એમ કરતાં પ્રભાત થયો. રાજા ઉઠી, નિત્યનિયમથી પરવારી તમામ રાજાઓની વિદાયગીરીના કામમા રોકાયો. જેવી જેની લાયકી હતી, તે પ્રમાણે અમૂલ્ય પોષાકો આપી તમામ રાજાઓને વિદાય કીધા અને પોતે પાટમહિષી ભટિયાણીજીની સાથે વિનોદમા ને વિનોદમા દિવસ વ્યતીત કરવા લાગ્યા કેટલાક દિવસે "હરિ ઇચ્છા બળવાન્ ભવાની" એ વાક્યને અનુસરી જેસલમીરથી રાણીજીની માતુશ્રી બીમાર થયાના સમાચાર લઈ એક સાંઢણીસ્વાર આવ્યો, સમાચારનો પત્ર રાણીજીને પહોંચાડ્યો તેમા લખ્યું હતું કે, "માજીનું મોઢું જોવું હોય તો તરત આવો" આ વાક્ય વાચતાંની સાથે જેમ કુહાડીથી કદળી કાપી નાખી હોય તેમ રાણીજી એકદમ ખેદસમુદ્રમાં ડૂબી ગયા, કારણ કે પોતે મનમા વિચાર્યું કે, માતુશ્રી માંદા છે તેથી ગયા સિવાય ચાલે નહિ. તેમ જવાથી કદાપિ દિવસ વધારે ગત થાય તો રાજા મારી પૂઠે જેસલમીર આવ્યા સિવાય રહેવાના નહિ, કારણ કે મારાં પ્રત્યે એમનો અપાર પ્યાર છે, માટે એ રીતે દુખ થયું અને એ દુખને લીધે દિનપ્રતિદિન રાણીજીની મનમોહન મૂર્ત્તિ મલિન થવા લાગી એક દિવસે સમય પામી રાજાજીએ પૂછ્યું કે "આપની તબીયતમા એકાએક ફેરફાર મને કેમ માલૂમ પડે છે? એવું આપને શું દુખ છે, કે જે દુખવડે તમો આ પ્રમાણે કૃશ થયા છો?" હવે કીધા સિવાય ચાલે એમ નથી, એમ જાણી રાણીએ જેસલમીરથી આવેલ પત્ર તરત હજૂરના કરકમળમા મૂક્યો, હજૂરે વિગતવાર સમાચાર વાચ્યા અને રાણીજી પ્રત્યે બોલ્યા કે—"આવા અલ્પ દુખમા પારાવાર દિલગીરી કરવી, એ મને દુરસ્ત લાગતુ નથી, તમો જેસલમીર સુખેથી પધારો અને ત્યા રાજમાતાની તબીયત સુધરે, એટલે આ તરફ આવવાનું કરજો." આ પ્રમાણે પોતાના પ્રીતમની આજ્ઞા થતાં રાણીજીએ અરજ કરી કે—"ગરીબ નવાજ, હું જેસલમીર જવા તૈયાર ક્યારે થાઉં કે, જ્યારે આપ મને જેસલમીર

ન પધારવાનું અભય વંચન આપો ત્યારે. કારણ કે આપને બાદશાહની સાથે કટ્ટુ વેર છે, આપના હજારો દુશ્મનો છે, અને દિલ્લી તથા જેસલમીરની સરહદ ભેગી છે તેથી શંકા છે કે કોઈ દુશ્મન બાદશાહને આપ જેસલમીર આવ્યા છો એવા સમાચાર નિવેદન કરે અને બાદશાહ પણ પૂર્વનું વેર યાદ કરી કટક લઈ કદી જેસલમીર ઉપર ચઢી આવે તો મારા ભાઈઓને તથા આપને કેવી વિડંબના આવી પડે, તેનો ખ્યાલ આપ નામદાર જ કરો. હજારો રાજપૂતોનાં માથાં રણમાં હોમાય; લોહીની નદીઓ વહે, હજારો રજપૂતાણીઓના અહીવાતણનો અંત આવે, એ તમામ અનર્થનું મૂળ કેવળ હુંજ થાઉં. એવું ધારી આજ સુધી મેં આપ નામવરને જેસલમીર જવા વિનતિ ગુજારી નહોતી. હવે જેવી હુજૂરની મરજી." રાણીજીનાં આ વચન સાભળી રાજાને ખૂબ હસવું આવ્યું અને હસીને બોલ્યા કે, "અહો! કેવી આશ્ચર્યની વાત! આપ જેવી વીર ક્ષત્રાણીઓએ આવો ભય ધર્યો! રાજપૂતોનો એક સાધારણ ધર્મ છે કે, તેઓ હમેશાં પ્રભાતે સૂર્ય નારાયણની વંદના કરી તલવારના મુખે મૃત્યુ માગે છે. તો તેવા પ્રસંગે મૃત્યુ થશે તેનો તમો ફોકટ શા માટે શોક કરો છો? ખેર! કદાપિ તમારી એમ મરજી હશે તો એક માસની અંદર તમો અહીં આવશો તો હું જેસલમીર તરફ નહિ આવું, એવું મારું વચન છે." આ પ્રમાણે વચનસિદ્ધ રાજાના વચનથી રાણીને પૂર્ણ વિશ્વાસ આવ્યો; કારણ કે –

દુહો.—પુરુષ વચન કેસરી ગમન, કેળ ફળે એકવાર;
તેલ ત્રિયા હમીર હઠ, ચઢે ન દૂજીવાર.
ધરા ડગે મેરૂ ડગે, શેષે પલટી જાય;
સત્ પુરુષોનાં પારખાં, ટળે ન વચન જરાય.

અટપદ—વચન છલ્યો બળિરાજ, વચન કૌરવ કુલ ખોયો;
વચન કરન દિયો કવચ, વચન પાંડવ વન જોયો.
વચન કાજ જગદેવ, શીષ કંકાલિન અર્પ્યો;
વચન કાજ હરિચંદ, નીચ ઘર નીર સમર્પ્યો.
જો ચલે વચન વૈતાલ કહિ, કર અહિ જીભ શું કટ્ટિએ;
જરી જાય લક્ષ વિક્રમતુ સુન, વચન બોલ ન પલટ્ટિએ.

એ પ્રમાણે રાજા પણ વચનનો સિદ્ધ હતો; તેથી રાણીને પૂર્ણ ભરોસો આવ્યો, અને જેસલમીર જવાની તૈયારી કરી. કેટલાક શૂરવીર સ્વારો સાથે લઈ રાણીજીએ કૂચ કરી. મજલ દરમજલ કરતે કરતે કેટલાક દિવસે તે જેસલમીર જઈ પહોંચ્યાં. બાઈ સાહેબના પધારવાથી આખા

અંતઃપુરમાં આનંદ આનંદ થઈ ગયો. માતુશ્રીને પણ પોતાની વહાલી દીકરી પધાર્યાં છે, એમ જાણી મદવાડમાં લટાડો થયો. એમ બાઈ સાહેબના આવવાથી આખા કુટુમ્બમાં પ્રમોદ પ્રવર્ત્તી રહ્યો, ત્યાં દિવસ પલક સમાન વ્યતીત (ગત) થવા લાગ્યો, એટલે મહિના (ત્રીશ દિવસ) બિચારાને જાતાં કેટલીવાર? માસને બદલે દોઢેક માસ વીતી ગયો, તોપણ માતુશ્રીને તો આરામ પણ ન થયો, તેમ મુઆ પણ નહિ અને એ દુવિધાને લીધે બાઈ સાહેબથી સોનગઢ તરફ જવાયું નહિ. અહીંઆં આવી રીતે વખત વીતે છે, અને સોનગઢ તરફ શું થયું, તે તરફ આપણે જઈએ.

વસંતઋતુ ખીલી રહેલી છે, મદન મહીપતિએ વિશ્વવિજય કરવાના વાસ્તે જાણે ઋતુરાજ પ્રધાનને આજ્ઞા આપી હોય, તેમ ચરાચર વસંતમય બની ગયું છે.

> कवित्त–फूलनमें केटीमें कसारनमें कुंजनमें,
> क्यारीनमें कलीन कलीन किलकंतहे,
> कहे पदमाकर परागनमें पौनहुमें,
> पाननमें पीकमें पलाशन पगंतहे.
> द्वारमें दिशानमें दुनीमें देशदेशनमें,
> देखो दीपदीपनमें दीपत दिगंतहे,
> वीथिनमें व्रजमें नवेलिनमें वेलिनमें,
> वनमें बागनमें बिखर्यो वसंतहे.

એવી રીતે તમામ જગત્ વસંતમય દેખાતું હતું. કોકિલાઓ આખાઓની ડાળીઓ ઉપર ચઢી ચઢી મધુર શબ્દવડે કળકળ કરી રહી હતી, મયૂરના વૃંદ ઉન્મત્ત બની ગયા હતા. કીર અને કપોતોના વૃંદ અતિકામ કલ્લોલ કરી રહ્યા હતા. તેથી વિરહી જનોને અસહ્ય વેદના થવા લાગી. એવા સમયમાં કોઈથી ન જિતાય એવો જશવંતસિંહ રાજા મદન મહીપતિના પંચ બાણોથી પરાજય પામ્યો, અને ચન્દ્રવદની ભટિયાણી પોતાના ચંચળ ચકોર ચિત્તમાં ખડા થયા. તેથી એક દિવસે પોતાના બહાદુર સરદારોની સભા કરી જેસલમીર જવા વિષે મત પૂછ્યો. સૌએ જેસલમીર જવું એમ ઠરાવ્યું. આ ઠરાવથી રાજાને અનહદ આનન્દ થયો. બીજે દિવસે આઠ હજાર મહારથીઓને સાથે લઈ રાજાએ જેસલમીર તરફ પ્રયાણ કરી નીકળતી વખતે રાજાને શુકન અને અપશુકન બન્ને થયા, પરંતુ મહાપુરુષાર્થવંત રાજા એવા શુકન અપશુકનને ગણે તેવો નહોતો, તેથી કંઈ પણ વિચાર કર્યા સિવાય એકદમ પ્રયાણ કીધું

તેનું કડાજુડ કટક એવી તો ઢબથી અને દમામથી ચાલતું હતું કે, એ ભાર શેષને પણ વધારે લાગ્યો.

એમ પ્રમાણ કરતે કરતે કેટલાક દિવસે તેઓ જોધપુરની સરહદમાં આવી પહોંચ્યા. ત્યાં એક એવુ કૌતુક થયુ કે જોધપુર મહારાજાશ્રીના થાળના વાધરીઆ ગોવાળ લોકો ચારતા.હતા, તેની નજીકમાં મહારાજા શ્રી જસવંતસિંહજીના ભાણેજ વિજયરાજજીનો ઘોડો નીકળ્યો અને તેમણે એ વાધરીઆ જોયા. તેથી ગોવાળીઆને પૂછ્યું કે "ભાઈ, આ વાધરીઆ કોના છે?" આ શબ્દ સાભળી ગોવાળીઆઓને રીસ ચઢી. કહેવત છે કે—

દુહો.—હાથે ચૂડી હેમની, ગળે મોતીનો હાર;
આદશાહની આઈ, પણ બીજાની સરદાર.

તેવી રીતે ગોવળીઆ પણ જોધાણુ નાથના હતા; તો એમને રીસ ચઢે એમા શી નવાઈ? રીસ ચઢાવી કબાનીઆ સજ કર્યા, અને બોલ્યા કે "તને વાધરીઆપર પ્રીત હોય તો લે" એમ કહી કબાંનીઆ માથે કમાન ચઢાવી, જે જોઈ રાણા વિજયરાજજીએ વિચાર કર્યો કે, વાઢ્યા પછી ચોટે નહિ; એમ ધારી ઘોડાને જોસથી હાંકયો, અને પોતાના પ્રતાપી મામા આગળ આવી બોલ્યા કે "પેલા વાધરીઆ જે ચરે છે તેમને લ્યો અને ગોઠ કરો એમ નહિ કરો તો હું પ્રાણ ત્યાગ કરું છું." રાજાએ બહુ વાર્યા અને સમજાવ્યા કે—"આપણે એક તરફ દિલ્હીનુ વેર કરી ચૂકયા છીએ અને બીજી તરફ જોધપુરનું વેર શા માટે કરાવો છો?" પણ હઠીલા વિજયરાજે એ બાબત કાંઈ લક્ષમાં લીધી નહિ એથી નિરુપાયે વાધરીઆ લાવવા બહાદુર રાજાએ પોતાના સરદારોને હુકમ આપ્યો. હુકમ થતાંજ પાંચ પચીશ સ્વારોએ ગોવાળીઆઓપર હુમલો કર્યો. તેમાં કેટલાક ગોવાળીઆ માર્યા ગયા, કેટલાક ભાગી છૂટયા ને વાધરીઆ સરદારો લઈ ગયા. ત્યાંથી ચાલી જોધપુરના પૂર્વ દિશાના પાદરે રાજાએ મુકામ કર્યો. શહેરમાંથી ઉમદો આશા દારુ મંગાવરાવ્યો અને ઉમંગની સાથે ત્યાં ગોઠ કરી. અહીં ગોઠ કરી રાજા આનંદ કરે છે, અને પણે ગોવાળીઆ ગયા તેમણે હુજૂર આગળ પોકાર કર્યો "કે મહારાજાના થાળના વાધરીઆ, અમોને મારી, સૌનગઢનો લુંટારો રાજા જોધાણુનાથનો કાંઈ પણ ભય રાખ્યા સિવાય લઈ ગયો." ગોવાળીઆના મુખમાથી આ શબ્દો નીકળતાંની સાથે રાજા દાવાગ્નિ સમાન, પ્રલય કાળના ભાનુ સમાન અને વિકરાળ સિંહ સમાન કાળફૂટ બન્યો અને તરત પોતાના માથેથી નવઘરું

નીચે મૂકી પણ કર્યું કે, જ્યારે જશીયા સોનગઢાનું માથું અહીં આવે ત્યારે જ મારે નવધરું બાંધવું. રાજાના આ પણથી તમામ અમીર ઉમરાવો ઉશ્કેરાઈ ગયા અને સોનગઢપર ચઢાઈ કરવાની તૈયારી કરવા લાગ્યા. સેનાધિપતિએ પોતાનું સૈન્ય સજ્જ કર્યું, રણજીત નોબત વાગી, વીર હાક વાગવા લાગી અને મેદની ચાક ચઢવા લાગી. બહાદુર રાઠોડો પોતપોતાનાં અસ્રશસ્રો સજી સજી અશ્વોપર સ્વાર થઈ થઈ રાવઆંગણમાં એકઠા થવા લાગ્યા. આ અણધાર્યા બનાવથી મુખ્ય પ્રધાન આશોય ઠાકોર મકનસંગ મહા વિચિક્ષણ હતા. તેમણે વિચાર કર્યો કે—રાજાને એમ માલૂમ નથી કે,—સોનગરાને જિતવો, એ શેષ નાગના માથાના મણિં લેવા સમાન છે, આકાશને બાથમાં ઘાલવા સમાન છે. અથવા સમુદ્રને વિના નાવ તરવા સમાન છે; પણ રાજા ઘેલા ચાચરાં છે. તેમને કોણ કહી શકે? ખેર કાંઈ જુક્તિ તો કરવી જોઈએ જ. એમ કહી તુરત દરબારમાં આવ્યા અને હજુર આગળ હાથ જોડી વિનતિ કરી કે, "પૃથ્વીનાથ એક જશવંતસિંહ સોનગરાને મારવા જોધાણનાથ ઉઠી આવું દુસ્તર પણ કરે, તે સામે અપકીર્તિ સમાન છે. કારણ કે, જો મૃગપતિ વધે મેડક હી તો ભલો કહે કો તાહી?

"એવી રીતે આપ મૃગપતિ છો અને સોનગરા મેડકના ઉપર જ્યારે આવું પણ થાય તો તેમાં અપકીર્તિ કે કીર્તિ તેનો ખ્યાલ આપ નામદાર જ કરો. તેને મારવાનો ઉપાય મેં વગર હરકતે એક શોધી કાઢ્યો છે, તે જો માલિકની મરજી હોય તો નિવેદન કરું." શાણા સચિવનાં આ પ્રમાણે વચન સાંભળી "કેવી રીતે તેને મારવા તમોએ ઉપાય શોધ્યો છે, તે કહો" એવો સવાલ કર્યો. હુજૂરનું આ પ્રમાણે ફરમાન થવાથી મકનસંગજીએ હાથ જોડી અરજ કરી કે, "ખાવિંદ, દિલ્લીપતિ બાદશાહની સાઠી સાડત્રીશ કરોડ રૂપીયાની ત્રીજોરી એ લુંટારાએ લુંટી છે, અને તેથી બાદશાહ સલામત તેનાપર ઘણા ગુસ્સે થએલા છે અને આ વખતે સોનગરો જેસલમેર જાય છે, તો બાદશાહને એક રુકો અહીંથી લખવો, તેમાં સોનગરાના જેસલમેર જવાના સમાચાર તથા બાદશાહ સલામત તેનાપર સ્વારી કરે તો આ તરફથી મદદ અપાશે, વગેરે બાબત જણાવવી. હું ધારું છું કે, રુકો પહોંચતાની સાથે તરત બાદશાહ સલામત તેનાપર સ્વારી કરશે. તેમાં ભાટીઓનો પણ ઘાણ નીકળશે અને સોનગરો પ્રાણ ખોશે; આપણી સૈન્યને કંઈ પણ નુકસાન થશે નહિ અને દુશ્મનનું કાસળ નીકળી જશે. મારો તો આ પ્રમાણે મત છે, પછી તોઆપટ ખાવિંદની મરજી." મંત્રીનો આ મત મહારાજાને વધારે

અનુકૂળ પડ્યો અને તેમ કરવા હુકમ આપ્યો. હુકમ થતાંની સાથે જ એક રુક્કો લખી તેમાં ઉપરની તમામ બાબત જણાવી એક સાંઢણી સ્વારના હાથમાં આપી, તેને દિલ્લી તરફ રવાના કીધો. પણ જશવંતસિંહજી તો જાણતા હતા કે, જોધપુર મહારાજાની સાથે આજે આપણે જરૂર દારુણ યુદ્ધ કરવું પડશે; પરંતુ આ વખતે તેમાંનું કાંઈ પણ થયું નહિ, એટલે નિર્વિઘ્ને ગોઠ કરી બીજે દિવસે મળશકે ઉઠી પોતાના સામંતો સાથે જેસલમેર તરફ પ્રયાણ કીધું. કેટલાક દિવસ પંથ કરતે કરતે જેસલમેર જઈ પહોંચ્યા. ત્યાં ભાટી રાજાને ખબર થતાં સામૈયાની તૈયારી કીધી. બડી ધામધૂમની સાથે ગાજતે વાજતે રાજાજીને પુરમાં પધરામણી કીધી, રંગ મહેલમાં ઉતારા આપ્યા અને સામંતોને યોગ્ય લાયકી પ્રમાણે ઉત્તમ પ્રકારના ઉતારા આપવામાં આવ્યા. આ વાત જ્યારે ભટિયાણીજીએ જાણી. ત્યારે નીચેના દોહા પ્રમાણે તેમને થયું.

દોહા-પિયુ બિછરનકો દુસહ દુ ખ, હરખ જાત પિયુસાર;
દુર્યોધન લો દેખિયે, તજત પ્રાણ ઇહિ બાર.

એ પ્રમાણે રાણીજીને પણ હર્ષ અને શોકનો સમુદ્ર છલક્યો. વિચાર કર્યો કે, વાત બહુ માઠી થઈ. જરૂર રાજાજીનો કોઈ પણ દુશ્મન આ વાત બાદશાહ સલામતને કાને નાખશે તો તેનું ભયંકર પરિણામ આવશે. પણ ઇશ્વિરની ઇચ્છા હોય તે જ થાય છે, તેમાં મનુષ્યોનો શો ઇલાજ છે એમ કહી ગણપતિ આદિ ઇષ્ટ દેવોની માનતા માની, એવી માગણી માગી કે-'મારા પતિ નિર્વિઘ્ને સ્વરાજ્યમાં પહોંચે તથા મારા ભાઈ પણ સદૈવ સુખમાં રહે.' અહીંઆ આ બનાવ બની રહ્યો છે; અને પણે સાંઢણી સ્વાર રવાના થયેલો, તે થોડા દિવસે દિલ્હીમાં દાખલ થયો દરબારમાં જઈ ચોપદારની સાથે જોધપુર મહારાજા સાહેબનો લખેલો રુક્કો બાદશાહ સલામતની હુજૂરમાં પહોંચાડ્યો. રુક્કો મુખ્ય વજીરે વાંચ્યો તેમાં લખેલી બીના સાંભળી જેમ સૂતેલો શેષનાગ પૂછડું દબાવવાથી જાગી ઉઠે, તેમ બાદશાહ મહા ક્રોધયુક્ત થયા, અને ક્રોધમાં ને ક્રોધમાં બહિલોલખાન નામે સેનાધિપતિને બે લાખ લશ્કર લઈ જેસલમેરપર કૂચ કરવા હુકમ ફરમાવ્યો. હુકમ થતાંની સાથે 'જીવે જહાંપનાહ' કહી સૈનિકોને બોલાવી સૈન્ય સજ્જ કરવા આજ્ઞા કરી. જોધપુરથી આવેલ સ્વારની સાથે કહેવરાવ્યું કે, અમારું લશ્કર જેસલમેર ઉપર રવાના થઈ ચૂક્યું છે, તો તે પ્રસંગે તમારે પણ મદદને માટે લશ્કર બને તેટલું લઈ આવવું.

અહીં બહીલોલખાંએ એક મોટા મેદાનમાં લશ્કરને એકઠું કરી ઘણી ઉત્તમ પ્રકારે કવાયદ લીધી, અને પછી આતુરતાની સાથે જેસલ

મેર તરફ જવા આજ્ઞા કીધી બાદશાહ સલામતનું આવુ કડાજુડ કટક જોઈ દુશ્મનોની છાતીના ચૂરેચૂરા થઈ ગયા લશ્કર કૂચપર કૂચ મકાનપર મકાન કરતે કરતે કેટલેક દિવસે જેસલમેર આવી પહોચ્યુ અને તેણે રાતના અગિયાર વાગે જેસલમેરપર ઘેરો ઘાલ્યો.

જ્યારે અરુણોદય થયો, અને જેવા શહેરના દરવાજા ઉઘાડવા પોળીઆઓ જાય છે, અને બારી ઉઘાડીને જેવા જુએ છે, તો જેમ એક મહાસાગરમા નાનુ સરખુ નાવડુ તરતું હોય તેમ જેસલમેર દેખાવા લાગ્યુ, તરત દરવાજા બધ કરી આ હકીકતથી ભાટી રાજાને વાકિફ કર્યો, બંકો ભાટી રાજા આ વાત સાભળવાથી કંઈ પણ દિલગીર ન થતાં ઉલટો ખુશ ખુશ થઈ ગયો. મનમાં વિચાર કરવા લાગ્યો કે,—

"પરમેશ્વરે પ્રસગ તો બહુ સારો મેળવી આપ્યો, કારણુ કે ઘણા દિવસથી તરવારોનો તમાશો ખેલવામા આવ્યો નહોતો, તેથી ભુજાઓ ઉપર ભાર થયેલો હતો. હવે રણાગણમા શમશેરની રમતો રમાશે. વીર ક્ષત્રિયોના પરાક્રમો સારી રીતે પ્રસિદ્ધિ પામશે ઘણા દિવસની ભૂખી યોગિનીઓ શૂરાઓના રુધિરપાનથી તૃપ્ત થશે ગીધ, કાગ, શિયાળ, શ્વાન વગેરે માસાહારી પશુ પક્ષીઓને ઉજાણીઓ થશે, ભૂતનાથ તમામ ભૂતો સમેત રણક્ષેત્રને જોઈ મનમા મુદિત થઈ મુંડમાળા પહેરશે બહાદુર શૂરાઓ અપ્સરાઓને વરી સ્વર્ગનું અક્ષય સુખ ભોગવશે અહો ! એથી વધારે બીજો લાભ શો છે ?'

એમ પોતાના મનમા ને મનમા વિચાર કરી સેનાધિપતિને બોલાવી યવનોએ વગર કારણે આપણા કિલ્લા ઉપર ઘેરો ઘાલ્યો છે, તો તેમને તેમના અધમ કૃત્યનુ ફળ જલદીથી મળે, એવી તજવીજ કરવા હુકમ આપ્યો તરત લડાઈ શરુ થઈ અને બને બાજૂથી,

"કડાકડ કુબનાલ લાખોં કડકત હૈ !"

એ પ્રમાણે લાખો તોપોપર બત્તીઓ પડવા માડી તેાેના અગરાજ ગાજ અવાજથી નદી સરોવરનાં નીર ફૂટી જવા લાગ્યા ને ગર્ભવતી સ્ત્રીઓના ગર્ભ નિપાત થવા લાગ્યા જે દરવાજે જોધપુર મહારાજનુ સૈન્ય બાદશાહની કુમકે આવેલુ, તે તરફ ભાટી સરદારોએ વધારે ઉશ્કેરાઈ રાઠોડ સૈન્યનો ઘાણુ કાઢી નાખ્યો, અને પોતાના ધર્મને ભ્રષ્ટ કરનરા યવનોના સહાયક થવાથી શુ ફળ મળે છે, તે આ દુનિયાને પ્રસક્ષ દેખાડી આપ્યુ, આ પ્રમાણે ઘોર યુદ્ધ ચાર દિવસ સૂધી ચાલ્યું પરતુ જેસલમેરના કિલ્લો સ્વપ્નમા પણ હાથ આવે એવો સભવ મુસલમાનોને દેખાતો

નહિ. કારણ કે મુસલમાનના મોટા મોટા યોધાઓ સંખ્યાબંધ પડવા લાગ્યા; તેથી યવનસૈન્યમાં ભય સિવાય બીજું કાંઈ દેખાવા લાગ્યું નહિ. તો પણ ઝનુની મુસલમાનો પાછી પાની કરી નાસે તેવા નહોતા, "હિમતે મર્દાં તો મદદે ખુદા" એમ કહી કહી વધારે આવેશમાં આવ્યા; પાંચમા દિવસે જ્યારે રાત્રે પણ યુદ્ધ શરુ રાખ્યું ત્યારે તોપોના અવાજો થવા લાગ્યા, ઘોડાના હણહણાટ, હથીઆરોના ખડખડાટ, અને હાથીઓના ચીત્કાર શબ્દો, કાયરોનું ઉત્કાપાત, બૂમરાણ અને શૂરવીરોની વીર હાકોથી દશે દિશાઓ ખળભળી ઉઠી. આ શબ્દો અંતઃપુરમાં ભટિયાણીજીની સાથે વિનોદ કરવાવાળા રાજા જશવંતસિંહજીના કાને પડ્યા, કે તરત રાણીને પૂછ્યું કે, "આ શેના અવાજો થાય છે?" રાણીજીએ હાથ જોડી વિનતિ કરી કે, ગરીબનવાજ, દિલ્લીથી બાદશાહી અસંખ્ય સૈન્યે આવી જેસલમેરપર ઘેરો ઘાલ્યો છે, કારણ કે આપ નામદારે તેની સાઠી સાડત્રીશ કરોડ રૂપિયાની ત્રિજોરી લુટી લીધી છે. એ વેરથી આ વખતની ચઢાઈ છે; વળી ઓછામાં પૂરું આપે રસ્તામાં આવતી વખતે જોધપુર મહારાજથી વાધરીઆ બદલે વિરોધ કર્યો, તેથી તેમનું સૈન્ય પણ બાદશાહની મદદે આવેલુ છે; અને એને લીધે આજ પાંચ દિવસથી જેસલમેરમાં લોહીનાં આંધણુ છે. કોઈ સુખે નિદ્રા લઈ શકતું નથી. હજારો લાખો રાજપુતાણીઓના અહેવાતણનો અંત નજીક આવ્યો હોય એમ ભાસે છે." રાણીજીના મોઢાથી આ શબ્દ સાંભળતાંની સાથે રાજાએ મનમાં વિચાર કર્યો કે, "આ તમામ અનર્થનું કારણ આ વખતે હું થઈ પડ્યો છું અને હું અહી એશ આરામમાં રંગમહેલમાં રાગ રંગ કરું અને બિચારા નિરપરાધી રાજપૂતો વિના વાંકે માર્યા જાય, એ કેવું ખોટું કહેવાય? માટે આજે પ્રભાતના પહોરમાં તમામ વીરોને ઉપાધિથી મુક્ત કરી રણક્ષેત્રમાં કેસરીઆં કરવાં!" એવાને એવા વિચારમાં રાજાને નિદ્રા આવી નહિ અને પ્રાતઃકાળ થયો. રાજા ઉઠ્યો, પોતાના નિત્ય નિયમથી નિવૃત્ત થઈ એક સભા કરી, તેમાં પોતાના આઠે હજાર સરદારોને બોલાવરાવ્યા અને કહ્યું કે,—"આપણે માટે નિરપરાધી ભાટી સરદારો નાહક માર્યા જાય છે. એમ ન થાય તેટલા માટે આજે કેસરીઆં કરવાં એવો મારો વિચાર છે, તે વિષે તમો શું મત આપો છો?" પોતાના ધણીનાં આવાં વચન સાંભળી આજનો દિવસ ધન્ય છે, એમ કહી 'મહારાજા જશવંતસિંહનો જય' એ ઘોષથી આખી મેદની ગજાવી મૂકી. કેસરીઆં કરવાથી અમને બે પ્રકારે લાભ છે એમ પોતાનો ઇરાદો જણાવ્યો. આ ઇરાદાથી રાજાના હર્ષનો પાર રહ્યો નહિ. તમામે નાહીધોઈ નિત્ય નેમ કરી ખાણું વગેરે ખાઈ અગિયાર વાગે યુદ્ધમાં જવા

તૈયાર રહેવું, એવી આજ્ઞા કરી રાજા અંતઃપુરમાં ગયો. ત્યાં પાટ-મહીષી સાથે કેટલીક વાતચિતોનો ખુલાસો કર્યો; પછી અગિયાર વાગ્યાનો સુમાર થવા આવ્યો છે એમ ધારી પોતાના ખાનગી નિવાસમાં જઈ અસ્ત્રશસ્ત્ર સજી પોતાનો મનવેગ તોખાર લાવવા ચાકરને હુકમ આપી હવેલીના નીચે ચોકમાં આવી વિરાજ્યા; ત્યાં તમામ સરદારો પોતપોતાનાં હથિયાર પટીઆરો સજી વાહન ઉપર બેસી બેસી રાજાજીને જુહાર કરી કરી એ મેદાનમાં એકઠા થવા માંડ્યા. તે વખતે એક ચતુર દાસીને સમીપ બોલાવી રાજાજીએ કહેવડાવ્યું કે,—"દાસી! તારી બાઈ સાહેબને જઇને કહે કે, રાજા રણમાં જવા રજા માગે છે." આ સમાચાર દાસીએ રાણી આગળ વિદિત કીધા. વિચક્ષણ રાણી તરત સમજી ગયાં કે રાજાને મારી પાસે કહેવડાવવું છે કે, 'હું આપની પૂઠે સતી થઇશ.' પરંતુ એ વચન મારાથી શી રીતે કહેવાય? કહું તો એ અપશુકન કેમ ન ગણાય?" એવા એવા તર્ક વિતર્કો કરી છેવટે દાસી સાથે કહેવડાવ્યું કે, "હજૂરને મારા પ્રણામ સાથે વિનંતિ કર કે, "આપ રણક્ષેત્રમાંથી દુશ્મનોનો પરાજ્ય કરી વહેલા પધારજો." દાસીએ આ પ્રમાણે રાજાજીને આવીને વિનંતિ ગુજારી; પણ વીરરસમાં ઉન્મત્ત બનેલો રાજા તે વચનથી સંતુષ્ટ થયો નહિ; અને પુનઃ કહેવડાવ્યું કે "મારો રાજા રણમાં જવા રજા માગે છે." રાણીએ આ વચનનો પૂર્વવત્ જવાબ વાળ્યો તેથી રાજાએ પુનઃ કહેવડાવ્યું કે,—"પતિનો હુકમ આ ત્રીસરી વખતનો છે." એમ જાણી દાસીને ઉભી રહે એમ રાણીએ હુકમ કીધો અને પોતે એક કોરો ઘડો જળથી ભરેલો મંગાવી તેવડે સ્નાન કરી કોરાં વસ્ત્ર પહેરી સૂર્યનારાયણની વિનયપૂર્વક સ્તુતિ કીધી, અને પછી એક કટારવડે પોતાનું માથું ઉતારીને દાસીને આપ્યું. દાસીએ તે માથું લઈ રાજાજીના આગળ રજૂ કર્યું. માથું દેખતાંની સાથે જેમ શંકરે ત્રીજું લોચન ઉઘાડ્યું હોય તેમ ઉન્મત્ત બની રણજીત નોબતના પર ઘાવ કરવા હુકમ આપી પોતે વીર હાક વગાડી, એટલે તમામ સામંતોએ હરહર મહાદેવ એ શબ્દોથી રાજાને વધાવી લીધો. દરવાજા ઉઘડાવવા હુકમ આપી, પોતે પોતાના કટક સાથે યવનના સૈન્યમાં પ્રયાણ કીધું.

છંદ પદ્ધરી.—બાજીએ ઢોલ બાલુ તાન, ગાજીએ વિવિધ વાજિંત્ર આન.
જયુરી જયુરી જંગ જોધા અપાર, નાના અસ્ત્રશસ્ત્ર કરહૈં પ્રહાર.
ભણી તિષ્ટ તિષ્ટ ઇમ શબ્દશૂર, સબ નિજ નિજ પરાક્રમ કરહૈં પૂર.
રણલડત પડત ઉઠત અસેવ, સબ સમરત હે નિજનિજ સુદેવ.
મુખ જયતિ જયતિ કહિ દેત દોટ, તકી દાવ કરહૈં હથિયાર ચોટ.

મુંડતેં મેદની રહી છાય, નદ નાળ રુધિર વહીવહી જાય.
જ્યુરી આય કહર જોગની જમાત, હસતિ અધિક મન માંસ ખાત.
કંપત તમામ કાયરન કાય, શૂરવીર અંગ ઉછ્છ્વ ન માય.
અરછી કટાર તરવાર દાવ, પણ કારી પરસ્પર કરહું ઘાવ.
કડકત નાલ છુટક કમાન, ધુધલીત ભયો અસ્માન ભાન.
ડગમગીએ દશ હુ દિગપાલ સાથ, થરહરન લાગ્યા નાગેંદ્ર માથ.
તબ ધરણી ચઢી ચહુંઓર ચાક, લરથરહી રૈદબીન મુંડ છાક.
કંપત તમામ પશુ પક્ષી વર્ગ, હુવો દુલિત પ્રભાકર પુનિત સ્વર્ગ.
ગિરિ પરન લગે ગિરિ શિખર ટૂટ, સરિતા તડાગ નીર ગયે ખૂટ.
રત્નાકરજલ ખલભલ્યો ખાસ, તેહી વખત પર્યો ત્રિહીંભુવન ત્રાસ.

આવી રીતના દારુણ યુદ્ધથી લાખો મુસલમાનોના તથા હજારો રાજપૂતોના ઘાણ નીકળી ગયો. મુસલમાનો સંખ્યામાં ઘણા હતા, તથાપિ રાજપૂતે આગળ ટકી શક્યા નહિ અને નાસવા લાગ્યા. બહાદુર રાજપૂતોએ પણ વીરત્વ દર્શાવવામાં કાંઈ પણ બાકી રાખી નહિ, એટલે નાઠેલા મુસલમાનોની પૃઠ પકડી. તે જોઈ બહાદુર બહીલોલખાન વિચાર કરવા લાગ્યો કે "અણજીવત હું.મૃતકાળ અચ્છો." એમ કહી પોતાના સૈનિકોને કેટલાક કઠોર અને ઝનુન ઉપજાવનારા વચનો કહી રાજપૂતો સામે લડવા ઉભા રાખ્યા. ત્યાં મુસલમાનો એવા તો આવેશથી લડ્યા કે શેષ રહેલા રજપૂતોમાંથી ઘેર જઈ સંદેશો કહેનાર કોઈ પણ રહ્યું નહિ. મહારાજા જશવંતસિંહજી પણ રણમાં પડ્યા. એ જોઈ અંતરિક્ષથી વિમાનમાં બેસી રણકૌતુક જોનાર દેવતાઓએ પુષ્પવૃષ્ટિ પ્રતાપી રાજા ઉપર કરી. આ દારુણ યુદ્ધ વિલોકવા,

છંદ પદ્ધરી–ડમરુ બજાવતે ભૂતનાથ, લે ભૂત પ્રેત બૈતાલ સાથ.
આયે બિલોકને સમર ભોમ, નાચંત સંગ પલભક્ષ કોમ.

આવી રીતે રણક્ષેત્રમાં જોતા જોતા શંકર મહરાજ જશવંતસિંહજીની પાસે આવ્યા અને આ અમિત પ્રતાપવાળા વીર પુરુષને જોઈ વિસ્મય થયા. સાથે સતી હતાં, તેમણે રાજાના ગળામાં રાણીનું મસ્તક લટકાવેલું જોઈ વિચાર કર્યો કે, 'અહો આ પતિપત્નીનો પરસ્પર કેવો પ્રેમ! માટે મહારાજ આ પ્રેમપયોધિ દંપતીને તો જરૂર સજીવન કરો. સતીનાં આ વચનથી શંકરના કોમળ હૃદયમાં દયા ઉત્પન્ન થઈ.

કરુણા નિધાન કર ધરી શિવ, વરમાગ માગ એમ કહ્યો ઈશ.

એ વચન કૃપાળુ શંકરના મુખમાંથી નીકળતાંની સાથે અંતઃપુરમાંથી રાણીનું ધડ ત્યાં આવી પડ્યું અને રાજા તથા રાણી બન્ને સજી-

ચન થયાં. અને ઊંડી જુએ છે તો પરમકૃપાળુ જગન્નિયંતા આદરદાની (મનવાંછિત ફળ આપવાવાળા) અવિનાશી સદાશિવને પોતાના સમીપ પ્રસન્ન મુખમુદ્રાથી ઉભેલા જોયા. પોતાનું જીવન ધન્ય માની રાણીએ પ્રાર્થના કરી કે, કૃપાનિધિ કાં તો મારા તમામ સામંતોને સજીવન કરો અને કાં તો મને પૂર્વવત્ કરો એટલે મારી નાખો; કારણ કે આ તમામના કાળોત્રીઆં થઈ ઘેર જવું એ મને સારૂં લાગતું નથી. શંકરે પણ આ વચનથી દયાવંત થઈ અમૃતદૃષ્ટિથી જશવંતસિંહના આઠ હજાર સામંતોને સજીવન કીધા. સજીવન થએલા સામંતોને લઈ જેસલમેરથી કૂચ કરી સોનગઢ આવી પરમ પવિત્ર ભટીઆણીજીની સાથે સુખ ચેનમાં એકસો અઠ્ઠાવીશ વર્ષ નિષ્કંટક રાજ્ય કર્યું અને અંતે પોતાના પ્રતાપી પુત્ર માધવસિંહજીને વારસ મૂકી પોતે વૈકુંઠે સીધાવ્યા.

## સિંધુસુંદરી લાલાં

(લેખક: ઠક્કુર નારાયણ વિસનજી)

### પ્રથમ પરિચ્છેદ

**પ્રેમ સંપાદન**

સિંધુ દેશમાં અહમદશાહ નામનો એક મહાવિલાસી અને માની બાદશાહ થઈ ગયો છે. તે એકવાર ગ્રીષ્મઋતુમાં પોતાની રાજધાનીમાંથી નીકળીને 'રૂપેરી તળાવ' નામક સરોવર પાસેના પોતાના શીતલ ગ્રીષ્મસદનમાં આવીને રહ્યો હતો અને તેથી ત્યાં એક પ્રકારનો મહોત્સવ થઈ ગયો હતો. બાદશાહ પોતે યૌવનના વસંતકાળમાં વિહરતો હોવાથી તેની અલ્પ દાઢીના વાળ કાળા હતા અને તે શરીરે દૃઢ હોઈને દેખાવડો પણ હતો. તેણે અનેકવાર યુદ્ધમાં પરાક્રમો કરીને સારી કીર્તિ મેળવી હતી અને શાંતતાના દિવસોમાં જેમને પ્રોત્સાહન મળવાનો સંભવ હોય છે એવી કાવ્ય, ચિત્ર અને શિલ્પ આદિ કળાઓનો તે એક મુખ્ય પુરસ્કર્તા હતો. તે પોતાના મિત્રોને સાથે લઈને એક ચંદ્રિકામંડિત રાત્રિના સમયમાં સુવર્ણથી મઢેલી નૌકામાં બેસી, તે સુંદર સરોવરમાંના ઘાડી ઝાડીવાળા બેટોની સફર કરતો હતો, તે વેળાએ ચારણ અને ભાટોનાં કથાનકો અને ગાયન વાદન સાંભળીને એટલો બધો હર્ષમાં આવી ગયો કે, મનુષ્યને જેટલું સુખ આ જગતમાં પ્રાપ્ત થવું શક્ય છે, તેટલું સુખ સર્વ રીતે તેને પ્રાપ્ત થએલું છે, એમ તેની હર્ષિત મુખમુદ્રા ગર્વિતતાથી દર્શાવતી હતી. ગાયકમંડળમાં જે મુસલમાન ગવૈયા હતા, તેમણે પ્રથમ, બાદશાહે યુદ્ધોમાં મેળવેલા જયોનિશાનાં, સ્વર્ગની અપ્સરાઓ-

વિશેનાં અને ગુલ તથા બુલબુલના પ્રેમ વિશેનાં કવનો-ગાયનો-ગાઈ સંભળાવ્યાં. તેમની પછી એક હિન્દુ ભાટ રાજાએ હરિણ સમાન ચપળ, શ્રી રામચન્દ્રની પત્ની સીતા સમાન ચતુર, રૂપવતી અને વિનયશીલા એક રાજપૂત કુમારિકા હતી, તેનાં સ્તુતિસ્તોત્રોને લલકારવાનો આરંભ કર્યો. પ્રથમ તો તે રાત્રિની ચંદ્રિકા અત્યંત આહ્લાદકારક હતી અને તેમાં વળી એ ભાટની સંગીતકળાએ વિશેષ મોહકતા ઉપજાવી. તે સુંદર કવનના વિષયરૂપ રાજપૂત કુમારિકાના સ્વરૂપની સ્તુતિ સાંભળીને બાદશાહ તત્કાળ આસક્ત થયો અને તે ભાટને પૂછવા લાગ્યો કે;–

"ભાટરાજ, આવા પ્રકારનું એ સ્ત્રીરત્ન કયા કાળમાં થઈ ગયું અને તે લલના કયા મોટા કાફિરને વરી હતી?"

એના ઉત્તરમાં ભાટે જણાવ્યું કે;–"ગરીબપરવર, એ અલૌકિક અબળા અત્યારે હયાત છે અને અદ્યાપિ કુમારિકા છે. તેનું નામ લાલાં છે અને પર્વતસિંહ નામના રાજપૂત સરદારની તે એકની એક કન્યા છે. એ સુંદરીના સૌન્દર્યનાં સ્તુતિસ્તોત્રો જ અત્યારે હું ગાઈ રહ્યો છું."

"એમ કે ? વારુ, ત્યારે જો તમારા કથન પ્રમાણે ખરેખર જ તે બાળા સૌન્દર્યખનિ હશે, તો તેને અવશ્ય હું મારી બેગમ બનાવીશ. પરંતુ જો તેનું લાવણ્ય એવું ઉત્કૃષ્ટ નહિ હોય, તો તમારા આ અસત્યવાદમાટે તમને મરણની શિક્ષા સંભળાવવામાં આવશે." બાદશાહે કહ્યું.

એ પછી બાદશાહ ગહન વિચારમાં નિમગ્ન થઈ ગયો અને નાવિકોને તેણે નૌકાને પાછી સંગેમર્મરના ઘાટપર લઈ જવાનો હુકમ ફર્માવ્યો.

બીજે દિવસે અહમદશાહે પોતાના મુખ્ય બ્રાહ્મણ મંત્રીને બોલાવી મંગાવ્યો અને પર્વતસિંહની પુત્રી વિશેનો વૃત્તાંત તેને પૂછ્યો. તે બ્રાહ્મણે તે બાળાના સૌન્દર્યનું એવું તો ગંભીરતાયુક્ત ઉત્કૃષ્ટ વર્ણન કર્યું, કે ભાટે તેના સ્વરૂપની રૂપેરી તળાવમાં ચંદ્રિકા મધ્યે જે સ્તુતિ કરી હતી, તેની સત્યતા વિશે બાદશાહનો પૂરેપૂરો નિશ્ચય થઈ ગયો. કામવિકારથી પીડાતા બાદશાહને એથી વિશેષ અન્ય કોઈ પણ વસ્તુની આવશ્યકતા નહોતી. તેણે તત્કાળ તે બ્રાહ્મણને આજ્ઞા કરી કે;–

"લાલાંને મારી બેગમ બનાવવાનો મારો મનોભાવ હોવાથી એ લગ્નસમારંભ કરવાનો મારો નિશ્ચય થઈ ચૂકયો છે; એમ પર્વતસિંહને જઈને જણાવો અને હા નાનો જવાબ લાવો."

જો કે બાદશાહનો આવો નિશ્ચય થયો ખરો, પણ તે સુંદરી તેને સહજ પ્રાપ્ત થઈ શકે તેમ નહોતું. આજપર્યન્ત અનેક રાજપૂત લોકોએ અહમદશાહ બાદશાહ અને તેના દરબારના અમીર ઉમરાને પોતાની પુત્રીઓ લગ્નમાં આપી હતી; પરંતુ પર્વતસિંહ શુદ્ધ ક્ષત્રિય હોવાથી

ગમે તેમ થાય, તોપણુ પોતાના કુળને કલંકિત ન થવા દેવું, એવી તેની દઢ પ્રતિજ્ઞા હતી. એથી અહમદશાહની માગણીને માન્ય રાખવાથી લાલાંને આટલા મોટા બલાઢ્ય બાદશાહની પટરાણીનું પદ મળવાનો સંભવ છે, એ જાણવા છતાં પણ એ લાલચમાં પડીને એક મુસલમાન સાથે પોતાની પુત્રીને પરણાવીને તેને જાતિભ્રષ્ટ અને પતિત કરવાની તેની લેશ માત્ર પણ ઇચ્છા નહોતી. તથાપિ એ ઘટનાના પ્રતિબંધમાટેની તૈયારીનો સમય મળી શકે, એટલા માટે તેણે બાહ્યતઃ બાદશાહની માગણીનો સ્વીકાર કર્યો. એ પછી અસીલોડના પાર્વતીય દુર્ગમાં જઇને તેણે પોતાના સગાસંબંધી અને પોતાના તાબામાંના જાગીરદારોને બોલાવ્યા અને કહ્યું કે;–"આ અપમાનકારક સંબંધ ન થવા દેવાના કાર્યમાં તમો સર્વ મહાશયોએ મળીને અત્યારે મને સાહાય્ય આપવું જોઇએ."

પર્વતસિંહના આ પ્રપંચની વાર્તા બાદશાહના સાંભળવામાં આવતાં તેણે યુદ્ધમાટે તૈયાર રહેતા પોતાના દશહજાર સૈનિકોને એકત્ર કર્યા. એમ કરવામાં તેનો હેતુ એવો હતો કે, જો જરૂર પડે તો રાજપૂતોના કિલ્લાપર તત્કાળ હલ્લો કરી શકાય; અને જો સમાધાનપૂર્વક કાર્ય પાર પડી જાય, તો લાલાંને લાવવામાટે એ જ સૈનિકો સંરક્ષક તરીકે કામમાં આવી શકે. એ સૈન્યનો સેનાધ્યક્ષ તે પોતે જ થયો. તે પોતાના બાદશાહી હાથીપરની સોનાની અંબાડીમાં બેઠો અને ઉત્તમ પ્રકારનાં સાધનોથી શૃંગારેલો એક બીજો હાથી તે સુંદરી લાલાંના સ્વાગતમાટે તેણે પોતાની સાથે લીધો. એવી રીતે મનમાં કોઈ પણ પ્રકારની શંકાને સ્થાન ન આપતાં બાદશાહ અસીલોડ કિલ્લાના તટ પાસે આવી લાગ્યો, અને 'મારે અંદર આવવાનું છે, માટે કિલ્લાના દરવાજા ઉઘાડી નાખો' એવો તેણે તત્કાળ સંદેશો કહાવી દીધો. એ સંદેશાના ઉત્તરમાં એક બાણ સનનન કરતો આવીને અચૂક અહમદશાહની અંબાડીના કળશમાં આવીને ભરાયો અને ડોલવા લાગ્યો. એ બાણમાં એક ચિઠ્ઠી બાંધેલી હતી અને તેમાં આમ લખેલું હતું;–"અરે વાનરવદનના જંગલી મનુષ્ય, પર્વતસિંહની પુત્રીના હસ્તની માગણી કરવા જેટલો જે તું મગરૂર બની ગયો છે, તે તારા મસ્તકપરના કળશપર જે બાણાવલીએ આ બાણ છોડ્યો, તેણે જો ધાર્યું હોત તો એ જ બાણને તારા મસ્તકમાં પ્રવેશ કરાવીને તારા ભેજાને બહાર કાઢી નાખ્યું હોત! અર્થાત્ હજી પણ સમય હાથમાં હોવાથી જ્યાં સુધી કમબખ્તી નથી આવી ત્યાં સુધીમાં સાવધ થઇને અહીંથી પાછો ચાલ્યો જા!" એ પ્રમાણે જ વળી રાજપૂતોના રિવાજ પ્રમાણે બાદશાહે વર અને ધૂવમાટેનો જે વસંત ( પોશાક વગેરે) મોકલી આપ્યો હતો, તે એકાદ ફાટેલાં ચીથરાંના પોટલા પ્રમાણે ધિક્કાર-

પૂર્વક તે રાજપૂતોએ કિલ્લાની દીવાલપરથી નીચે નાખી દીધો અને તે બાદશાહના હાથીના પગ પાસે ધૂળમાં આવી પડ્યો. સારાંશ કે, ઉભય પક્ષના પરસ્પર કલહનો આરંભ થવાથી 'મારવું કે મરવું' એવા ભયંકર યુદ્ધનો બહુધા નિશ્ચય થઈ ચૂકયો. અસ્તુ; અહમદશાહે પોતાના અપમાનને ગળી જઇને બીજી વધારે હાનિ ન થઈ પડે, એટલા માટે નાકને મુઠ્ઠીમાં દબાવીને પોતાના ખુલ્લી અને રક્ષણ વિનાની જગ્યામાં પડેલા સૈન્યને પાછું ફેરવ્યું; કારણ કે, રાજપૂતોનો યુદ્ધ કરવાનો દૃઢ નિશ્ચય થઈ ચૂકયો હતો, અને તેથી કદાચિત્ તેઓ એકાએક મારા અને મારા સૈનિકોપર બાણોની વૃષ્ટિ વર્ષાવશે, એવા ભયનો તેના હૃદયમાં ઉદય થયો હતો.

હવે, કિલ્લાને ચારે તરફથી ઘેરો ઘાલીને બેસવું, એ જ લાલાંને પ્રાપ્ત કરવાનો એક માત્ર માર્ગ અવશિષ્ટ રહ્યો હતો, અને તેથી અહમદશાહે એમ કરવાનો જ ઠરાવ કર્યો. કિલ્લાના સંરક્ષણમાટે અસોડ દુર્ગમાં ત્રણ હજાર શૂરવીર રાજપૂત સૈનિકોને રાખવામાં આવ્યા હતા. લાલાં અને તેના પિતાને અનુકૂળ કરી લેવામાટે અહમદશાહે તેમના તરફ રત્ન આદિનાં જે બહુમૂલ્ય નજરાણાં મોકલ્યાં હતાં, તેમનો રાજપૂતોએ કિલ્લાની તટબંદીને મજબૂત કરવાના અને જે પડે તે પૈસા આપીને તટપરના લોકોને ઉત્તમ શસ્ત્રો આપી સજ્જ કરવાના કાર્યમાં ઉપયોગ કર્યો. બાદશાહના ઘેરો ઘાલી બેઠેલા સૈનિકો કિલ્લાની દીવાલ પાસે આવે કે રાજપૂતો તેમનાપર બાણોની મૂસળધાર વૃષ્ટિ વર્ષાવતા અને ત્યાં એકઠા કરી રાખેલા મોટા મોટા પત્થર ફેંકતા હતા. એવી રીતે મુસલમાન સૈનિકોના નાશનો અવ્યાહત ક્રમ રાજપૂતોએ ચલાવ્યો. કોઈ કોઇવાર તેઓ શત્રુ પક્ષના સૈનિકોને કિલ્લાની દીવાલપર ખુશીથી સીડીઓ લગાડવા દેતા હતા; પણ તેઓ તેનાપર ચઢીને કિલ્લાની દીવાલની ટોંચે આવી પહોંચે, તે પહેલાં લાંબા લાંબા સોટાની મદદથી તે સીડીઓને નીચે ધકેલી દેતા હતા અને તેથી ઉપર ચડનારા પછડાઇને મરી જતા હતા. એવી રીતે બાદશાહના હલ્લો કરીને કિલ્લાને સર કરવાના સર્વ પ્રયત્નો જ્યારે નિષ્ફળ થઈ ગયા, ત્યારે એવી રીતે કિલ્લો હાથમાં આવવો અશકય છે; એમ ધારીને તેણે હલ્લો કરવાના ક્રમનો સર્વથા ત્યાગ કરી દીધો. અર્થાત્ હવે એકંદર રીતે કિલ્લો હાથમાં આવવાનું કામ બહુ જ લાંબી

કબૂલ નહોતી; અને તેથી શરણે જવા છતાં પણ આપણને બાદશાહ તરફથી જોઇતી સગવડો મળશે, એવી કિલ્લામાંના લોકોને લેશ માત્ર પણ આશા નહોતી.

એટલે રાજપૂતોએ શત્રુના શરણ કરતાં મરણ સારું છે, એવો જ પોતાના મનનો નિર્ધાર કર્યો. પણ જો આપણે મરી જઇશું તો આપણી સ્ત્રીઓ અને પુત્રીઓ વિજયી મુસલ્માનોના હાથમાં સપડાશે અને તેઓ તેમને પોતાની બીબીઓ અથવા તો રાખેલી કરીને રાખશે, એ ભવિષ્યને તેઓ સારી રીતે જાણતા હતા. આવી ભ્રષ્ટતા ન થાય, એટલા માટે 'જોહાર' નામક ભયંકર વિધિ કર્યા વિના તેમના માટે બીજો માર્ગ જ નહોતો. પ્રથમ પોતાની સ્ત્રીઓ અને પુત્રીઓ આદિને બાળી નોખીને પછી જીવપર ઉદાર થઈ શત્રુના અગાધ સૈન્યપર કેસરિયાં કરી તૂટી પડવું, એને રાજપૂતો "જોહાર"ના નામથી ઓળખે છે.

એ ભયંકર સંકટના સમયમાં, 'અમારા શિરપર આવી પડેલા ભારને સહન કરવાને અમે તૈયાર છીએ' એમ સ્ત્રીઓએ કહ્યું. તેમનામાંની થોડીક સ્ત્રીઓએ બખ્તર અને શસ્ત્રાસ્ત્રને ધારણ કરીને પોતાના પતિ, પિતા અને ભ્રાતા સાથે શત્રુઓ સમક્ષ યુદ્ધ કરવા જવાની આજ્ઞા માગી અને તે આજ્ઞા તેમને આપવામાં આવી. પર્વતસિંહની પત્ની પોતાની અને અન્ય સ્ત્રીઓનીવતી પોતાના પતિને ધીમેથી કહેવા લાગી કે;—"મુસલ્માનોની બીબીઓ અથવા રખાયતો થવા કરતાં પ્રતિષ્ઠામાં જ અગ્નિકાષ્ઠને ભક્ષીને આનંદથી આ અસાર સંસારને ત્યાગી જવાને અમો તૈયાર છીએ. પરલોકમાં પ્રયાણું કરી પોતાના પ્રિયકર અને આપ્તઇષ્ટોના સમાગમમાં રહેવું, એ અમારામાટે અધિક હિતકર છે!" એ પછી રાત્રિના સમયમાં એક ભયાનક વિશાળ ચિતા ખડકીને તૈયાર કરવામાં આવી. પ્રથમ તો કિલ્લામાંનું બધું ઝવેરાત અને બીજી કીમતી ચીજો તે ચિતામાં નાખી દીધી અને ત્યારપછી તરુણ, પ્રૌઢ અને વૃદ્ધ સર્વ સ્ત્રીઓએ પોતાનાં સંતાનો સહિત ચિતામાં પડીને અથવા તો તલવારથી મસ્તકો વાઢીને પોતાના પ્રાણ પરમેશ્વરને અર્પણ કરી દીધા. સારાંશ કે, અશોડમાં એક પણ રાજપૂત રમણી અવશિષ્ટ રહી નહિ.

દિવસ ઊગતાંજ પુરુષોમાટે પ્રાણબલિદાન આપવાનો સમય આવી લાગ્યો. પરંતુ તેઓ શત્રુની તલ્વારોને પોતાના પ્રાણની આહુતિ આપીને કાંઇક સરળ અને સુખકારક રીતિથી આ લોકનો ત્યાગ કરવાના હતા. એ જાત્યભિમાને અને દેશાભિમાનનું કૃત્ય તેમણે સર્વથા જેવી રીતે વિધિપૂર્વક કરવું જોઇએ, તેવી રીતેજ કર્યું. તેમણે પોતાનાં શિરસ્ત્રાણોમાં પવિત્ર તુલસીદલ ધારણ કર્યાં, ગળામાં શાલિગ્રામ બાંધી લીધા

અને સ્વર્ગીય અપ્સરાઓ સાથેના લગ્નસંબંધને દર્શાવનારા મુકુટોથી પોતાનાં મસ્તકોને મંડિત કર્યા. અરુણોદય થતાં જ તે અઢી હજાર રણશૂર રાજપૂતો કેસરિયાં કરીને કિલ્લાના સિંહદ્વારના અંદરના ભાગમાં એકઠા થયા અને એને જ પોતાનો છેલ્લો મેળાપ ધારીને તેમણે પરસ્પર દૃઢ આલિંગનો આપ્યાં. ત્યાર પછી તેમણે કિલ્લાના દરવાજા ઊઘાડી નાખ્યા. પર્વતસિંહ અને તેનો પુત્ર યુવરાજ રામસિંહ એ બન્ને રાજપૂત સૈન્યના સેનાપતિ થયા અને સર્વજને એકત્રતાથી શત્રુસૈન્યપર આક્રમણ કર્યું. તેમણે મુખ્યત મધ્યભાગપર, એટલે કે જે સ્થાનમા બાદશાહના લીલા રંગના તંબૂપર મહમ્મદ પયગબરના ચિન્હવાળી ધ્વજા ફરકતી હતી, તે સ્થાનમાં જઈ પહોંચવાનો નિશ્ચય કર્યો. મરણકાળની વેદના સર્વેએ એક સરખી ભોગવવી જોઇએ, એવા હેતુથી પર્વતસિંહ અને રામસિંહ પોતાના સાધારણથી પણ સાધારણ લોકોની સાથે ચાલ્યા જતા હતા. તેમનામાં ભેદ માત્ર એટલો જ હતો કે, પર્વતસિંહના શિરપર રાજચિહ્ન એટલે કે છત્ર હોવા સાથે રાજપૂતોની ધ્વજા ફરકતી હતી. તે ધ્વજાપર તેના વંશની ચંદ્ર અને સૂર્યમાંથી થએલી ઉત્પત્તિને દર્શાવનારી જરીના તારની પ્રતિમાઓ આલેખેલી હતી. આ ચિહ્નો તેને અપાયકારક હતાં, કારણ કે, તેમના યોગે શત્રુઓના અસહ્ય આઘાતો થવાનો સંભવ હતો પરંતુ એ વાર્તા વિશેષ વિચાર કરવા યોગ્ય નહોતી; કારણ કે, તે સર્વ સ્વર્ગારોહણનો નિશ્ચય કરીને તો રણક્ષેત્રમાં આવ્યા હતા; માત્ર કોઈ પ્રથમ અને કોઈ પછીથી મરણશરણ થવાનો, એટલો જ માત્ર તેમાં પર્યાય હતો.

મુસલમાની ફોજ માટીના એક મોટા કોટનો આશ્રય કરીને ઊભેલી હતી. પરંતુ તે લોકોપર રાજપૂતોએ અચાનક આક્રમણ કરવાથી તે કોટને ફોડીને તેની અંદર ઘુસી જવામાં તેમને વિશેષ પ્રયાસ કરવો ન પડ્યો. એવી રીતે જ્યાં બાદશાહનો તંબૂ હતો ત્યાં સુધી રાજપૂતો કાપાકાપી કરતા આગળ વધી ગયા. રાજપૂતોને અચાનક પોતાના તંબૂ સુધી આવેલા જોઇને અહમદશાહ ઊતાવળ કરી પોતાના હાથીના હોદ્દામાં ચઢી બેઠો અને તેથી રાજપૂતોના આક્રમણથી વિખરાયલી મુસલ્માન સેનાનો લોકો તે સ્થાનમાં આવીને એકત્ર થવા લાગ્યા. તથાપિ ઘેરો નાખવાના કાર્યમાં રોકાયલા બીજા સૈનિકોને આક્રમણવાળા સ્થાનમાં એકત્ર કરતાં મુસલ્માનોને ઘણો સમય લાગી ગયો. એ અવધિમાં બાદશાહે વિલક્ષણ ધૈર્યથી પોતાના સ્થાનને જાળવી રાખી સૈનિકોને શબ્દ તથા અંગવિક્ષેપથી ઉત્તેજન દેવાના કાર્યને ચાલૂ રાખ્યું હતું. રાજપૂતો તેમનાપર ધસી આવતા, તો તેમનાપર વચ્ચે વચ્ચે તે બાણ પણ ચલાવતો હતો. એ વેળાએ ખરેખર તેના મરી જવાનો અથવા તો શત્રુના હાથમાં બંદિવાન

તરીકે જઈ પડવાનો પ્રસંગ આવી લાગ્યો હતો; પરંતુ તેના સર્વ સૈનિકો હાથીની આગળના ભાગમાં ગોઠવાઈ ગયા અને તેમનામાંના ઘણા ખરા મરી જતાં સુધી લડતા રહ્યા, તેથી જ બાદશાહપરનો તે અનિષ્ટ પ્રસંગ ટળી ગયો. તેમના સ્થાનમાં બીજા લોકો આવ્યા અને તેઓ પણ તેટલી જ દૃઢતાથી યુદ્ધ કરવા લાગ્યા. એવી રીતે રાજપૂતોને પ્રત્યેક પગલે જે વિઘ્ન આવતું હતું, તે અનિવાર્ય હોવા છતાં તેનો પ્રતિકાર કરીને રાજપૂતો આગળ અને આગળ વધતા જતા હતા. અંતે તેઓ બાદશાહના હાથી પાસે આવી લાગ્યા અને એ વેળાએ હાથીનો હોદો રાજપૂતોનાં બાણ તથા બર્છીઓવડે આચ્છાદિત થઈ ગયો!

એ વેળાએ યુવરાજ રામસિંહે એવા તો અલૌકિક શૌર્ય અને સાહસનું કૃત્ય કર્યું કે, તેનાયોગે રાજપૂતો મુસલ્માન પાસેથી જે વૈરનો બદલો લેવાને તલસી રહ્યા હતા, તે બદલો સારી રીતે લેવાનો પ્રસંગ આવી લાગ્યો. તે એકદમ અહમદશાહના હાથીના પેટતળે ધસી ગયો અને પોતાના જંબીઆથી તેના તંગને તેણે કાપી નાખ્યો. એથી તેનાપરનો હોદો તરત નીચે સરક્યો અને બાદશાહ પોતે ધૂળમાં આવી પડ્યો! તત્કાળ પાસેના એકબે રાજપૂતો અને રામસિંહ પોતે જેવી રીતે ચીતો હરિણપર ઝડપ નાખે છે, તેવી રીતે બાદશાહના શરીરપર તૂટી પડ્યા. પરંતુ તેમને તેના શરીરપર વાર કરવાનો અવકાશ મળી શક્યો નહિ. બાદશાહ તરત પોતાની તલ્વાર સાથે ઊઠીને ઊભો થઈ ગયો અને પોતાના નજીકના સૈનિકો મદદે આવી લાગે ત્યાંસુધી પોતાના તલ્વાર ચલાવવાના હસ્તકૌશલ્યવડે પોતાનો બચાવ કરતો રહ્યો.

એ પછી ઘણીકવાર સુધી કોઈની પણ અધિકતા કિંવા ન્યૂનતા ન થતાં સમાન સ્થિતિમાં યુદ્ધ ચાલતું રહ્યું. પણ પછીથી ઘેરાના કામમાં રોકાયલા મુસલ્માન સૈનિકો દૂર દૂરથી આવીને જેમ જેમ ત્યાં વધારે સંખ્યામાં એકઠા થતા ગયા અને પોતાના પક્ષને સાહાય્ય કરવા લાગ્યા, તેમ તેમ ધીમે ધીમે યુદ્ધનું સ્વરૂપ બદલાતું ગયું. મધ્ય ભાગમાં એટલે કે જે સ્થાનમાં રાજપૂત લોકો બળપૂર્વક આવી લાગ્યા હતા, તે સ્થાનમાં બન્ને બાજૂથી મુસલ્માન સૈનિકોએ તેમના પર આક્રમણ કરીને અંતે તેમને બરાબર ઘેરી લીધા. પોતાને આવી રીતે બન્ને બાજૂથી ઘેરાયલા જોઈને રાજપૂતોએ પોતાના સૈન્યની વર્તુલાકાર રચના કરી અને કેવળ પોતાના પક્ષના મરી ગયેલા લોકોનાં મડદાંના ઢગલાના આશ્રયથી પોતા કરતાં અનેકગણા અધિક શત્રુસૈન્ય સાથે લઢીને તેઓ પોતાનો બચાવ કરવા લાગ્યા. હવે તેઓ આગળ વધી શકે, એવી લેશમાત્ર પણ સગવડ કિંવા શક્યતા નહોતી; અને ક્ષણે ક્ષણે તેમની સંખ્યામાં ઘટાડો

થતો હોવાથી ધીમેધીમે તેમને પોતાના તે વર્તુળને સંકુચિત કરવું પડ્યું. તેમ જ યુદ્ધવ્યાપાર અવ્યાહત ચાલતો હોવાથી તેમની તલવારો બુઠ્ઠી થવા લાગી, તૂટવા લાગી અને તેમનામાંની શક્તિનો અંત આવવા લાગ્યો. એથી તત્કાળ ઘણાક વીરોને શત્રુને સંહારવાના કાર્યનો ત્યાગ કરીને કેવળ સ્વરક્ષણના વ્યવસાયનો જ સ્વીકાર કરવો પડ્યો. તથાપિ વચ્ચે વચ્ચે તેમનામાંના થોડાથોડા લોકોના સમુદાયો જીવની પરવા ન રાખતાં મુસલ્માન સૈનિકોના મધ્યમાં ઘુસી જતા હતા અને ત્યાં જેટલાને ઠાર કરી શકાય તેટલાને ઠાર કરીને પોતાની ઇચ્છા પ્રમાણે પરલોકના માર્ગનો સ્વીકાર કરી લેતા હતા.

લડાઇની એ ધામધૂમ ચાલતી હતી, એવામાં મુસલ્માનોએ પર્વતસિંહનાં રાજચિન્હોને એટલે કે તેનાં છત્ર અને ધ્વજાને હસ્તગત કરી લેવાનો પોતાથી કરી શકાય તેટલો પ્રયત્ન કર્યો; પરંતુ તેનો કશો ઉપયોગ થયો નહિ અને તેનાં રાજચિન્હો જેવાં ને તેવાં જ ઉભાં રહ્યાં. એ ઘનઘોર યુદ્ધમાં પર્વતસિંહ પોતાના શૂરવીર પૂર્વજો પ્રમાણે પરાક્રમ બતાવતો અને શત્રુદલને સંહારતો હતો, એવામાં અચાનક તેના વક્ષઃસ્થળમાં એક બાણે પ્રવેશ કર્યો અને તેના યોગે તત્કાળ પોતાના શતાવધિ સ્વામિનિષ્ઠ સેવકો જ્યાં ગતપ્રાણ થઇને પડ્યા હતા ત્યાં તેમના મધ્યમાં જ પડીને તેણે પણ આ અસાર અને નશ્વર સંસારનો સદાને માટે ત્યાગ કરી દીધો. એથી યુવરાજ રામસિંહ પિતાના છત્ર તળે ઉભો રહીને રાજપૂતોની ધ્વજાના રક્ષણમાટે પુનઃ ઘનઘોર સંગ્રામ કરવા લાગ્યો. એ વેળાએ તે તરુણ રાજપુત્રની તલવારના તૂટીને કકડા થઈ જવાથી પાસે આવેલા એક હૃષ્ટપુષ્ટ મુસલમાન સૈનિકના હાથમાંની તલવાર તેણે છીનવી લીધી અને તે તલવારવડે ત્રેવીસ શત્રુના પ્રાણ લીધા પછી પોતાના વંશના વૈભવને દર્શાવનાર તે ચંદ્રસૂર્યપ્રતિમામંડિત ધ્વજાસહિત રણાંગણમાં તે પતન પામ્યો અને એ ઘોર યુદ્ધની તેના પતન સાથે જ સમાપ્તિ થઈ ગઈ. રણભૂમિમાં જે પાંચ હજાર લોકો આજે કામ આવ્યા હતા, તેમનાં અંગપર માટી અને ધૂળનાં આચ્છાદનો પ્રસરી ગયાં, અને મુસલ્માનો જોરથી 'દીન દીન' શબ્દ કરવા લાગ્યા. 'હરહર મહાદેવ'નો ધ્વનિ સંભળાતો બંધ થઈ ગયો. અમોડના સર્વ રણશૂર અને મહાવીર રાજપૂતો એ ભયાનક યુદ્ધમાં જો કે સ્વર્ગવાસી થયા, પરંતુ રણભૂમિમાં પોતાનાં શરીરોને ત્યાગવા પૂર્વે તેમણે તેટલાજ કિંબહુના તેથી પણ અધિક શત્રુઓને યમ સદનમાં પહોંચાડી દીધા હતા. મુસલ્માનોએ તેમના પ્રાણ તો લીધા, પણ બહુ મોંઘી કીમતે!

હકીકતરાયે ગંભીરતા અને શાંતિથી ઉત્તર આપ્યું કે;–"ભાઈ, તું ? કાર્યમાટે અહીં આવેલો છે, તે કાર્યને પૂર્ણ કર. ઉપદેશ આપવાની શી પણ આવશ્યકતા નથી."

જલ્લાદે જોયુ કે, કોઈ પણ રીતે એ માને તેમ નથી, એટલે તે લાચાર થઈને બોલ્યો કે; "ખ્બર-તારી જ્યારે એવી જ ઇચ્છા છે, તો હેઠો બેસી જા અને પોતાના ભગવાનનું ધ્યાન ધરીને ગર્દન ઝુકાવ."

જલ્લાદની એ આજ્ઞા સાભળતા જ હકીકતરાય ગોઠણભડીએ બેસી ગયો અને એકધ્યાનથી મસ્તક નમાવીને ઈશ્વરના ધ્યાન તથા નામસ્મરણમાં નિમગ્ન થયો. પ્રાર્થનાની સમાપ્તિ કરીને તે બોલ્યો કે;–"હવે, ભાઈ, તારા કામને તું આટોપી લે!" બસ-થઈ ચૂક્યુ. જલ્લાદે એક જ–માત્ર એક જ વારના તલવારના વારથી તેના મસ્તકને ધડથી જૂદું કરી નાખ્યુ. ધર્મવીર હકીકતરાયનો આત્મા આ નશ્વર વિશ્વમાથી તે અક્ષય સુખકારી પરલોકધામમા પ્રયાણ કરી ગયો. તે આ લોકમાં અક્ષય કીર્ત્તિમાન્ અને પરલોકમાં પણ યશોભાગી થયો!!!

અહા, ધન્ય છે એ ધર્મપરાયણ વીર હકીકતરાયને, કે જેણે પવિત્ર આર્યધર્મની રક્ષામાટે પોતાના ક્ષત્રિયકુળની મહત્તાનું વિશ્વને પ્રત્યક્ષ દર્શન કરાવ્યુ! પ્રાણ જતા પણ પોતાના ધર્મને ત્યાગવો નહિ, એ આર્યધર્મના તત્ત્વની ભાવનાનો સર્વને પરિચય કરાવી પોતે નશ્વર દેહને ત્યાગી શાશ્વત કીર્ત્તિને વિસ્તારી ગયો! ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને કહેલું છે કે–

"स्वधर्मे निधनं श्रेय. परधर्मो भयावहः"।

'પોતાના ધર્મમા મરણ પણ શ્રેષ્ઠ છે અને પરધર્મ ભયકારક છે' એ તત્ત્વને કર્તવ્યદ્વારા તેણે પ્રત્યક્ષ કરી બતાવ્યુ.

આર્યજનની ભારતભૂમિ, તું હકીકતરાય જેવા સત્યધર્મશીલ સંતાનોને ઉત્પન્ન કરી પોતાના નામને પુન· એકવાર સંસારમાં વિખ્યાત કર! હે પરમાત્મન્, તું આર્યોના હૃદયમાં હકીકતરાય જેના સાહસ અને ધર્મસ્નેહની સ્થાપના કર, કે જેથી અમો તારા પવિત્ર વૈદિક ધર્મના મહત્ત્વને જાણી સત્ય આર્ય થવાની યોગ્યતાને પ્રાપ્ત કરી શકીએ. તથાસ્તુ.

## દાહિર દુહિતા

મધુર ફળોનો, જેવી રીતે પક્ષી વૃન્દની તેમનાપર ધાડ પડવાથી, વિનાશ થઈ જાય છે, તે જ પ્રમાણે આર્યાવર્તરૂપ મધુર ફળપર મુગલ, અરબ, પઠાણ, બલૂચી અને યૂનાની ઇત્યાદિ માનવરૂપ અકરાતિયા ક્રૂરકર્મવાળા પક્ષીઓએ ધાડ લાવીને એક સમયમા પોતાના ધર્મોન્માદ, દ્વેષભાવ,

તિરસ્કાર, શૂરત્વ, નિર્દયત્વ તથા અજ્ઞાનવડે આપણા સુસંપન્ન સુવર્ણદેશ આર્યાવર્ત્તના કકડે કકડા કરી નાંખ્યા હતા!

ઉપર્યુક્ત ક્રૂર જાતિઓના સહવાસથી આર્યાવર્તવાસિની શાંતિનો ભંગ થયો અને તેમની ક્રૂરતાની છટાનો અહીંના શાંત તથા ગંભીર વૃત્તિના લોકોને ચેપ લાગતાં તે લોકો વિલક્ષણ ક્રૂરકર્મી બની ગયા! તેમની શાંતતાનો ભંગ થતાં જ ઐક્યનો અભાવ, દુર્દમનીય કલહ, અનાચાર અને સુવિચારશક્તિનો લોપ ઇત્યાદિ કારણોના યોગે આ દેશ અવનતિના માર્ગમાં ગમન કરવા લાગ્યો!

"સ્વધર્મે નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહઃ" એ વચન અનુસાર ક્ષત્રિયોએ, ધર્મક્રાંતિ અને સ્વધર્મપ્રસારના ઉદ્દેશથી આવેલી ક્રૂર જાતિઓના લોકો સાથે સમાગમ રાખવામાં ન્યૂનતા કરી નહિ. જો કે તેઓ આપણા પુરાતન અને પરમ પૂજ્ય ધર્મના ઉદાત્ત આચરણાદિ નિયમો પ્રમાણે વર્ત્યા, એમાં તો સંશય નથી જ; પરંતુ એ વિશ્વાસઘાતક, સ્વાર્થપ્રિય અને મંદમતિ યવનજાતિ સાથે કેટલાક પ્રસંગે અતિ વિશ્વાસ અને ભોળાઇથી વર્તવાથી તેમનો સર્વથા વિનાશ થઈ ગયો અને તેઓ પોતાના સર્વસ્વને સદાને માટે ખોઈ બેઠા, એમ કહેવામાં લેશમાત્ર પણ પ્રસવાય નથી. ધર્માન્ધતાથી આપણી કેટલા પ્રમાણમાં અને કેવી હાનિ થએલી છે, એ વિશેનાં ઉદાહરણો ઇતિહાસમાંથી એક નહિ, પણ અનેક મળી આવે છે.

એક સમયમાં એ ધર્માન્ધ લોકોએ પોતાનાં નરમેધ આદિ અનન્વિત કૃત્યોવડે આ શાંત નંદનવન સમાન ભૂમિને યમપુરી સમાન બનાવી દીધી હતી! સ્વધર્મ અને સ્વાધિકાર સ્થાપનની પ્રબલતર ઇચ્છાથી આર્યાવર્તમાં આવેલા એ લોકોએ અત્યાચાર, લૂટ અને કાપાકાપીનો અખંડ વ્યાપાર ચલાવ્યો હતો. તેઓ સ્વાભાવિક જ ક્રૂર, નિર્દય, ઉન્મત્ત અને વિદેશીય તથા વિધર્મીય હોવાથી પોતાના રીતિરિવાજોનો આ દેશમાં પ્રસાર કરવા માટે તેમણે અહીંના પવિત્ર ધર્મ, ધર્મબાંધવ અને ધર્મભગિનીઓનો અમાનુષ અને અનિર્વાચ્ય છળ કર્યો હતો; તેઓ અહીંથી અપરિમિત ધન લૂટી ગયા હતા, લક્ષાવધિ સુસમૃદ્ધ દેવાલયોનો વિધ્વંસ કરી નાખ્યો હતો; અસંખ્ય મનુષ્યોના શોણિતથી ભૂમિને રક્તવર્ણ કરી હતી અને દેશના સમૃદ્ધ તથા સંપત્તિયુક્ત ભાગોને રૂક્ષ અને ભિક્ષુક બનાવી દીધા હતા! યવનોના અત્યાચારથી ફળદ્રૂપ દેશ મરુભૂમિ સમાન થઈ ગયો! ધાન્યપૂર્ણ ક્ષેત્રો કંટકસમાકીર્ણ થઇને ક્રૂર શ્વાપદોનાં ક્રીડાસ્થાન બની ગયાં! મનોરમ ઉદ્યાનમાંની સુકુમાર તરુવલ્લરીઓ પણ એ ક્રૂરકર્મીઓના કુગંધવડે નિસ્તેજ તથા શૂન્ય થઈ ગઈ અને ધર્મલતા પણ શુષ્ક થતાં

તેને સુકૃતરૂપ મધુર ફળો આવતા અટકી ગયા! તે માર્ગ એવો અને એટલો બધો ભયાનક હતો

યવનોના આક્રમણ અને ધર્મોન્માદના યોગે આ દેશમાંની સ્વાભાવિક ધર્મ સ્વતંત્રતાને ભયાનક આઘાત થયો બહુધા યવનોનું ધ્યાન ભારતવર્ષની સંપત્તિ અને સુંદર સ્ત્રીઓના અપહારમાં જ પરોવાયેલું હતું અને એ કારણથી જ તેઓ અસાચારી તથા દુરાચારી બની ગયા હતા એવા કઠિન પ્રસંગે, તેમના અત્યાચારના બંધનને તોડી નાખવામાટે, પોતાની પુરાતન કીર્તિને અવિચલ તથા નિષ્કલંક રાખવામાટે અને પોતાના ધર્મની મહત્તાને દાખવવામાટે ભારતવર્ષીય નરનારી રત્નોને તે કાળમા પરલોકના પવિત્રતમ પથનું અવલંબન કરવુ પડ્યું હતું! રસિક વાચકો, આ 'દાહિરદુહિતા'નો પ્રસંગ પણ તેવા કઠિન પ્રસંગોમાંનો જ એક હોવાથી અવશ્ય તમારા મનને દયાર્દ્ર કરનારો જ, એવો અમારો દૃઢ નિશ્ચય છે

ઇ સ ૬૩૨ મા ઇસ્લામધર્મ સંસ્થાપક પેગંબર મહમ્મદ સાહેબનો સ્વર્ગવાસ થયો તેમના સમયમા કેવળ અરબસ્તાનમા જ મુસલમાન ધર્મનો પ્રસાર થયો હતો તેમના જન્નતનશીન થવા પછી ધર્મપ્રસારનું કાર્ય જેમના હાથમા આવ્યું તેમને લોકો 'ખલીફ'ના નામથી ઓળખાતા હતા એ ખલીફાઓમાંના પ્રથમ ત્રણ અબૂબકર, ઉમર અને ઉસ્માને પોતાના અધિકારના સમયમા પેગંબરની આજ્ઞાનું યથાર્થ પાલન કર્યું હતું પણ ચોથો જે અલી નામનો ખલીફો થયો, તેના કાળમાં સર્વ પ્રકારની અવ્યવસ્થા થઈ ગઈ અને જાતજાતના ટંટા બખેડા થતાં શિયા અને સુન્ની એવા ઇસ્લામ ધર્મના બે ભાગ પડી ગયા પરંતુ એ પછી પણ મુસ માન ધર્મનો પ્રચાર તો થતો જ રહ્યો

ઇરાન, તુર્કસ્તાન અફગાનીસ્તાન, મધ્ય એશિયા અને ઉત્તર આફ્રિકાના લોકો પણ એ ધર્મના અનુયાયી બન્યા હતા. યૂરોપના નૈર્ઋત્ય છેડા જેબ્રાલ્ટારિક-જિબ્રાલ્ટર પર્યન્ત મહમ્મદીય ધર્મની પતાકા ફરકતી હતી પરંતુ પંદરમી સદીમા સ્પેન, ગ્રીસ, મેસિડોનિયા, સીરિયા, એશિયા માઇનર, ઇજીપ્ત, ઉત્તર આફ્રીકા, બ્રિટન, ફ્રાન્સ, અને જર્મની ઇત્યાદિ દેશોપર અધિકાર ચલાવનારા રોમન લોકોની સામ્રાજ્યમદથી અંધ બની વૈભવવિલાસમા વિલીન થવાના યોગે જે સ્થિતિ થઈ હતી, તેજ સ્થિતિ અગિયારમી સદીમાના મુસ માનસામ્રાજ્યની થઈ. ભેદ માત્ર એટલોજ કે એ સ્થિતિ કાંઇક પછીની છે અને ઉપર્યુક્ત રોમનસામ્રાજ્યની સ્થિતિ આગળની છે એવી રીતે મહમ્મદીય ધર્મના પશ્ચિમમાના વર્ચસ્વની ઓટ થવા પછી એ ધર્મરૂપ મહાસાગરની પ્રચંડ ઉર્મિએ પૂર્વ દિશામાં ગમન કર્યું

મદબલ નામક સરદારે પહેલી ચઢાઈ ઈ. સ. ૬૬૪ માં કરી હતી. તે મહા શૂરવીર યોદ્ધો હતો. સિંધુ પ્રાંતમાં પોતાનો અધિકાર ચલાવવા-માટે તેણે એક નૌકાને દેવલબંદરમાં મોકલી હતી, અને તે નૌકાને દેવલ-બંદરના લોકોએ અટકાવી રાખી હતી. એ નૌકાને મુક્ત કરવાની સિંધ અને મુલ્તાનના ક્ષત્રિય રાજા દાહિરને પ્રાર્થના કરવામાં આવી, પણ તેનો કશો ઉપયોગ થયો નહિ. રાજાએ એ પ્રાર્થનાને જરા પણ ધ્યાનમાં ન લીધી.

એથી અરબોના હૃદયમાં કોપનો ઉદય થતાં તેમણે દાહિર રાજાના પરાજયમાટે એક હજાર પાયદલ અને ત્રણસેં ઘોડેસ્વાર એટલું સૈન્ય પાઠવ્યું. પરંતુ દાહિરરાજા અતિશય પ્રબળ હોવાથી તેણે અરબોનો સર્વથા નાશ કરી નાખ્યો. એ સમાચાર ઈ. સ. ૭૧૧ માં બમરાના સૂબેદાર હિજાજના સાંભળવામાં આવતાં જ પોતાના ભત્રીજા મહમ્મદ કાસિમને ૬,૦૦૦ સૈનિકોની સરદારી આપીને સિંધુદેશ સર કરવામાટે મોકલી આપ્યો. એ સમયમાં ખલીફતના આસને વાલિદ નામનો સુલ્તાન આરૂઢ હતો.

દાહિર રાજા પાસેથી વૈરનો બદલો લેવાનો દૃઢ નિશ્ચય કરી બરા-બર તૈયારી કરીને આવેલા મહમ્મદ કાસિમે પ્રથમ તો દેવલ શહેરને ચારે તરફથી ઘેરી લીધું અને તે શહેર પાસેના એક મજબૂત દેવાલય-પર હલ્લો કર્યો, પણ તે તત્કાળ હાથમાં આવી શક્યું નહિ; કારણ કે, તેમાં રણશૂર રાજપૂતોનું સૈન્ય લઢવાને તૈયાર હતું. તેમણે કાસિમના હલ્લાને પાછો હટાવી દીધો. પરંતુ એક દેશદ્રોહી પુરુષે કાસિમને જણાવ્યું કે:—"જો દેવાલયપરની પતાકાને પાડી નાખશો, તો અવશ્ય રાજપૂતોનો પરા-જય થઈ જશે." એથી કાસિમના સૈનિકોએ તે પતાકાને પાડી નાખી. પતાકાને પડેલી જોઇને કિલ્લામાંના લોકો ગભરાઈ ગયા, કેટલાક યુદ્ધમાં મરાયા અને કેટલાકો પલાયન કરી ગયા. આવી અવસ્થા જોઇને ક્રૂર અરબોએ અંદર પ્રવેશ કર્યો અને દેવાલયમાં જેટલા લોકો મળી આવ્યા, તે સર્વની તેમણે તે ક્ષણે જ સુન્નત બનાવી નાખી! સ્ત્રીઓ અને સત્તર વર્ષથી ઓછી અવસ્થાનાં બાળકો વિના અન્ય સર્વનો તેમણે સંહાર કરી નાખ્યો. આ મળેલા અચાનક વિજયથી મદોન્મત્ત થઇને અંતે તેમણે સિંધુદેશની રાજ-ધાની અલોડ નગરપર દૃષ્ટિપાત કર્યો.

દેવલ નગરમાં હિંદુઓના થએલા અપમાનની વાર્તા સાંભળીને શૂર શિરોમણિ દાહિર રાજાના મનમાં ક્રોધનો અતિરેક થયો; કારણકે, તે શુદ્ધ ક્ષત્રિય અને ધર્માભિમાની ભૂપાલ હતો. તે સંપત્તિ સાથે વિપુલ સંતતિ પણ ધરાવતો હતો અને તેમાંની બે કન્યાઓ અત્યંત સૌન્દર્યવતી અને લાવણ્યમયી હતી. તે બાળાઓ જેવી રૂપાળી તેવી જ સદ્દગુણ-શાળી પણ હતી. તેઓ મુસલમાનો પોતાની જન્મભૂમિની જે વિડંબના

કરતા હતા, તેને જરાપણ સહન કરી શકતી નહોતી. તે શૂર ક્ષત્રિય બાળાઓ યુદ્ધકળાવિશારદ હોવાથી યવનોને એકવાર તો અવશ્ય પોતાના રણકૌશલ્યનો પરિચય કરાવવો જ જોઇએ, એવી આકાંક્ષા રાખતી હતી. શૂરવીર ક્ષાત્ર કન્યાઓના હૃદયમાં એવી આકાંક્ષા હોય, તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. એ બન્ને અદ્યાપિ કુમારિકા જ હતી. યુદ્ધનો પ્રસગ આવે, તો રણભૂમિમાં જવામાટેની પિતા પાસેથી ગમે તેમ કરીને પણ આજ્ઞા લેવાનો તે અભિમાની બાળાઓએ દઢતમ નિશ્ચય કરી રાખ્યો.

અંતે જે પ્રસંગના આગમનની આશા રાખવામાં આવી હતી, તે પ્રસંગ આવી લાગ્યો. પોતાની રાજધાનીપર યવનો આક્રમણ તો કરવાના જ, એનો નિશ્ચય થતાં ભલે જે થવાનું હોય તે થાય, એમ ધારીને રાજા દાહિરે પણ યુદ્ધમાટેની તૈયારી કરવા માંડી! તેણે પચાસ હજાર સૈનિકોને એકત્ર કર્યા અને તેમનો સેનાપતિ તે પોતે જ થયો. યુદ્ધની આ તૈયારીને જોતાં જ તે બાળાઓના મનમાં અતુલ ધૈર્યનો આવિર્ભાવ થયો; ઉત્સાહવડે તેમનાં સુંદર અને મનોહર મુખમંડળો તેજસ્વી બની ગયાં અને માતાની આજ્ઞા લઈ પિતા પાસે જઇને તે ઉભય કન્યા કહેવા લાગી કે,-

"પિતાજી, અમોને પણ તમે પોતાની સાથે સમરક્ષેત્રમાં લઇ ચાલો, અને દુષ્ટ યવનોને ક્ષત્રિય બાળાઓમા પણ કેવું અને કેટલું બધું રણકૌશલ્ય હોય છે, એનો પ્રત્યક્ષ પરિચય કરી લેવા દ્યો."

પરંતુ એવી અનુમતિ આપવાનું દાહિર રાજાને યોગ્ય ન લાગવાથી તે તેમના મનનું સમાધાન કરતો કહેવા લાગ્યો કે,-"બાળાઓ! આ મારા બાહુમા શત્રુઓને સહારવાનું પૂર્ણ સામર્થ્ય હોવા છતાં તમોને રણક્ષેત્રમા મારે શામાટે લઈ જવી જોઇએ? મારો તમોને માત્ર એટલોજ ઉપદેશ છે કે, યુદ્ધમાં યદાકદાચિત્ આપણી ધારણા કરતાં વિપરીત પરિણામ આવે, તો તે વેળાએ તમો ક્ષાત્ર ધર્મોચિત કૃતિ કરવામા લેશ માત્ર પણ વિલંબ થવા દેશો નહિ; તમો તમારી માતાનું યોગ્યતાથી રક્ષણ કરજો અને સર્વ સ્ત્રીઓને ધૈર્ય આપજો. એટલામાં તો હું વિજય મેળવીને આ આવ્યો!"

પુત્રીઓથી પૂજ્ય પિતાની આજ્ઞાનો ભંગ કરી શકાયો નહિ, પરંતુ ઉત્સાહનો ભંગ થવાથી તેમના કોમળ મનને કાંઈક અસ્વસ્થતાનો અનુભવ થવા લાગ્યો.

ઉભયપક્ષની સેનાઓ પૂર્ણ તત્પરતાસહિત રણભૂમિમા આવીને ઉભી રહી. રાજાએ પ્રથમ આગળ વધી જઈને મહમ્મદ કાસિમના સૈન્યપર આક્રમણ કર્યું, અને ઘનઘોર રણકંદનનો આરભ થયો. લગભગ એક

પ્રહરપર્યંત હિન્દુ અને મુસલ્માનોનું એ તુમુલ યુદ્ધ ચાલતું રહ્યું, એટલામાં દાહિર રાજાપર એક સંકટ આવી પડ્યું. શત્રુના સૈન્યમાંના એક બાણે આવીને રાજાના શરીરમાં પ્રવેશ કર્યો અને રાજા ઘાયલ થયો. એથી રાજપૂત સૈન્યમાં નિરાશા અને ગડબડાટ વ્યાપી ગયાં. આ સમાચાર રાણીને મળતાંની સાથેજ તે વધારાની કેટલીક સેના લઇને રાજાની કુમકે આવી લાગી. તેને માર્ગમાંજ આવતી અટકાવવાનો મહુમ્મદ કાસિમે પ્રયત્ન કર્યો, પરંતુ અતુલ પરાક્રમશીલા બે દાહિર દુહિતાએ તેના પ્રયત્નને સફળ થવા ન દીધો, એટલુંજ નહિ, પણ તેને પોતાને પણ જખ્મી કરી નાખ્યો. એક તરફથી રાણીને આગળ વધતી અટકાવવાનો આ પ્રયત્ન કરવામાં આવ્યો અને બીજી તરફથી રાજાના શિરપર વળી એક બીજું જૂદા જ પ્રકારનું સંકટ આવીને ઉભું રહ્યું. રાજાના હાથીને અચાનક તોપનો ગોળો લાગવાથી તે જે ગભરાઇને નાઠો, તે ઠેઠ નદીમાં આવીને ઉભો રહ્યો અને શરીરના દાહને શમાવવામાટે તેણે નદીના ગર્ભમાં ડૂબકી મારી! એટલામાં રાણીને પોતાની કુમકે આવેલી જોઇને રાજાના મનમાં દ્વિગુણિત ધૈર્ય અને સાહસનો આવિર્ભાવ થયો. રાજાનો હાથી પાણીમાં બેસી જતાં રાજાને ઠાર કરી નાખવાના ઉદ્દેશથી યવનસૈનિકો તેના શરીરપર બાણોની વૃષ્ટિ વર્ષાવવા લાગ્યા. પરંતુ દાહિરની રણવીરા રાજકુમારીઓએ અનુપમ શૌર્યનો પરિચય કરાવીને ઘણીકવાર સુધી તેમને પાછા હટાવ્યા—આગળ વધવા ન દીધા. એટલામાં રાજા સુરક્ષિતતાથી નદીના તીરપર આવી પહોંચ્યો અને તત્કાળ અશ્વારૂઢ થઇને યુદ્ધદાવાનળથી પ્રજ્વલિત થએલા રણક્ષેત્રરૂપ અરણ્યમાં આવી લાગ્યો.

પુનઃ સમરાગ્નિની જ્વાળા પ્રજ્વલિત થઈ, અને તેણે ભયંકર અનર્થનો આરંભ કર્યો. 'દીનદીન' અને 'હરહર મહાદેવ'ની ગગનભેદક ગર્જના કર્ણગોચર થવા લાગી. નરજીવનવિનાશનો એ વ્યવસાય કેટલાક સમય પર્યન્ત ચાલ્યા પછી યુદ્ધના રંગમાં ચઢી કાસિમ અને દાહિર સ્હામસ્હામા આવી જઇને લઢવા લાગ્યા. કાસિમના જે સૈનિકો તાજાતવાના હતા, તેઓ 'દીનદીન' ધ્વનિસહિત પોતાની તલવારોને ચમકાવતા આગળ વધી આવ્યા. રાજાનું સૈન્ય પ્રથમથીજ જરાક દબાયું હતું, એવામાં આ નવીન શત્રુસમુદાયને આવતો જોઇને વિશેષ ધૈર્યહીન બની ગયું. તોપણ રાણી અને રાજાની બે શૂર સુતાઓ શૌર્યના શિખરપર પહોંચીને લઢતી હતી અને સૈનિકોને પણ ધૈર્ય આપી લઢવાને ઉત્તેજિત કરતી હતી. દ્વંદ્વયુદ્ધમાં રાજા દાહિર અને કાસિમ બહુ જ જોશપર આવી ગયા હતા અને અંતે કાસિમના ડાબા હાથપર રાજાની તલવારનો સખ્ત વાર લાગવાથી તે ગભરાઇને પાછો હટ્યો. એટલામાં યવનોના નવીન

સમૂહના સરદારે આગળ વધી રાજા દાહિરને જખ્મી કરીને ઘોડાપરથી નીચે નાખી દીધો! પોતાના પિતાના પતનપ્રકારને જોઇને દાહિરની જ્યેષ્ઠ કન્યાએ તે સરદારના મસ્તકનું રણભૂમિને બલિદાન આપી દીધુ અને શોકવિહ્‌વલ સ્વરથી પિતાને ગળે બાઝીને તે કહેવા લાગી કે,–

"પિતાજી, તમારી આ પ્રિય કન્યાપ્રતિ એકવાર તો દૃષ્ટિપાત કરો. તાતજી, આ ક્ષણે આપને કેમ છે? અરે કોઈ થોડુંક શીતલ જળ લાવો! અરે કોઈ તો પોતાના રાજાના રક્ષણમાટે દોડી આવો! આના અન્નથી પુષ્ટ થઇને આજે તમો આવા કૃતઘ્ન કેમ બની ગયા છો!!"

પરતુ હાય! રાજાનાં નેત્રો જે મીચાયાં, તે પાછાં ન જ ઉઘડ્યાં. રાણી ભયાનક આપત્તિમાં આવી પડી; તે વાયુના વેગે દોડતી ત્યાં આવી લાગી, અને મૃત રાજાના મુખનું ચુંબન લઇને કહેવા લાગી કે;–"નાથ, મને આમ અનાથ કરીને આપ એકલા કયા ચાલ્યા ગયા!"

તે સાહસી રાણીએ તત્કાલ રાજાના શબને ઉપાડીને પોતાના ઘોડાપર મેલ્યુ અને ત્યાર પછી બ્રાહ્મણાબાદ તરફ–કે જ્યાં રાજાની પરાજિત થયેલી અડધી પડધી સેના એકત્ર થયેલી હતી ત્યાં–પ્રયાણ કરી ગઇ. રાજાનાં બીજાં એક બે સતાનો પણ ત્યાં જ હતાં. ત્યાં આવી ચિતા રચાવી રાજાના મૃત દેહને આલિંગન આપી તે સંતાનો સહિત રાણીએ પતિની ચિતાપર ચઢી પોતાના અશાશ્વત શરીરને બાળીને ભસ્મીભૂત કરી દીધુ! અર્થાત્ પોતાના પતિપ્રેમની અલૌકિકતાનો તેણે સમસ્ત વિશ્વને પરિચય કરાવ્યો.

પરંતુ સુજ્ઞવાચકો, અદ્યાપિ, બે દાહિર દુહિતાઓનો શેષ વૃત્તાંત તો અમારે તમને કહેવાનો જ છે.

રાજા દાહિરનો રણમાં અંત થતાં જ તેની બે કન્યાઓના સૌંદર્યમાં મુગ્ધ થયેલા મુસલમાનોએ તેમની આસપાસ ફરી વળીને તત્કાળ તેમને કેદ કરી લીધી અને સરદાર મહમ્મદ કાસિમ સમક્ષ લાવીને હાજર કીધી. મહમ્મદ કાસિમ એ બે પ્રતિરભાને લઇને તરત દમાસકસ તર્ફ રવાનો થયો.

* * * * *

જ્યારે એ ઉભય રાજપૂત રમણીને ખલીફા સમક્ષ રજૂ કરવામાં આવી, તે વેળાએ તેમના સ્વર્ગીય સૌન્દર્યને જોઇને ખલીફાજી તો એવા મોહમુગ્ધ બની ગયા કે, પોતાના દેહજ્ઞાનને પણ ભૂલી ગયા. વિકારના અતિરેકમાં તેમણે તત્કાળ એવો હુકમ ફર્માવી દીધો કે,–"આ હૂરીઓ જે કાંઈ પણ કહેશે, તે માન્ય કરવામાં આવશે. એમના વચનનો કદાપિ અનાદર થશે નહિ." એ પછી જનાનખાનાના ખાજાસરાને બોલાવીને

તેણે કહ્યુ કે,–"મુબારક, આ બે પરીપયકરોને જનાનખાનામાં લઈ જાઓ અને બેગમોને છાજે તેવા પોશાક તથા ઘરેણાંથી શણગારો એમનો સફરનો થાક ઉતરશે, ત્યાર પછી હું એમની મુલાકાત લઇશ"

ખલીફાના જનાનામા સર્વ પ્રકારના વૈભવવિલાસની વિપુલતા હોવા છતા એ રાજપૂત રમણીઓ નિરતર ઉદાસ અને ઉદાસ જ રહ્યા કરતી હતી વૈરનો બદલો કેવી રીતે લેવો, એનો જે અખડ વિચાર તે જ તેમની ઉદાસીનતાનો મૂળ હેતુ હતો આરામમાટે તેમને બે માસનો સમય મળેલો હોવાથી તેમણે અતે પોતાની પવિત્રતાને નિષ્કલક રાખવાની અને વૈરના પ્રતિશોધની એક અદ્વિતીય યુક્તિ શોધી કાઢી અને પ્રસગ આવતા તે યુક્તિના ઉપયોગનો નિશ્ચય કરી રાખ્યો

બે માસ થઈ ગયા પછી ખલીફાએ તેમને પોતાના શયનમદિરમા બોલાવી. એ વેળાએ બન્ને કુમારકાઓ અરબી પોશાકમા સજ્જ થઇને આવી હતી અને તેમનું સૌન્દર્ય ખલીફાની આંખમા ઉડીઉડીને બાઝતુ હતુ પ્રથમ તો ખલીફાએ પૂછ્યુ કે,–"તમારા મુબારક નામ શાં છે?"

"હજૂર, આ બાદિમા સૂર્યદેવીના નામથી ઓળખાય છે" મોટી બહેને વિનયથી કહ્યુ

"અને આ કનીજને લોકો પ્રેમદેવી કહીને બોલાવે છે" ન્હાની બહેન બોની

"ત્યારે સૂર્યદેવી, આજે તમો મારી પાસે રહો અને પ્રેમદેવીને જવા દ્યો એમનો વારો આવશે ત્યારે એમને પણ બોલાવવામાં આવશે" ખલીફાએ કહ્યુ.

પ્રેમદેવી તરત નમન કરીને ચાલતી થઈ.

શયનમદિરનાં દ્વાર બધ કરવામા આવ્યાં અને ખલીફાએ એકાતના લાભને લૂટવાની તૈયારી કરી તેણે સૂર્યદેવીને પોતાની પાસે બેસાડી અને તેના હાથને પોતાના હાથમા લઈ આલિંગનનો યત્ન કર્યો પરતુ તરત ત્યાથી કૂદીને સૂર્યદેવી હાથ જોડીને ખલીફાની સ્હામે ઉભી રહી અને કહેવા લાગી કે,–"સુલ્તાનેવક્ત, આપણો શરીરસબધ થવા પૂર્વે એક બાબતનો ખુલાસો કરી લેવાની મારી ઇચ્છા છે."

"તને જે અમે તે પૂછવાની સદર પરવાનગી છે." કામાતુર સુલ્તાને મદોન્મત્ત થઇને આજ્ઞા આપી

"હુજૂરેવાલાની ઉમ્ર દરાજ હો મારા ધારવા પ્રમાણે તમારી આ ગુલામ તમારી શય્યાને શોભાવવાને લાયકની નથી કારણ કે, તમારા મુન્સિફ અમીર ઈમાદુદ્દીન મહમ્મદ કાસિમ અમો બને બહેનોને ત્રણ દિવસ સૂધી પોતાના શયનમદિરમાં રાખી ચૂકયા છે અને ત્યાર પછી જ

અમને આપ પાસે મોકલવામાં આવી છે. હવે જો તમારામાં આવો રિવાજ હોય તો પછી મારે કાંઈ કહેવાનું નથી; પણ એ તેમ ન હોય, તો આ ભુક્ત શરીર સુલ્તાનના ભોગને યોગ્ય નથી."

સૂર્યદેવીના મુખથી આ વાર્ત્તા સાંભળતાં જ કામાતુર ખલીફ એટલો તો આવેશમાં આવી ગયો કે, આગળ પાછળનો કાંઈ પણ વિચાર ન કરતાં કાગળ, સિયાહી અને કલમ મગાવીને તેણે મહમ્મદ કાસિમના નામનો એવો એક રુક્કો લખી નાખ્યો કે;–"મહમ્મદ કાસિમે જ્યાં હોય ત્યાંથી પોતાના શરીરને કાચા ચામડામાં બંધ કરીને તખ્તગાહમાં આવી હાજર થવું."

કેટલાક દિવસ પછી મહમ્મદ કાસિમના કેટલાક માણસો એક બંધ પેટી લઇને ખલીફાના દરબારમાં આવી લાગ્યા. ખલીફાએ પેટી ઉઘાડીને જોતાં તેમાં બળદના તાજા કાપી કાઢેલા અને લોહીથી ખરડાયલા ચામડામાં મહમ્મદ કાસિમનું મૃતશરીર જોવામાં આવ્યું. "આની આવી હાલત કેમ થઈ?" ખલીફાએ તે માણસોને પૂછ્યું.

"આલીશાન સુલ્તાન, આપનો રુક્કો મળતાંજ સરદારે પોતાના શરીરને કાચા ચામડામાં બંધ કર્યું અને ત્યાર પછી બે દિવસે એમનો અંત થઈ ગયો." તે માણસોએ જવાબ આપ્યો.

ખલીફાએ આનંદ પામીને તુરત સૂર્યદેવી તથા પ્રેમદેવીને ત્યાં બોલાવી અને મહમ્મદ કાસિમના શબનું તેમને દર્શન કરાવીને ગર્વસહિત ગંભીર સ્વરથી કહ્યું કે;–"ખલીફાના હુકમની કેવી તામીલ થાય છે, તે આટલાથીજ તમારે જાણી લેવાનું છે."

ખલીફાની આ ગર્વોક્તિ સાંભળીને સૂર્યદેવીએ પોતાના મુખપરથી બુર્કાને દૂર ખસેડી મસ્તકને પૃથ્વીપર નમાવીને મંજુલ પરંતુ ગંભીરતાદર્શક સ્વરથી કહ્યું કે;–"હજૂરેવાલા ઘણું જીવો અને હમેશા તેમનો જાહોજલાલ વધતો રહો. આપના હુકમની આવી રીતે તરત તામીલ કરવામાં આવે છે અને આપના સરદારો આવા વફાદાર છે, એ જોઇને મને ઘણોજ આનંદ થાય છે. પરંતુ એક સુલ્તાનમાં જેટલી બુદ્ધિ, વિચારશીલતા, દીર્ઘદષ્ટિ અને વિવેકમતિ તેમજ પોતાના વફાદાર સરદારોના ગુણોને જાણવાની જેટલી શક્તિ હોવી જોઇએ, તેમાંનો શતાંશ પણ આપમાં નથી, એ દર્શાવતાં મને બેહદ અફસોસ થાય છે."

"એટલે?" ખલીફાએ આંખો ચમકાવીને પૂછ્યું.

"એટલે એમ કે, મહમ્મદ કાસિમ જેવા એક વફાદાર અને જાનિસાર સરદારને મારી નાખવામાં આપે મોટી ભૂલ કરી છે; ઉપકારનો બદલો અપકારથી વાળ્યો છે!" પ્રેમદેવીએ કહ્યું.

"તમારા કહેવાના મતલબને હું સમજી શકતો નથી." સુલ્તાને ચીડાઇને કહ્યું. "આનું મરણ તમારા કારણથીજ થયું છે. અમાનતમાં ખિયાનત કરનારને મૌતની સજાજ મળવી જોઇએ."

"પણ એ બિચારાએ અમાનતમાં ખિયાનત કરીજ ન હોય તો?" સૂર્યદેવીએ ધીમેથી મંદ હાસ્ય કરીને કહ્યુ.

"ત્યારે તમે મને ખોટુ બોલીને બહેકાવ્યો?" ખલીફાએ પૂછયું.

"બહેકાવ્યો શુ, બલ્કે બિલ્કુલ બેવકૂફ બનાવ્યો! એણે અમારા રાજ્ય, અમારા દેશ અને અમારી સ્વતંત્રતાનો નાશ કરેલો હોવાથી અને અમને શાહજાદીના અવતારમાંથી આ ગુલામડીના અવતારમા લાવી મૂકવાથી અમારા મનમા એના પ્રાણ લેવાની આકાંક્ષા હોય, એ સ્વાભાવિક છે. જ્યારે બળથી કાર્ય થવાનો કોઈ ઉપાય ન રહ્યો ત્યારે અમે પ્રપંચ કિંવા યુક્તિનો દાવ ચલાવ્યો અને અમારો તે દાવ ફાવ્યો. શત્રુનો આવી બુરી રીતે અંત થયો–અમારા વૈરનો બદલો અમને મળી ગયો!" સૂર્યદેવીએ પ્રાણની આશાનો પરિત્યાગ કરી તિરસ્કાર દર્શાવીને એ આવે શયુક્ત વાકયો ઉચ્ચાર્યાં.

"અમે તો અમારા મતલબને પૂરો કરવામાટે ફરેબ લડાવ્યો, પણ જે મહમ્મદ કાસિમે સિંધ અને હિંદના અનેક રાજાઓને તમારા મતિહત બનાવ્યા, અનેક હિંદુઓને મુસલમાન મજહબમાં વટલાવ્યા, દેવમંદિરોના સ્થાનમાં મસ્જિદ અને મકબરા ચણાવ્યા અને હિન્દુસ્તાનમાં ઇસ્લામના ઝંડા ફરકાવ્યા–એટલું જ નહિ પણ જે અમારા જેવી હજારો હસીન ઔરતોને લાવ્યો અને ખલીફાના વિકારને આટલો બધો વધારી દીધો, તેને તત્કાળ મૌતની સજા ફરમાવતાં તમારા દિમાગમાં જરાય ખિયાલ ન આવ્યો? આવા અનેક એહસાનો કરનારના હાથે જો, ધારો કે કોઈ ભૂલ થઈ ગઈ હોય, તોપણ તેને માફી આપવી જોઇએ. પણ કામાતુર રાજા અથવા સુલ્તાન આવા વિવેકને જાણતા નથી–તમારા જેવા હવસપરસ્ત ઇન્સાન સુલ્તાન પદ ભોગવાને બિલ્કુલ લાયક નથી!" પ્રેમદેવીએ લાનત વર્ષાવીને કહ્યુ.

ખલીફાના મદનવિકારનો લોપ થયો અને આ ઉપાલંભોથી તેનાં ચરણનો અગ્નિ મસ્તકે પહોંચી ગયો. તરત તેણે હુકમ ફર્માવ્યો કે;– "સિપાહીઓ, આ નાપાક બેબાક કૂતરીઓને અહીંથી લઈ જાઓ અને દીવાના હાથીના પગ સાથે બાંધી બુરા હાલ કરી મારી નાખો. વફાદાર મહમ્મદ કાસિમની લાશને ઇજ્જત અને ધામધૂમથી દફનાવવાનો ઇન્તેજામ કરો."

"બ્હેન, તૈયાર." સૂર્યદેવીએ કહ્યું.

"હોશિયાર." પ્રેમદેવીએ સૂચના આપી.

સિપાહી પકડવા આવે, તે પૂર્વે તો સૂર્યદેવીની કટારે પ્રેમદેવીના વક્ષઃસ્થળમાં અને પ્રેમદેવીની કટારે સૂર્યદેવીની છાતીમાં પ્રવેશ કરીને પોતાની સ્વામિનિષ્ઠાનો પરિચય કરાવી દીધો. 'રામ' શબ્દના ઉચ્ચાર સાથે ઉભય દાહિરદુહિતા વીર ભગિનીઓએ આ નશ્વર સંસારને ત્યાગી પરલોકના માર્ગનો સ્વીકાર કરી લીધો.

ખલીફાની નિરાશાનો અવધિ થયો.

દમાસ્કસના લોકો હજી પણ એ બે રાજપૂતબાળાઓની હિંમત અને બહાદરીનાં વખાણ કર્યા કરે છે.

પુત્રીઓ હોય, તો આવી જ હોજો.

## વીરકન્યા મુકુટકુમારી.

આપણા પ્રસ્તુત કથાનકનો કાળ ઈ. સ. ૧૦૨૭ નો છે. ગજનવી વંશનો સુલ્તાન મહમૂદશાહ ગજનવી દ્રવ્યલોભથી ઉન્મત્ત બનીને એ સમયમાં ભારતવર્ષના ભિન્ન ભિન્ન ભાગોપર આક્રમણ કરીને લૂટફાટ કરવાના વ્યવસાયમાં નિમગ્ન થયેલો હતો. એ સુલ્તાને હિંદુસ્તાનપર બધી મળીને સત્તર સ્વારીઓ કરવાનું ઇતિહાસમાં લખેલું છે. એ મહત્ત્વાકાંક્ષી સુલ્તાન એ રહસ્યને તો બરાબર જાણી ગયો હતો કે, ભારતવર્ષના ભિન્ન ભિન્ન રાજાઓમાં પરસ્પર અંતઃકલેશ બહુ જ વધી ગયો છે અને તેથી જો આપણે હિંદુસ્તાનમાં ધમાચકડી મચાવીશું તો તેથી ધનનો લાભ થવાની સાથે કદાચિત્ રાજ્યવૃદ્ધિ અને કીર્ત્તિની પ્રાપ્તિ પણ થશે.

સુલ્તાન મહમૂદ ગજનવી જો કે ધનલોભી હતો, તોપણ તેનામાં ચાતુર્ય, પરાક્રમ, દીર્ઘોદ્યોગશીલતા અને સાહસઆદિ ગુણોનો પૂર્ણ નિવાસ હતો. પોતાના અપરિમિત ધનસંચયનો તેણે કદાપિ દુરુપયોગ કર્યો ન હોતો. હિંદુસ્તાનમાંના કેટલાક કુશળ શિલ્પકારોને ગિજનીમાં લઈ જઇને તેણે શિલ્પકળાને ઉત્તેજન આપ્યું હતું અને સ્ફટિક પાષાણનાં રત્નાંકિત સુંદર સદનો બંધાવીને સમસ્ત ગિજની નગરને સુશોભિત બનાવી દીધું હતું! પરંતુ એ સર્વ ભારતવર્ષની સંપત્તિનુંજ પરિણામ હતું, તે ભૂલી જવાનું નથી! અસ્તુ.

એ બાદશાહ વિદ્વાનોને ચાહનારો હતો. વિદ્વાનોના ચરિતાર્થને ચલાવવામાટે તેણે એક લાખ રુપિયા જૂદા કાઢી રાખ્યા હતા, એમ

એક સ્થળે લખેલું છે. તેમ જ મહમ્મદીયધર્મના પ્રચારમાટે તેણે કોઈપર કશોય અત્યાચાર કર્યો ન હોતો કિંવા અન્યાય ભરેલા કરો પણ નાખ્યા ન હોતા. હિંદુસ્તાનના લોકો પાસેથી જેટલું નીકળી શકે તેટલું ધન કઢાવીને અને હિંદુઓને પકડીને ગિજનીમાં લઈ જવા, એ જ એક તેનો ઇષ્ટ હેતુ હતો. તે એટલા બધા હિંદુઓને પકડીને ગિજનીમાં લઈ ગયો હતો કે, એક એક મનુષ્યની બબ્બે અને અઢી અઢી રૂપિયા જેટલી નામની કીમત કરી નાખવા છતાં પણ તેમને ગુલામ તરીકે કોઈ ખરીદતું નહોતું.

આપણા કથાનક અને ઈ. સ. ૧૦૧૭ નો પરસ્પર બહુ જ ગાઢ સંબંધ છે. કારણ કે, ઈ. સ. ૧૦૧૭ માં સુલ્તાન મહમૂદે નવમી સ્વારી કનોજપર કરી હતી, અને એ જ સમયમાં આપણા પ્રસ્તુત કથાનકમાંની શૌર્યપૂર્ણ ઘટના બની હતી. એ સ્વારી વખતે સુલતાન મહમૂદે બહુ જ દૂર સુધી સફર મારી હતી, અને સમસ્ત અયોધ્યાપ્રાંતને પણ તે પોતાના અધિકારમાં લાવવાને મથતો હતો. પરંતુ તેનો એ પ્રયત્ન અંતે નિષ્ફળ થઈ ગયો. મહમૂદની પછી તેના ભાણેજ સઇયદ સાલાર મસઊદે પણ અયોધ્યા પ્રાંતપર ચઢાઈ કરી હતી, પરંતુ તે વેળાએ અયોધ્યાના સર્વ સાંસ્થાનિકોએ એકમત થઈને અંતે તેને પણ તીવ્ર બાણવડે ગતપ્રાણ કરી નાખ્યો (ઈ. સ. ૧૦૩૩).

પરંતુ જે વેળાએ સુલ્તાન મહમૂદે કનોજપર સ્વારી કરી, તે વેળાએ ત્યાંના રાજા કુંવરરાયે પોતા પાસે યુદ્ધનાં પૂરતાં સાધનો ન હોવાથી શત્રુને શરણે જઈને પોતાનું તથા પોતાના રાજ્યનું રક્ષણ કર્યું. એ જ કુંવરરાયનો સજ્જનસિંહ નામક એક આપ્તસંબંધી પવિત્ર ગંગાતીરસ્થ કાનપુર પાસેના કિસોરા નામક એક ન્હાના સંસ્થાનનો અધિપતિ હતો. મુકુટકુમારી તે એ સજ્જનસિંહની જ કન્યા. સજ્જનસિંહ ઠાકોર જાતિનો ક્ષત્રિય હતો. કેટલાંક વર્ષ પર્યન્ત તે કાનપુરના રાજાનો માંડલિક હતો; પરંતુ યવનોએ જે સમયમાં અયોધ્યાપર હલ્લા કરવા માંડ્યા, તે વેળાએ બીજા સાંસ્થાનિકો તેમનો પ્રતિકાર કરવામાં ગુંથાયલા હતા, એટલે એ પ્રસંગનો લાભ લઈને કિસોરાનો સંસ્થાનિક પોતાને સ્વતંત્ર રાજા તરીકે ઓળખાવવા લાગ્યો. કિસોરા સંસ્થાન જે સ્વતંત્ર થયું, તે કેવળ નામ માત્ર જ સ્વતંત્ર થયું નહોતું, કિન્તુ સજ્જનસિંહના શૌર્ય અને અભિમાનના યોગે જ સ્વતંત્ર થયુ હતું. સજ્જનસિંહને બે સંતાનો હતાં—એક પુત્ર અને એક પુત્રી. પુત્રનું નામ લક્ષ્મણસિંહ અને પુત્રીનું નામ મુકુટકુમારી. મુકુટકુમારી સૌન્દર્યની સાક્ષાત્ પ્રતિમા હતી. તેના સૌન્દર્યમાં નીચ કુતુબુદ્દીન આસક્ત થયો હતો અને તેને મેળવવામાટેના તેના

પ્રયત્નો ચાલુજ હતા. તે એટલું તો સારી રીતે જાણતો હતો કે, "જો આપણે સજ્જનસિંહને ભય બતાવીને કન્યાની માગણી કરીશું, તો તો તે કદાપિ પોતાની કન્યા આપવાનો નથી; કિન્તુ આપણી અલ્પસત્તાનો કદાચિત્ નાશ કરી નાખશે." એથી પાપાત્મા કુતુબુદ્દીન ધીમે ધીમે પોતાની સત્તાને વધારીને દૃઢ કરવાનો યત્ન કરતો હતો.

સુલ્તાન મહમૂદની ઉપર્યુક્ત સ્વારી પછી પણ કેટલાંક વર્ષ પર્યંત પુણ્યસલિલા ગંગાના પ્રવાહથી જલપૂર્ણ અને સુસમૃદ્ધ; વિવિધ વૃક્ષોની અનેકવિધ પંક્તિઓથી વેષ્ટિત; વિહંગમોના મધુર કલરવવડે નિનાદિત; સુંદરલતા, મનોહર ઉદ્યાન અને સુમનોના સંસર્ગથી સુગંધિત; ધનસંપન્ન અને સૃષ્ટિસૌન્દર્યના આદિસ્થાન અયોધ્યાપ્રાંતમાં મુગ્ધ થઇને વિલાસપ્રિય મુસલ્માનોએ તે પ્રાંતને પોતાના તાબામાં કરી લેવાના યત્નો ચલાવેલા હોવા જોઇએ, એમ સ્પષ્ટ દેખાઈ આવે છે. સુલ્તાન મહમૂદે એ સૃષ્ટિસૌન્દર્યના સુખનો આસ્વાદ લેવામાટે એ પ્રાંતમાં એકંદર ચાર વર્ષપર્યન્ત પોતાનો મુકામ કર્યો હતો, એવો તર્ક કરી શકાય છે.

જ્યાંસુધી સુલ્તાન મહમૂદનો ત્યાં મુકામ હતો, ત્યાં સુધી કેટલાક સરદારો ત્યાં જ પોતાની વસતિ કરવાના ઉદ્યોગમાં હતા; અને એ ચેષ્ટા તેમને સારી લાભકારક પણ થઈ પડી. કારણ કે, તે પ્રદેશમાં મહમૂદનાં પરાક્રમોનો લોકોને સારો પરિચય થયેલો હતો અને તેથી મહમૂદના નામથી જ કેટલાક સરદારો ન્હાનાં ન્હાનાં ગામોના ખાસા મઝાના માલેક બની બેઠા. પરંતુ અયોધ્યાના ઇતર સંસ્થાનિકોનું એ તરફ કાંઇપણ ધ્યાન નહોતું. કારણ કે, મહમૂદ જેવો એક પ્રબળ શત્રુ જ તેમને મહાત્રાસદાયક થઈ પડ્યો હતો અને તેથી પ્રથમ તેને ત્યાંથી હાંકી કાઢવાની વધારે અગત્ય હતી. એ જ ધમાધમીમાં કુતુબુદ્દીને પણ કેટલાંક ગામો દબાવીને ત્યાં પોતાનો અધિકાર જમાવ્યો હતો. અસ્તુ, હવે આપણે આપણા મૂળ કથાનકપ્રતિ વળીએ.

સજ્જનસિંહે પઠાણો સાથે અનેકવાર તુમુલ યુદ્ધ કરીને કિસોરા સંસ્થાનનો અનેકવાર બચાવ કર્યો હતો. કાનપુરપર હલ્લો લઈ જતી ટોળીઓ અર્ધાંશે કિસોરા સંસ્થાનપર પણ આવી અથડાતી હતી; પરંતુ સજ્જનસિંહના સાહસ અને શૌર્ય સમક્ષ તેમનો ટકાવ થઈ શકતો નહિ. કિસોરા સંસ્થાન ન્હાનું પણ રૂળદ્રૂપ હતું, કારણ કે, પરમ પવિત્ર પુણ્યસલિલા ગંગા નદીનો જલપ્રવાહ કિસોરાને લાગીનેજ વહન કરતો હતો અને તેથી તે સંસ્થાન ધનધાન્યસમૃદ્ધ હોય, તો તેમાં આશ્ચર્ય શાનુ વારુ?

સજ્જનસિંહે કિસોરા નગરની આસપાસ મજબૂત કિલ્લો બંધાવ્યો હતો અને ત્યાં સૈન્યની સારી વ્યવસ્થા કરી રાખી હતી. પઠાણો ગમે તેવા અને ગમે તેટલા યત્ન કરે, તોપણ પોતાના જીવનકાળમાં તો કિસોરા સંસ્થાનની સ્વતંત્રતાનો સંહાર ન જ થવા દેવો, એ સજ્જનસિંહનો એક માત્ર જીવનમંત્ર અને દૃઢ નિશ્ચય હતો.

એવા તેજસ્વી રાજપૂત વીરનાં સંતાનો પણ તેજસ્વી હોય, એ સર્વથા સ્વાભાવિક જ છે. લક્ષ્મણસિંહ પોતાના પિતાની પ્રતિમૂર્તિ જ હતો અને મુકુટકુમારીએ પણ ક્ષાત્રકર્મમાં સંપૂર્ણ નિપુણતા પ્રાપ્ત કરી હતી. તે શરસંધાન કરવામાં એવી તો કુશળ હતી કે, તેને રાજપૂતો શરસંધાનનિપુણ પૌરાણિક પ્રમદાઓ સમાન માન આપતા હતા, તેમ જ મુકુટકુમારીને માનવકન્યા નહિ કિંતુ દેવકન્યા જ સમજતા હતા. એકવાર મુસલ્માનો સાથે થયેલા યુદ્ધમાં વિજય મેળવીને જ્યારે ડાબા હાથમાં શત્રુના લોહીથી ખરડાયલો લાંબો ભાલો અને જમણા હાથમાં રક્તમાંસથી લેપાયલી તલવારને લઈ અશ્વારૂઢ મુકુટકુમારી નગરના દ્વારમાં પ્રવેશ કરતી હતી, તે વેળાએ એ દેવકન્યાને જોઇને સર્વ લોકોએ તેનો ઉત્સાહપૂર્ણ અને ગગનભેદક ધ્વનિથી મહા જયજયકાર કર્યો હતો!

લક્ષ્મણસિંહ અને મુકુટકુમારીની માતા તેમને બાલ્યાવસ્થામાં જ મૂકીને સ્વર્ગવાસિની થઈ હતી; અને એ બંધુ તથા ભગિની પોતપોતામાં હળીમળીને આનંદમાં રહેતાં હતાં. એ ઉભયને મૃગયાનો–શિકારનો–ઘણો જ શોખ હતો. એક દિવસ ભગવાન્ અંશુમાલીના અસ્તાચલ ગમનમાં લગભગ અર્ધ પ્રહરનો વિલંબ હતો, તે સમયે શસ્ત્રાસ્ત્ર ધારણ કરી અશ્વારૂઢ થઇને એ ઉભય બંધુભગિની પિતાની આજ્ઞા લઈ પવિત્ર સલિલા ગંગાની આસપાસના પ્રદેશમાં મૃગયા કરવાને નીકળ્યાં. કિસોરાના જે ભાગમાંથી ગંગાનો પ્રવાહ વહેતો હતો, તે પ્રદેશમાં તે બંને જઈ પહોંચ્યાં. તેમના અશ્વો ધીમે ધીમે ચાલ્યા જતા હતા. સાયંકાલીન શીતળ વાયુનો આસ્વાદ લેતાં લેતાં તેઓ એક વહેળા પાસે આવી લાગ્યાં અને ત્યાં તેમની વચ્ચે નીચે પ્રમાણેનો સંવાદ ચાલ્યો:–

"બહેન, તારું કહેવું એમ છે કે, તું મારા કરતાં વધારે સંખ્યામાં પઠાણોને મારીશ, ખરું ને?"

"હા, ભાઈ, વધારે નહિ તો તારા કરતાં એક પઠાણને તો અધિક મારવાની જ."

"પણ બહેન, પુરુષના બળની તને કલ્પના છે ખરી કે?"

"ત્યારે ભાઈ, તું મને સર્વથા નિર્બળ અને અશક્ત જ ધારે છે કે શું? અવશ્ય તારા કરતાં હું વધારે પઠાણોના પ્રાણ લઈશ!"

તેમનો આ સંવાદ ચાલતો હતો તેવામાં 'અય કાફિરો, મુંહ સમ્હાલ કર બોલો' એવો અવાજ અચાનક પાસેની ઘાસની ગંજીમાંથી સંભળાયો અને તત્કાળ બે ઘોડાઓ સૂં સૂં કરતા લક્ષ્મણસિંહના ઘોડાની ગર્દન સાથે આવીને અથડાયા. આ ચમત્કારને જોઇને ક્ષણેક તો તે વીર બંધુ ભગિની સ્તબ્ધ થઈ ગયાં, પણ પછી સત્વરજ તે સર્વ પ્રકાર તેમના જાણવામાં આવી ગયો. પઠાણોને જોતાં જ મુકુટકુમારી વિકટ હાસ્ય કરીને કહેવા લાગી કે;—

"બંધો, હવે કોની તલવાર વધારે પઠાણોનાં મસ્તકોને ધૂળ ચાટતાં કરે છે, તે જોવાનું છે."

"સારે, બહેન, જોઈ લેજે હવે આ તારા વીર બાંધવની તલવારનો તમાશો!" એમ કહીને તરત તે પઠાણને ઉદ્દેશીને તેણે કહ્યું કે;— "આવ, શયતાનઝાદા, રાજપૂતોને કાફિર કહે છે કે? સંભાળ તારી જબાન અને પકડી લે મયદાન." એ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ પોતાના ઘોડાને તેણે પઠાણના અંગપર દપટાવ્યો. બંને વીરોએ પોતાનાં શસ્ત્રોને સજ્જ કર્યાં. એટલામાં બીજા દશ બાર પઠાણો લાઠીઓ લઇને તેની સ્હામા ધસી આવ્યા; પરંતુ તે સર્વનો કાંઈ પણ ઉપાય ચાલી શકયો નહિ. મુકુટકુમારી અને લક્ષ્મણસિંહના ભાલાના પ્રથમ પ્રહારેજ અનુક્રમે ત્રણ અને પાંચ પઠાણોનાં બળિદાન લીધાં! લક્ષ્મણસિંહ પોતાની ભગિનીને હર્ષથી કહેવા લાગ્યો કેઃ—"બહેન, તારા ભાલાએ તો ત્રણ પઠાણોનેજ માર્યા અને મારા ભાલાથી પાંચના પ્રાણ હરાયા!" આ શબ્દો અભિમાની બાળાના હૃદયમાં બાણ સમાન લાગ્યા અને તેથી તરત તેણે શરસંધાન કરીને બીજા બે પઠાણોને ઠાર કરી નાખ્યા. બાકીના બે પઠાણો જીવ લઇને ગચ્છંતી કરી ગયા. અંતે શિકારોની સરખાસરખી થઈ ગઈ, એટલે બંધુભગિની વચ્ચેના કલહનો અંત આવી ગયો. એ પછી આનંદ પામતાં તેઓ રાજમહાલયમાં પાછાં આવ્યાં. એ વૃત્તાંત સાંભળીને સજ્જનસિંહના હૃદયમાં આનંદ અને અભિમાનનો અતિરેક થયો.

તે દિવસ તો આનંદમાં નીકળી ગયો; પણ સર્વ દિવસ એક સરખી રીતેજ આનંદમાં જવા જોઇએ, એવો કાંઈ નિયમ નથી. આજે આપણે આનંદસાગરમાં વિહરીએ છીએ, પણ આવતી કાલે પણ એવો જ પ્રકાર હશે કે કેમ, એ કાંઈ કહી શકાતું નથી. કારણ કે, આનંદ અને દુઃખ; હાસ્ય અને રુદન; તથા સંપત્તિ અને આપત્તિ, એ સર્વ પ્રકૃતિના ક્ષણક્ષણના બદલાતા ખેલો છે. એથીજ કહેવામાં આવ્યું છે કે, "कालस्य कुटिला गतिः"

હજી તો બીજો દિવસ ઊગે છે, એટલામાં તો કિશોરાપર નવીન

સંકટ આવવાનાં ચિન્હો દેખાવા માંડ્યાં. ઉપર્યુક્ત બે ન્હાસી ગએલા પઠાણોએ કુતુબુદ્દીન પાસે જઇને પોતાની થયેલી દુર્દશાનો યથાવત્ વૃત્તાંત કહી સંભળાવ્યો. એ વૃત્તાંત સાંભળવાથી કુતુબુદ્દીનને પોતાના કાર્યને સિદ્ધ કરી લેવાને અચાનક પ્રસંગ આવી મળ્યો. કારણ કે, કિસોરા સંસ્થાન અથવા તો કિસોરા નગરને લલામભૂત થએલી સ્વરૂપશાલિની વીરકન્યા મુકુટકુમારી પોતાને પ્રાપ્ત થાય, એ તેની પ્રથમથીજ પરમ ભાવના હતી. ત્વરિત તેણે પોતાના સરદારોને લડાઇની તૈયારી કરવાનો હુકમ આપી દીધો, અને સજ્જનસિંહને એવો સદેશો પાઠવ્યો કે;–"તમારી પુત્રીએ મારી પ્રજાને બહુજ ત્રાસ આપવા માંડ્યો છે, એમ મારા જાણવામાં આવ્યું છે. એટલા માટે જો પોતાની સ્વતન્ત્રતાને કાયમ રાખવાનો તમારો મનોભાવ હોય, તો તમે તમારી પુત્રીને મારા તાબામાં સોંપો અને નહિ તો આ ક્ષણેજ લડાઇમાટે તૈયાર થઈ જાઓ!" આ ઉદ્ધત સદેશો સાંભળીને સજ્જનસિંહ અને તેના અનુયાયી જનોના મનમા કોપનો અગ્નિ પ્રજ્વળી ઊઠ્યો. સજ્જનસિંહે તે સદેશાનું ઉત્તર આપતાં જણાવ્યું કે;–"કિસોરાના સમસ્ત નાગરિકો પોતાના પ્રાણ અર્પશે, પણ પોતાના કુળને કલંકિત કરનાર કૃત્ય આચરશે નહિ. આ અવનીમાં રાજપૂતોએ જે જન્મ ધારણ કરેલો છે, તે કેવળ દુષ્ટ યવનોનો વિનાશ કરવામાટેજ!" આ ઉત્તર સાંભળીને કુતુબુદ્દીનના કોપનો અવધિ થયો અને તેથી તે મોટી ફોજ લઇને કિસોરા નગરપર ચઢી આવ્યો. કિસોરાપર આ એક મહા સંકટ આવી પડ્યુ!

પરંતુ રાજપૂત વીરો લેશ માત્ર પણ ભયભીત ન થયા. કારણ કે, તેમણે પણ યુદ્ધની તૈયારી કરી રાખી હતી. મરણ પર્યન્ત પોતાની સ્વાધીનતાનું રક્ષણ કરવું જ, એવો તેમનો દૃઢ નિર્ધાર હતો. પ્રત્યેક રાજપૂત વીર પોતાના કુળમાટે, પોતાના પ્રાણ કરતાં પણ પ્રિયતર સ્વાતંત્ર્યમાટે અને પોતાની જન્મભૂમિમાટે "शरीरं पातयेयम् कार्यं वा साधयेयम्" એવા દૃઢ નિશ્ચયવડે શસ્ત્રાસ્ત્રમંડિત થઇને શત્રુની માર્ગપ્રતીક્ષા કરતા નગરના દુર્ગની અંદર એકત્ર થયા હતા. એ પછી શત્રુસૈનાએ કિલ્લાને બહારથી ઘેરી લીધો, અને કુતુબુદ્દીને પુનઃ સંદેશો મોકલ્યો કે;–"હજી પણ સમજી જાઓ તો સારું. મુકુટકુમારીને મારા હાથમાં આપી પોતાની સ્વતંત્રતાનો બચાવ કરો." પરંતુ આવા ઉપમર્દને સહન કરી જાય એટલા બધા રાજપૂત વીરો ભીરુ નહોતા. "અમે અમારાં શસ્ત્રાસ્ત્રવડેજ અમારી સ્વતંત્રતાનો બચાવ કરીશું!" એવો તેમણે ચોખ્ખો જવાબ સંભળાવી દીધો, એટલે યુદ્ધવિના અન્ય ઉપાય ન હોવાથી યુદ્ધનો આરંભ થયો.

એ વેળાએ ઉત્તર તરફના એક ઉચ્ચ બુર્જપર બે તરુણવીરો પોતાના ધનુષ્યબાણને સજ્જ કરતા ઉભા હતા. બન્નેનો આદર્શ પ્રેક્ષણીય હતો અને ઉભયનાં મુખમંડળો અતિશય મનોહર દેખાતાં હતાં. પરંતુ એ બે તરુણોમાંના એકની મુખાકૃતિમાં સૌકુમાર્યની છટા વિશેષ વિલસતી હતી—એટલે કે, તેની મુખાકૃતિ અત્યંત નયનમનોહર હતી! વાચકવૃન્દ, એ તરુણ કોણ હશે વારુ? એ અન્ય કોઈ નહિ, પણ તે વીરવેષધારિણી વીર-કન્યા આપણી કથાનાયિકા મુકુટકુમારી જ હતી. તેનાં નેત્રોમાંથી અત્યારે પ્રત્યક્ષ પાવકનો જ વર્ષાવ થતો હતો. યુદ્ધનો આરંભ થતાંની સાથે જ મુસલ્માનોએ પ્રથમ કિલ્લાના દરવાજાપર હલ્લો કરી ધારને તોડીને અંદર પેસવાનો રસ્તો કરી લીધો અને તેઓ કિલ્લામાં પ્રવેશ કરવા લાગ્યા. રાજપૂતોએ મહા પરાક્રમથી તેમને બે વાર પાછા હટાવ્યા; પણ અંતે શત્રુઓએ એકવારનો અંદર પ્રવેશ કર્યો જ. એ પછીના તુમુલ યુદ્ધમાં ભીષ્મ પરાક્રમનો પરિચય કરાવીને સજ્જનસિંહ સ્વર્ગવાસી થયો અને રાજપૂતોનો પક્ષ નિર્બળ થઈ ગયો.

બુર્જપરથી લક્ષ્મણસિંહ અને મુકુટકુમારી શત્રુઓપર બાણોની અખંડ વૃષ્ટિ વર્ષાવતાં હતાં. સજ્જનસિંહના પતનથી મુસલ્માન સૈન્યમાં જયધ્વનિ થવા લાગ્યો અને સમસ્ત નગરમાં મુસલ્માન સૈનિકોનો પ્રસાર થઈ ગયો. બાણોની વૃષ્ટિથી મુસલ્માનોના અનેક સૈનિકો પટાપટ મરવા લાગ્યા. તેમના એ હસ્તલાઘવને જોઇને કુતુબુદ્દીન આશ્ચર્યચકિત થઈ ગયો અને તરત તેણે આજ્ઞા કરી કે;—"મારા બહાદુર સરદારો, તમે ગમે તેમ કરીને પણ આ સુકુમાર તરુણ-મુકુટકુમારી-ને સજીવન અવસ્થામાં જ પકડી લાવો. જે કોઈપણ આ કાર્ય કરશે, તેને ઇનામથી હું નિહાલ ક........" આ વાક્ય પૂરું થવા પહેલાં તો કુતુબુદ્દીન નિશ્ચેષ્ટ થઇને ધડાક દેતો કે પૃથ્વીપર પટકાઈ પડ્યો. તેના સરદારો અને સૈનિકોએ તેને સાવધ કરવાના અનેક પ્રયત્નો કર્યા, પરંતુ તેના પ્રાણ તો પડતાંની સાથે જ પ્રયાણ કરી ગયેલા હોવાથી તેમના સર્વ પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા. કુતુબુદ્દીને મુકુટકુમારી તરફ અંગુલીનિર્દેશ કર્યો, તે ક્ષણે જ મુકુટકુમારીએ પોતાના અનિવાર્ય શરસંધાનથી તેને ઠાર કરી નાખ્યો. એ પછી કુતુબુદ્દીનના અનુયાયીજનો 'દીન દીન' કરતા વેગથી તે બુર્જપર ચઢી ગયા. એ કટાકટીના પ્રસંગે મુકુટકુમારીએ જે વીરતાનો પરિચય કરાવ્યો, તે વીરતા તો ખરેખર અલૌકિક જ હતી. તેણે એકદર એંસી પઠાણોને ઠાર કરી નાખ્યા; અને પછી મુસલ્માન સૈનિકોને બહુ જ પાસે આવેલા જોઇને તેણે લક્ષ્મણસિંહને કહ્યું કે;—"હવે મારું રક્ષણ તારે કરવાનું છે." પણ હવે રક્ષણનો કોઈ માર્ગ અવશિષ્ટ રહ્યો જ ન

હોતો. છતાં એક અલૌકિક યુક્તિથી બંધુએ પોતાની પ્રિય ભગિનીનું સંરક્ષણ કર્યું. તે એવી રીતે કે, પોતાની ભગિનીના પવિત્ર દેહને યવનોનો હસ્તસ્પર્શ ન થવા પામે, એટલા માટે તે દેશવીરે તત્કાળ પોતાની તીક્ષ્ણ ધારવાળી તલવારને મ્યાનમાંથી બહાર કાઢી લીધી અને મમતાના આવરણને દૂર કરી મુકુટકુમારીની, યવનસ્પર્શના ભયથી તે ક્ષણે જ મુક્તિ કરી નાખી! અંતે વીર લક્ષ્મણસિંહ પોતે પણ યુદ્ધમાં કામ આવ્યો.

અહાહાહા—રાજસ્થાનમાંનાં ગ્રામ્યજનો પણ અત્યાર સુધી મુકુટકુમારીનાં પરાક્રમોનાં સ્તુતિસ્તોત્રો સહૃદિત અંતઃકરણથી ગાયા કરે છે.

"વીરકન્યકા મુકુટકુમારી, વિમલ કીર્તિ જેની ભવ માય,
સમસ્ત રાજસ્થાન આજ પણ યશોગાન જેના અતિ ગાય;
જન્મ ભારતે એવી કન્યાનો જો ગૃહ ગૃહ માંહીં થાય,
ઉદય થાય સત્વર ભારતનો એમાં સંશય નહીં જરાય."

## પ્રતિજ્ઞાપાલક વીર અવીક્ષિત*

(લેખક ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.)

"કાંતો બોલ બોલીએ ના
બોલીએ તો ડોલીએના
બોલ ઐસો બોલીએ
જો બોલીએ સો કીજીએ."

ઇક્ષ્વાકુના ભાઈ દિષ્ટના વંશમાં મહારાજ કરન્ધમનો જન્મ થયો હતો. તેની સ્વયંવરલબ્ધા રાણીનું નામ **વીરા** હતું. આ ટુંકી વાર્તાનો નાયક અવીક્ષિત, ઉપર્યુક્ત રાજદમ્પતીનું સંતાન હતું. હિન્દીમાં કહેવત છે કે;

"હોનહાર વીરવાન કે હોત ચીકને પાત."

એ પ્રમાણે અવીક્ષિતનું બાળપણનું લાવણ્ય, તેની બુદ્ધિ, શૌર્ય અને પરાક્રમ ઘણી પ્રશંસાને પામ્યાં હતાં. પોતાના સમસ્ત જીવન દરમ્યાન આ શૂરવીર નરે અનેક યુદ્ધોમાં ભાગ લીધો હતો. તેનું પ્રતાપી નામ સાંભળીને અનેક રાજા મહારાજાઓ થરથર કંપતા હતા.

અવીક્ષિતનું વય ૨૦ વર્ષનું થતાં જ તેનામાં વીરતા દીપી નીકળી હતી. એ નાની વયમાં જ તેણે ઘણી કીર્તિ મેળવી હતી. જેથી તેનાં માતાપિતા અને અન્ય સંબંધીઓ હર્ષ પામ્યાં હતાં. એ વખતે મહારાજ વિશાલની સુતાનો સ્વયંવર થવાનો હતો. પૃથ્વીના ઘણા રાજકુમારોને નિમન્ત્રણપત્રિકાઓ મોકલવામાં આવી હતી, જેમાં રાજનન્દન અવીક્ષિતને પણ એક મળી

* એક પૌરાણિક કથા ઉપરથી.

બની ગયાં અને મન, 'એક સાત્વિક ભાવમય બની ગયાં. એ પછી જ્યારે જૂદા જૂદા રાજકુમારોને પોતાના પ્રતિસ્પર્ધીઓના અસ્તિત્વના વિચારો આવ્યા ત્યારે એ દરબારમાં એ જ વખતે સાત્વિક ભાવને બદલે ઇર્ષ્યા, અહંકાર, ક્રોધ, કીર્તિની લાલસા આદિ ભાવ ઘણાંખરાના મનમાં પ્રકટી રહ્યાં.

રાજકુમારીની એક સખી આગળ ચાલવા લાગી અને એક પાછળ ચાલવા લાગી આગળ ચાલનારીએ દરેક નૃપતિસુતનાં નામ, કુલ, યશ, શક્તિ વગેરેનાં વર્ણન શરુ કર્યાં. એ વર્ણનમાં પોતાના મનની ઇચ્છાનુસાર, જે કોઈ રાજપુત્રના ગુણો મળતા ન આવ્યા તેને પડતો મૂકી, રાજકુમારી, પોતાની હંસગતિથી આગળ વધવા લાગી. એ પ્રસંગે અસ્વીકૃત રાજકુમારોની સ્થિતિ કેવી હતી, એ 'કવિકુલગુરુ કાલિદાસના નીચેના શ્લોક ઉપરથી સારી રીતે સમજી શકાશેઃ—

> सञ्चारिणी दीपशिखेव रात्रा यं यं व्यतीयाय पतिम्वरा सा ।
> नरेन्द्रमार्गाट्ट इव प्रपेदे विवर्णभावं स स भूमिपालः ॥

ક્રમશઃ રાજકુમારી, કુમાર અવીક્ષિત્ પાસેથી પણ પસાર થઈ ગઈ. અવીક્ષિત્, આ ઘટના જોઈ પ્રથમ તો દિલગીર થયો, પરન્તુ પાછળથી એકદમ તેનું મોં ક્રોધથી રક્તવર્ણું થઈ ગયું. તેણે તુરત જ નિશ્ચય કર્યો કે, "યુદ્ધ કરીને, બાહુબળથી આ કન્યા પ્રાપ્ત કરવી; કેમકે ક્ષત્રિયોમાં કોઈ પણ કન્યાનું હરણ કરી, યુદ્ધમાં જિતી, તે કન્યા જો પ્રાપ્ત કરવામાં આવે છે તો તે રીતિ ઉત્તમ ગણાય છે. મારા બન્ને બાહુઓ મારા સહાયક છે. આજ લગી મેં તેમનાથી નામના મેળવી છે. હવે પણ તેમ જ કરવું યોગ્ય છે. મેં રાજકુમારીની વરમાળાની ખાસ કાંઈ ઇચ્છા કરી નહતી. પરંતુ જો તે મને પહેરાવત તો હું ના કહેત નહીં. પણ હવે જ્યારે મને તે ન પહેરાવી, મારું અપમાન કર્યું છે ત્યારે ક્ષત્રિયોને ઉચિત તે જ કર્મ કરવામાં મારે શા માટે ઉદ્યુક્ત ન થવું?"

ક્ષણમાત્રમાં આવો નિશ્ચય કરી લીધા પછી, રાજકુમારે, ચપલતાથી પોતાની તરવાર મ્યાનમાંથી બહાર કાઢી એક હાથમાં લીધી. પોતાને આસનેથી ઉઠી, રાજકુમારી જ્યાં હતી ત્યાં તે ગયો અને પોતાને બીજે હાથે તેને બળપૂર્વક ઉઠાવી લીધી. તે પછી તેણે વિશાલ રાજને આહ્વાન કર્યું કે:–"તમારી કન્યાનું હું અપહરણ કરું છું. તમારે ફાવે તેમ કરો." પોતાના મહાબળવાન્ હસ્તવડે રાજકુમારીને, ફૂલની પેઠે ઉચકી લેવામાં અવીક્ષિતને કાંઈ અત્યંત બળ વાપરવાની જરૂર પડી નહીં. તેણે સભા તરફ પોતાનું મોં રાખી, ઘણી સાવધતા અને ચપલતાથી પોતાની તીક્ષ્ણ અસિ ફેરવતે ફેરવતે સ્વયંવરમંડપમાંથી બહાર નિઃસ-

રવા માંડ્યું. શરૂઆતમાં બધા રાજા, કિંમૂઢ થઈ ગયા, પરન્તુ તે પછી વિશાલરાજે ઉઠીને કહ્યું: "વીર ક્ષત્રિયો, મને થના આ અપમાનનો યોગ્ય બદલો આપવાની ઇચ્છામાં મને કોણ કોણ સહાય કરવા તૈયાર છે, તે હું જાણવા માગું છુ" પહેલાં સભાનો અર્ધો ભાગ ઉઠ્યો અને તે પછી ધીરેધીરે, બીજાઓને ઉઠેલા જોઈ, બાકીનાઓ પણ ઉઠ્યા. એટલે મહારાજાએ કહ્યું. "તો ચાલો, આ ઉદ્ધત યુવકની પૂઠે જઈ, તેને યોગ્ય શાસન આપીએ."

સ્વયંવરમંડપમાંથી રાજકુમાર અવીક્ષિત્ પોતાની તરવાર ફેરવતો ફેરવતો જે વખતે બહાર નિ:સર્યો, તે વખતે બહાર ઉભેલા કોઈ પણ સૈનિક કિંવા અન્ય જનની તેને અટકાવવાની હિમ્મત ચાલી નહીં. તેના અનુચરો બધો મામલો સમજી ગયા. અવીક્ષિતનો રથ તેઓ એકદમ તૈયાર કરી લાવ્યા અને તેની અંદર અવીક્ષિતે કુમારીને બેસાડી, પોતાનાં ધનુષ્યબાણ તૈયાર રાખી, કશાની પણ વાટ ન જોતાં, પોતાના રાજ્ય તરફ રથ હાંકવા માંડ્યો. વિશાલરાજ અન્ય રાજકુમારો અને પોતાની સેના સાથે તેની પાછળ પડ્યો. દારુણ યુદ્ધનો પ્રારંભ થયો. એક બાજુ અક્ષૌહિણી સેના, અગણિત મહારથી, પરાક્રમી ભૂપાલવૃંદ અને બીજી બાજુ, કેવળ અવીક્ષિત્ અને તેના બે કે ત્રણ અનુચરો હતા! પરન્તુ તેથી શું થયું? યુદ્ધ કરવાને તે પહેલાંથી તૈયાર થયો હતો. ધીરધીરે પોતાની અવિરત બાણવર્ષાથી સામા પક્ષનાં અવ્યવસ્થ અનેક માણસોને તેણે ધરાશાયી કર્યા. કોઇની મગદૂર નહતી કે, મેઘના મુશલધાર વરસતા પાણીના કરાની માફક, અવીક્ષિતના ધનુષ્યમાંથી છૂટતાં એક પછી એક અનેક તીરોની સામે ટક્કર ઝીલી, અવીક્ષિતના રથ પાસે આવવાની હામ ભીડે? શત્રુઓનાં બાણો તે કાપી નાંખતો અને પોતાનાં બાણ છોડ્યો જ જતો. એમ કરતાં ઘણા નૃપનન્દનો માર્યા ગયા, ઘણા નિ:શસ્ત્ર બન્યા અને ઘણા કાયર બની સંગ્રામસ્થાન છોડી નાસવા લાગ્યા. અવીક્ષિતે તેમની પૂઠ પકડી અને સાથે સાથે પોતાનાં બાણોની અપરિમિત વર્ષા ચાલુ રાખી. આખરે વિશાલરાજનું સૈન્ય નાસી ગયું અને અવીક્ષિતે શંખથી જયનિનાદ કર્યો.

વિશાલરાજ આ વખત ઘણો ખેદિત થયો. અવીક્ષિતે પોતાનુ જે અપાર શૌર્ય બતાવ્યું હતું, તેથી પ્રસન્ન થવાને બદલે અને તેને પોતાના જમાઈ તરીકે રાજીખુશીથી સ્વીકારવાને બદલે વિશાલરાજે, કાયર બનેલા અનેક રાજાઓને ધિક્કાર આપવા માંડ્યો. એમ કરીને તેઓને શૂર ચઢાવવાનો તેનો ઉદ્દેશ હતો. ધિક્કારનાં વચનો વિશાલરાજે હદ ઉપરાંત કહ્યાં જેનું પરિણામ, ખરેખર, તેમના ધારવા મુજબ આવ્યું. બધાઓ ફરીથી લડવા તૈયાર થયા અને પુનઃ રણમાં આવ્યા. ક્ષત્રિયોમાં એવો

નિયમ છે, કે એકવાર હાર્યા પછી એ જ રણમાં એ જ વખત, હારેલાઓ પુનઃ લડવા માગે તો તે અન્યાયયુદ્ધ ગણાય. વિશાલરાજના ઠપકારૂપ સૂર્યનાં અસહ્ય કિરણોથી સંતાપિત થયેલા રાજાઓએ જ્યારે બીજીવાર લડવાની ઇચ્છા બતાવી, ત્યારે વિશાલરાજે પોતાનું સૈન્ય ફરીથી તૈયાર કર્યું. અને પોતાના રાજ્ય તરફ જતા અવીક્ષિતની પાછળ તેઓ સર્વ દોડ્યા. અવીક્ષિતે જોયું કે, શત્રુઓ ફરીથી આવે છે ત્યારે તેમના એ અન્યાયી પગલા માટે તેને ખેદ થયો. પરતુ તે છતાંએ તે લડવા તૈયાર થયો. તેણે પુનઃ શંખગર્જન કર્યું અને પોતે તૈયાર હોવાનું રાજાઓને સૂચન કર્યું.

આ વખત અવીક્ષિતના નસીબમાં જય નહોતો. આ લડાઇમાં તેનાં શર, ધીમે ધીમે ખૂટી ગયાં. તેના અનુચરો માર્યા ગયા. તેના રથના ઘોડા પડી ગયા અને રથ નિર્માલ્ય બની ગયો. શત્રુઓએ આ લડાઇમા એક બીજો પ્રપંચ એ રચ્યો હતો કે, સૈન્યનાં થોડાંક માણસોને જૂદી જૂદી દિશાઓએ મોકલી, અવીક્ષિત્ ઉપર અણચિંતવ્યો હુમલ્લો કરવા તેઓને જણાવ્યું હતું. એ પ્રમાણે તેઓ પણ ચારે બાજુથી ધસી આવ્યા. છતાં રથમાંથી રાજકુમારી સાથે કુદકો મારી તે બહાર પડ્યો. પોતાના એક હાથમાં રાજકુમારી હોવાથી તેણે હવે પોતાની અસિ અજમાવવા માંડી. શત્રુઓને તેની આ સ્થિતિથી, તેને હરાવવાની ઘણી સારી તક મળી. અવીક્ષિત્ ચારે બાજુએથી ઘેરાયો હતો, છતાં તેણે તરવાર ફેરવવી ચાલુ રાખી. તેના શરીરમાં ઘા પડ્યા. બે ત્રણવાર રાજકુમારીને તેના પડખામાંથી લઈ લેવાના યત્ન થયા, પણ એ યત્ન કરનારાઓને તેણે એવા સચોટ ઘા કર્યા કે, તેઓ તે જ ઘાથી મરણ પામ્યા. પરતુ અનેક શસ્ત્રસજ્જ સામે સાધનહીન એક, અંતે ક્યાં સુધી ટકી શકે? આખરે રાજકુમાર ઘણો પરિશ્રમિત થયો. પરિણામે અચેત થઈ, તે ધરાતલપર પડી ગયો. રાજકુમારીને તેના પાસામાંથી લઈ લેવામાં આવી અને અન્યાયયુદ્ધમાં વિજય પામેલા રાજાઓએ આ નિશ્ચેષ્ટ કેશરીને બન્દીવાન કરી, ધાંધલ કરતાં કરતાં વિશાલનગર તરફ પ્રયાણ કર્યું.

આ બનાવની ખબર મહારાજા કરન્ધમને થઈ. મહારાણી વીરાના ઘણા જ આગ્રહથી તેમ જ પોતાની પણ ઉત્કટ ઇચ્છાથી મહારાજા કરન્ધમે પોતે સૈન્ય લઈ, વિશાલનગર ઉપર ચઢાઈ કરી. તેમની બળવાન્ સેના આગળ વિશાલરાજ અથવા તો અન્ય રાજાઓનું કાંઈ ચાલ્યું નહીં. સર્વ પરાજિત થયા અને કુમારને મુક્ત કરી, વિશાલરાજે ક્ષમા માગી. એ પછી વિશાલરાજે કરન્ધમને વિનતિ કરી કે, મારી પુત્રી હું ધામધૂમથી કુમાર અવીક્ષિતને પરણાવું અને આપ એ કાર્યની આજ્ઞા આપો. મહારાજા કરન્ધમે સંમતિ આપ્યાથી લગ્નની તૈયારીઓ થઈ રહી.

પરન્તુ કુમાર અવીક્ષિતને એવી ગોઠવણ પસંદ ન આવી. તેણે પોતાના એક મિત્ર સાથે પિતાને કહેરાવ્યું કે, "પુરુષ જાતિ સ્વતંત્ર છે અને સ્ત્રી જાતિ પરાધીન છે, જ્યારે હું રણક્ષેત્રમાં પરાજય પામી, મારી સ્વતંત્રતા ગુમાવી બેઠો છું ત્યારે મારી ગણના સ્ત્રી જાતિમાં જ થવી જોઇએ. હું એક સ્ત્રી સમાન હોવાથી મારાં લગ્ન નહીં કરું." પિતા તેમ જ શ્વસુર—બન્ને રાજાઓ ગુંચાયા. જ્યારે વિશાલરાજે પોતાની પુત્રીને, રાજકુમારનાં વચનોની વાત કહી ત્યારે તે બોલી: "ખરેખર, પિતાજી, મેં એના જેવો વીર કોઈ જોયો નથી. મેં ખાસ જોયું છે કે, ધર્મયુદ્ધમાં તેણે તમો સર્વને એકલે હાથે હરાવ્યા હતા; પરંતુ જ્યારે અધર્મયુદ્ધ થયું અને રાજા મહારાજાઓ, આડે અવળેથી તથા ચોરીછૂપીથી તેની ઉપર શસ્ત્રાસ્ત્રોનો પ્રહાર કરવા લાગ્યા ત્યારે તે અચેતન બનતો ગયો, પરંતુ જ્યાં સૂધી તેને ચેતના હતી ત્યાંસુધી કોઈ રાજાની મગદુર નહોતી કે મને તેની પાંખમાંથી છોડાવીને પોતે જીવતો જવા પામ્યો હોય! પિતાજી, મેં તો એ જ વખતથી મારું હૃદય તેને અર્પણ કરી દીધું છે. એથી આ જીવનમાં તો એના શિવાય અન્ય કોઈ મારો સ્વામી નથી. તમે ગમે તેમ કરીને પણ તેને સમજાવો." બન્ને રાજાઓ માટે આ પ્રસંગો, ખરી મુશ્કેલીના ઉભા થયા. રાજકુમાર કે રાજકુમારી, કોઇએ પોતાની હઠ મૂકી નહીં. રાજકુમારને તેના પિતાએ જ્યારે પોતાની પાસે બોલાવીને વધુ સમજાવવા માંડ્યો ત્યારે તેણે ઘણા જ વિનયથી કહ્યું; મેં આ જન્મમાં કદી આપની આજ્ઞા ઉલ્લંઘી નથી; આથી આપ હવે મને કૃપા કરીને એવી આજ્ઞા ન કરશો કે, જેનું પાલન હું કરી શકું નહીં."

બન્ને રાજાઓ પોતપોતાનાં સંતાનોને ચહાતા હતા. બન્નેએ તેમને સમજાવ્યાં પરંતુ કોઇનું કાંઈ વળ્યું નહીં. રાજકુમારી એક દિવસ છાની રીતે ઘરમાંથી કોઇને કહ્યા વગર જતી રહી. ફક્ત એક જ દાસીને કહેતી ગઈ કે, જો બહુ જ જરૂર જણાય તો મારાં માતપિતાને કહેજે કે, હું વનમાં તપ કરવા માટે તપસ્વિની વેષે ગઈ છું. તે એવા કોઈ અજાણ્યા વનમાં ગઈ કે જ્યાંથી રાજાનો કોઈ સૈનિક તેને શોધી શક્યો નહીં.

બીજી બાજુ અવીક્ષિતના બ્રહ્મચર્યવ્રતથી, તેની માતા વીરાને ઘણું દુઃખ ઉત્પન્ન થયું. નિર્વંશની ચિન્તા તેની સમક્ષ ખડી થઈ. કેટલાક વિચાર પછી તેણે એક યુક્તિ શોધી કાઢી અને તે નીચે મુજબ અમલમાં મૂકી.

તેણે એક દિન, કુમારને પોતાની પાસે બોલાવી કહ્યું:—તારા પિતાની આજ્ઞા મેળવીને મેં "કિમિચ્છક" વ્રત કરવાની ધારણા રાખી છે. પરંતુ એ વ્રત મહાકઠિન છે અને તેમાં ધનનો પણ પુષ્કળ વ્યય થાય એમ છે; છતાં પણ હું તે કરનાર છુ. શારીરિક કષ્ટ હું સહન કરીશ. પરંતુ

તેમાં બીજી કેટલીક સહાય તારા તરફથી મને મળવી જોઈશે. હું તારી માતા કહેવાઉં અને જો આ વ્રત પરિપૂર્ણ કરી ન શકું તો જગતમાં મારી હાંસી થાય; માટે તું પ્રતિજ્ઞા લે કે, તું મને સંપૂર્ણ સહાય આપશે." માતાનો અતિ આગ્રહ જોઈ કુમારે સહાય આપવાની પ્રતિજ્ઞા, તેની સમક્ષ લીધી.

એ પછી રાજમહિષીએ વ્રતનો આરમ્ભ કર્યો. યાચકોની ઇચ્છાનુસાર દાન આપવાનું કામ અવીક્ષિતને સોંપાયું. કોઈ યાચકને લેશપણ કચવાટ કે બિલ્કુલ નિરાશા ન મળે એવી ચોકસી તેને રાખવાની હતી. તે દરેક યાચકને કહેતો કે, "તમે જે માગશો તે આપીશ." યાચક જે માગતો તે, કુમાર આપતો. ચારેક દિન વ્યતીત થયા પછી, એકાએક મહારાજા કરન્ધમ પોતે યાચકદ્વાર આગળ આવી ઉભા અને કુમારને કહ્યું, "મને દાન આપ." કુમાર મહદાશ્ચર્ય પામ્યો. તોપણ પોતે નિયમ લીધો હતો, એટલે તેણે પૂછ્યું: "આજ્ઞા કરો. આપવા તૈયાર છું."

મહારાજાઃ તું તારી પ્રતિજ્ઞા પાળી શકીશ?

કુમારઃ હા. કારણ મારી માતા સમક્ષ બંધાઈ ચૂક્યો છું.

મહારાજા, "તો મારી માગણી એ છે કે, મને પૌત્રનું સુખ આપ." અવીક્ષિતની સ્થિતિ ત્રિશંકુ જેવી થઈ પડી. પોતે કદાપિ લગ્ન કરવું નહીં, એવી પોતાની પ્રતિજ્ઞા સાથે આ પ્રતિજ્ઞા અથડાતી હતી! લગ્ન ન કરે તો પિતાને પૌત્રનું સુખ શી રીતે આપી શકે? ઘણા સંકષ્ટથી તે બોલ્યો, "પિતૃદેવ! મારાપર દયા કરો. હું એક કાયર માણસ છું. "પુરુષ" એ શબ્દને હું બિલકુલ યોગ્ય નથી. આપના પુત્ર તરીકે આપની કીર્તિ જાળવી રાખવાનું તો દૂર રહ્યું, પણ એક સામાન્ય ક્ષત્રિય જેવું શૂરાતન પણ હું બતાવી શક્યો નથી. મારા હાથમાં આવેલી અબળા બીજો કોઈ લઈ ગયો, તે વખત મારું મૃત્યુ કાં ન થયું? જેની મારે રક્ષા કરવી જોઇતી હતી, તેને ભીરુતાથી મેં બીજાને આપી દીધી અને ઉલ્ટો બન્દીવાન થયો. કહો, પિતાજી, એવા નિર્વીર્ય, કંગાલ પુત્રથી આપના વંશનું નામ રાખવાની આપને ચાહના કેમ થાય છે? એના કરતાં આપનો વંશ નાશ થાય, એજ ક્ષત્રિય ટેકને ઉચિત છે.'

પિતાએ કહ્યું, "પુત્ર! તારી લાગણીઓ હદ ઉપરાંત ઉશ્કેરાઈ ગઈ છે. તું તારી કિંમત આમ અત્યંત ઓછી કેમ આંકે છે, તેની મને સમજ પડતી નથી. તું વીરનો પણ વીર છે. ધર્મયુદ્ધમાં તેં અસંખ્ય રાજાઓની પીઠ જોઈ છે, અનેકને તેં એકલાએ સંહાર્યાં છે તો પછી તું શી રીતે એક કાતર 'પુરુષ ગણાય? નહીં! નહીં! વત્સ, તેં કદાપિ તારી માતાની કુખ લજાવી નથી. એટલે તારી ત્હોયો અને ધારણાઓ ઘણીજ ખોટી છે."

આવાં ઉત્તમ પ્રકારનાં સમાધાનશીલ વાક્યો કહેવા છતાં, રાજકુમાર તો પોતાને એક કાપુરુષ–એક સ્ત્રીથી પણ નપાટ ગણવા લાગ્યો, એટલે મહારાજાએ કહ્યું, 'ગમે તે હો. મારે તારી પાસેથી જે જવાબ જોઇએ છે તે એ કે તેં મને પૌત્રસુખ આપવાની જે પ્રતિજ્ઞા લીધી છે, તે તુ પાળવા માગે છે કે નહીં?'

રાજકુમારે જોયું કે, આ પ્રતિજ્ઞાનું પાલન ન થાય અને માતા નિમિત્ત જે વ્રત આદરવામાં આવ્યું છે તે વ્રત અનુસાર, યાચક નિરાશાથી પાછો ફરે તો માતાનું બધું વ્રત ફોક થાય. આથી તેણે મહારાજાને કહ્યું કે–આપની માગણી પરિપૂર્ણ કરવાની પ્રતિજ્ઞા લઉં છુ. યાચકને એથી આનંદ થયો–કહો કે વ્રત કરનાર માતાને પણ ઘણો આનંદ થયો; કેમકે તેમનાં વ્રતનો સત્ય ઉદ્દેશ એ જ હતો. પરંતુ એ પછી, રાજકુમારની અવસ્થા ભયંકર બની ગઈ. તેને ભોજન ઉપર રુચિ રહેતી નહીં, તેને નિદ્રા આવતી નહીં અને દિનરાત ચિન્તાસાગરમાં નિમગ્ન રહેતો. તેની ચિન્તાનું કારણ એ હતું કે–ખરું જોતાં, વિશાલરાજની જે રાજકુમારી તેને પોતાને પરણવાનો નિશ્ચય કરી વનમાં તપ આદરવા ગઈ હતી, તેને તેણે પરણવું જોઇએ. પરંતુ તેનો કાંઈ પત્તો નહતો. એ કોમલાંગી' આપદ્પૂર્ણ વનમાં' તેને પોતાને જ મેળવવાને કઠિન તપવ્રત, સેવે અને પોતે નૃશંસ રાક્ષસની માફક ક્રૂર બની બીજી કોઇને પરણી બેસે, એ તેને ઘણું જ અનુચિત લાગ્યુ.

છેવટે જ્યારે રાજકુમાર વારંવાર એ વિચારો કર્યાં કરતો ત્યારે મહારાજાએ એવો માર્ગ સૂચવ્યો કે, તેણે રાજકુમારીની શોધ અર્થે નીકળી પડવુ પુત્રના શુભ સંકલ્પ માટે પિતાને અંતરમાં ઘણો આદર ઉપજ્યો હતો, તેથી જ તેણે આ માર્ગ સૂચવ્યો હતો, અને એ મુજબ રાજકુમારે એક શુભ દિન જોઈ, કેટલાક અનુચરો સાથે પ્રયાણ કર્યું.

એક દિન, એક વનમાં ફરતા ફરતાં અચાનક તેના શ્રવણે એક રમણીનો આર્તસ્વર પડ્યો. તેણે દૂરથી જ આશ્વાસનવાક્યો કહેતાં કહેતાં જે દિશાએથી એ સ્વર આવતો હતો, તે દિશામાં જવા માંડ્યું. ધીમે ધીમે નીચેના શબ્દો અવીક્ષિતે સ્પષ્ટપણે સાંભળ્યાઃ "મને–કરન્ધમના પરાક્રમી પુત્રની પત્નીને આ દુષ્ટથી કોઈ છોડાવો–બચાવો." રાજકુમાર ચોંક્યો "અરે આ તો એ જ મારી પત્ની કે જેની શોધમાં હું છુ" એમ જાણી ઘણી જ ત્વરાથી તે મજકુર સ્થળે જઈ પહોંચ્યો. તેણે જોયું કે, એક રૂપવતી બાળાને એક અસુર બળપૂર્વક ખેંચી જતો હતો. તુર્ત જ તેણે પોતાના ધનુષ્યનો ટંકાર કરી તેમાંથી એક શર છોડ્યું, જે રાક્ષસને વાગતાં, રાક્ષસ માર્યો ગયો.

એ જ સમયે આકાશવાણીથી રાજકુમારને ધન્યવાદ અપાયો અને તેની ઉપર પુષ્પવૃષ્ટિ થઈ ! કેટલાક દેવ ત્યા આકાશમાર્ગે આવી પહોંચ્યા અને રાજકુમારને વરદાન માગવાનું કહેવા લાગ્યા. રાજકુમારે કહ્યુ "જો મારી ઇચ્છા પૂર્ણ કરવા માગતા હો તો મારા પિતાની માગણી પરિપૂર્ણ કરો." દેવગણે કહ્યુ "આ કુમારીના ગર્ભમાથી એક ચક્રવર્તી પુત્ર ઉત્પન્ન થશે અને તારા પિતાની અભિલાષા પૂર્ણ થશે." એ પછી દેવાએ તેને ખાત્રી આપી કે, આ જ રાજકુમારી વિશાલનન્દિની છે.

શુભ સમયે કુમાર અવીક્ષિતનાં લગ્ન વિશાલરાજની કન્યા સાથે થયા અને રાજકુમારીના તપનો હેતુ, એ રીતે સફલતાને પામ્યો. મહારાજા કરન્ધમ, યથાસમયે મરુત્ત નામક પૌત્રનું મોં જોવા ભાગ્યશાળી થયા એ કથા પુરાણપ્રસિદ્ધ છે.

કેટલાક દિન પછી મહારાજાએ પોતાની રાણી સાથે વાનપ્રસ્થ લેવાની ઇચ્છા રાજકુમાર અવીક્ષિતને જણાવી, તેને રાજ્ય લેવા કહ્યુ એ વખતે અવીક્ષિતે અગાઉની માફક જ પોતાનું સંભાષણ ચાલુ રાખ્યુ કે, "આપ બીજા કોઇને રાજ્ય સોંપી જાવ. મારા જેવા પરાજિત થયલા, રમણીતુલ્ય કુમારથી રાજ ચલાવી શકાશે નહીં ' મહારાજાએ તેને પુનઃ સમજાવ્યુ કે "ધાર કે હારીને તુ બન્દીવાન થયો હતો, પરતુ તને મુક્ત કરાવનાર તો તારો પિતા—હુ જ હતોને ? પિતાનો યશ એ પુત્રનો જ યશ ગણાય"

અવીક્ષિતે ઉત્તર આપ્યો પિતૃદેવ ! સાભળો —

> पित्रोपात्ता श्रियं भुङ्क्ते पित्रोकृच्छ्रात्समुद्धृत ।
> विज्ञायते च य पित्रा मानव सोऽस्तु नो कुले ॥
> स्वयमार्जितवित्ताना ख्याति स्वयमुपेयुषाम् ।
> स्वय निस्तीर्णकृच्छ्राना या गति साऽस्तु मे गति ॥

ભાવાર્થ —પિતૃધનભોગી, પિતાના પરાક્રમથી આપત્તિમાથી મુક્ત થયેલો, તથા પિતૃ નામથી ઓળખાતો મનુષ્ય, અમારા કુલમા ન હોજો, પરતુ આપ કમાઇનું ધન ભોગવવાવાળો, સ્વકીર્તિથી પ્રખ્યાત થયેલો અને પોતાના પરાક્રમથી વિપત્તિનો નાશ કરનારો, એવાની ગતિ હોય છે તે ગતિ અમારી થજો.

અવીક્ષિત્ જ્યારે કાઈ પણ પ્રકારે રાજ્ય લેવા રાજી ન થયો ત્યારે લાચારીથી મહારાજા કરન્ધમે મરુત્તને રાજપાટ આપ્યુ, જેણે એ રાજ્ય ઘણી દક્ષતાથી ચલાવ્યુ

## સિપાહીનું સ્વપ્ન !

"લખેલું જે લલાટે છે, નહીં મિથ્યા થવાનું તે
ભલે પૃથ્વી વળે ઉંધી, થવાનું તે થવાનું છે.

દિવસના નમતા પહોરનો વખત હતો. ગ્રીષ્મઋતુના દિવસો હતા અને સખ્ત તાપ હજી પણ પડતો હતો. એવે વખતે કંદહારના અરણ્યમાંથી એક ઘોડેસ્વાર પસાર થતો હતો. તેનો પહેરવેશ જોતા તે ઇસ્લામ પથી હોય એમ જણાતું હતું. તેણે માથા ઉપર લાંબી તુર્કી ટોપી પહેરી હતી અને શરીરે એક બદીઆન તથા પાયજામો પહેરેલાં હતાં. તેની કમ્મરે તરવાર લટકી રહી હતી અને એક હાથમાં ઢાલ હતી. તે દૂરથી મુસાફરી કરતો હોય એમ જણાતું હતુ, કેમકે તેને કપાળે પરસેવાનાંબિન્દુ બાઝર્યા હતાં અને તેનો ઘોડો પણ પૂરપાટ દોડવાને બદલે જરાક હાંકતો હાંકતો ધીમે ધીમે ચાલતો હતો.

મુસાફિર આમ તેમ જોતો, કોઈ નદી નાળું મળે તો વિશ્રાંતિ લેવાનું ઇચ્છતો હતો. એવામાં સુભાગ્યે એક ઝરણુ જમણી પાસાએ વહેતુ મળી આવ્યું. પાસેના ઝાડ સાથે પોતાના ઘોડાને બાંધી, તે તુર્ક સ્વારે ઝરણાંમાંના પાણીથી પોતાનું મોં ધોઈ, સાફ કર્યું અને પોતાની પાસેનુ થોડુક ખાવાનું બહાર કાઢી, નાસ્તો કરી લીધો. એ પછી પોતે થાકયો પાકયો હોવાથી ઝાડને આથે પાથરણુ પાથરી, જરાક આડો થયો. તેને સુતાને થોડીક ક્ષણ થઈ હશે કે તેની આંખ મળી ગઈ. સાજ પડતા અન્ધારું થવાની તૈયારી હતી, તે વખત તેની પાસે ખખડાટ થવાથી તે જાગી ઉઠયો. અને જુએ છે તો, ગર્દન ઉપર ઝુકી રહેલી મોટી કેશરીવાળા ભયકર દેખાવના એક મોટા સિંહે તેના ઘોડાને ભોજન કર્યો હતો અને તે ઘોડાના શરીર ઉપર પોતાનો એક પંજો મૂકી, એ વનરાજ તેનું માસ ખાતો હતો. એકદમ આ મુસાફિર ધીમે પગલે તે સિંહની પાસે ગયો અને પોતાની ચકચકિત તરવારનો એક સખ્ત ફટકો તેની ગર્દનપર તેણે લગાવ્યો. કમનસીબે એ ફટકો તે સિંહને ફકત ઘાયલ કરી શકયો પણ તેની ડોક, તેના ધડથી વિખૂટી પડી નહીં. સિંહરાજ છંછેડાયો. મુસાફિરે પણ જોઈ લીધુ કે, પોતાને હવે એક વિફરેલા પ્રાણી સાથે કામ લેવાનું છે. એકદમ દોડીને, પોતે સુતો હતો ત્યાંથી તે ઢાલ, લઈ આવ્યો. પણ તે દોડ્યો તેની પછવાડે પેલો સિંહ પણ દોડયો; એટલે જ્યાં જાય ત્યાં સિંહ તેની સામે ને સામે આવે એમ હતું; આથી તેણે એક યુક્તિ વાપરી. ચાર પાંચ ડગલાં પાછળ હઠી, તેણે એક એવો લાંબો કૂદકો માર્યો કે, તે સિંહ

ઉપર થઇને પોતે તેની પાછળ જઈ પડ્યો. મુસાફિરનો આ કૂદકો ઘણો જ હિમ્મતભર્યો હતો. તેના કૂદ્યા પછી, સિંહ પાછો ફરે એટલા વખતમાં તો તેણે ત્વરાથી એક-બે ફટકા સિંહની કમ્મરપર લગાવ્યા. પરિણામે એ જ ફટકાથી તે સિંહના શરીરના બે વિભાગ થઈ ગયા. એ પછી આ બહાદુર પ્રવાસીની નજર પોતાના પ્યારા, નિમકહલાલ અને ઉપયોગી પ્રાણી તરફ ગઈ. તેની હાલહવાલ સ્થિતિ જોઈ, તેની આંખમાં આંસુ આવી ગયાં. જે પ્રાણી, કેટલાંયે વર્ષ સુધી તેના સાથી તરીકે હતું, તે પ્રાણી પોતાની બેફામ, નિદ્રાધીન સ્થિતિમાં માર્યું ગયું, તેથી મુસાફિરને ઘણું લાગી આવ્યું. પણ જે થયું તે થયું. બનેલું ફેરવી શકવાને તે સમર્થ નહતો, તેથી પોતાનો સામાન હાથમાં લઈ તે પગપાળો આગળ વધ્યો.

સાયંકાલ પડી ચૂકી હતી. અન્ધારું ક્રમશઃ ગાઢ થવા લાગ્યું હતું. અરણ્યમાં ચારે પાસ નજર કરતાં ક્યાંયે પણ દીવો જણાતો નહતો; એટલે હજી કોઈ ગામ પાસે આ મુસાફિર આવી લાગ્યો નહતો. છતાં તેણે આગળ ચલાય ત્યાં લગી ચાલવાનો નિશ્ચય કર્યો. તે થોડેક દૂર ગયો હશે ત્યાં તેના પગ નીચે કાંઈ સુંવાળી ચીજ અથડાઈ હોય એમ તેને લાગ્યું. નીચે વળીને તેણે તે ચીજ તરફ જોયું તો તે કોઈ જીવતું પ્રાણી જણાયું. વધુ નિહાળીને તપાસતાં તે હરણનું નાનું સરખું બચ્ચું હતું. મુસાફિર હજી ભૂખ્યા જેવો હતો તેથી ખુશી થયો કે આ શિકાર ઠીક હાથ આવ્યો. પોતાની પાસે દિવાસળીનું સાધન હતું. તેથી એક જગ્યાએ જઈ, તેણે બચ્ચાને નીચે મૂકી, આસપાસથી ડાંળીડાંખરાં, પાદડાં વગેરે બળી શકે એવી ચીજો એકઠી કરી, તે વસ્તુઓ સળગાવી તાપ કર્યો. એ પછી એ બચ્ચાની કત્લ કરવાના વિચારમાં તે હતો, તેવામાં તેની નજર જરા દૂર જતાં તેને એક હરણું દેખાયું. તે હરણું વારંવાર મુસાફિરના તરફ ટગર ટગર જોતું હતું. ઘડીકમાં મુસાફિર પાસે આવી, જાણે તેને કાલાવાલા કરતું હોય તેમ તેના પગ પાસે લોટી પડતુ અને ઘડીકમાં પાછું દૂર જઈ, એ જ દયાજનક દૃષ્ટિ નાંખતું. મુસાફિરને વિચાર આવ્યો કે, આ હરણી તે બચ્ચાની માતા હોવી જોઇએ. તેણે હાથમાંનું બચ્ચું તેની તરફ ધર્યું એટલે તે કૂદકારા મારતી પાસે આવી. અહો! તે માતાનો આનંદ કેવો અવર્ણનીય જણાતો હતો! મુસાફિરને દયા આવી. તેણે ખોરાક બીજે ક્યાંકથી મેળવી લેવાનો નિશ્ચય કર્યો અને આ વિહ્વલ બનેલી માતાના પગ પાસે એ બચ્ચું પાછું મૂકી દીધું-કહો કે પોતાની તૃપ્તિ માટેનો પદાર્થ આત્મભોગથી એક માતાની તૃપ્તિ સારુ સમર્પણ કરી દીધો! નીચે મૂકયાની સાથે જ તે હરણીએ તેને પોતાના મોંમાં સંભાળથી લઈ લીધું અને જવા લાગી.

જતે જતે તે પાછું વાળીને મુસાફિર સામે ટગર ટગર જોઈ રહી. પણ એ જોવામાં અત્યારે દયાજનકતા ન હતી, પરંતુ આભાર હતો. તે હરણીની આંખો અત્યારે પ્રકાશિત અને ચકચકિત હતી. જ્યાં લગી તે દેખાઈ નહીં ત્યાં લગી થોડી થોડીવારે તેણે આ દૃશ્ય ચાલુ રાખ્યું. મુસાફર તે ભૂલી ગયો નહીં. આ બચ્ચું પોતાની પાસેથી જવાથી એક પ્રવાસી પોતાના ખોરાક વિના રહ્યો, પણ તેથી એક પ્રેમાળ માતાને પોતે સુખી કરી, એ વિચાર આવતાં તેને ઘણો આનંદ થયો. તે ખુદાના શુક્ર માનવા લાગ્યો કે પોતાને તેણે, એક પ્રાણીને બચાવવાની તથા તેને તેના ખરા હકદારને સોંપવાની સદ્‌બુદ્ધિ આપી.

એ પછી કોઈ ગામમાં પહોંચવાની આશાએ તે ઉતાવળો ઉતાવળો ચાલવા લાગ્યો. તેના એ હેતુમા નિરાશા મળી, એનુ દેખીતુ કારણ તો એ જ હતું કે, તેના ઝડપથી ચાલવા છતાં આસપાસ ક્યાંયે તે એકે દીવો જોઈ શકતો ન હતો. અત્યારે અન્ધારું ઘણુ જ ગાઢ થઈ ગયુ હતું. સામેથી કોઈ આવતું જતું દેખાય એમ ન હતું, છતાં પણ તે આથળીઆ કરીને આગળ વધ્યો. લગભગ એકાદ કલાક તે અશ્રાંતપણે ચાલ્યો હશે, તે પછી એક ઠેકાણે તેણે તાપણી સળગતી જોઈ. તેની આસપાસ કુંડાળુ વળી કેટલાક માણસો બેઠેલા હતાં. એ લોકોની તાપણીના પ્રકાશમા થોડેક દૂર માટીનાં છાયેલાં કેટલાંક ઝુંપડાં જણાતા હતાં. મુસાફિર ખુશી થયો કે, અવશેષ રાત્રિ પસાર કરવા માટે તેને ખુદાતાલાની મહેરબાનીથી એકાદ ગામડું મળી આવ્યું ખરું. તાપણી આસપાસ કુંડાળું વળી બેઠેલા આદમીઓને તેણે ગામડીઆઓ ધાર્યા અને પોતાના દિવસના કામકાજથી પરવારી, તેઓ અત્યારે ગપ્પાંસપ્પાં હાંકવા બેઠા હશે એમ તેણે ધાર્યું. તેઓની નજીક જઈ, તેણે કહ્યુ; ભાઇઓ, તમે કિયા ગામડાના છો? મને આજની રાત વિસામો આપશો?

આ સાભળી એ લોકો માહોમાંહે એક બીજા તરફ આંખોના ઇશારા કરવા લાગ્યા. એકે કહ્યુ એ જવાન, આ ગામનું નામ "બહાદરપૂર" છે અને અમે ગામડીઆઓ, "બહાદરીઆઓ" તરીકે ઓળખાઇએ છીએ. અમારા રાજાએ અમને હથીઆર રાખવાની છૂટ આપેલી છે, તેથી અમે બધાએ આ હથીઆર લઇને ફરીએ છીએ; તેમાં પણ આ રહ્યુ વેરાન વખત છે ને કોઈ વાઘ સિંહ જેવા જનાવર આવે તો અમારો બચાવ કરી શકાય, તે માટે અમે હથીઆર રાખ્યાં છે. ભલા માણસ, તમારા જેવાને તે કોણ વિસામો ના આપે? લ્યો. બેસો. તાપો આજની રાત બેલાશક અહીં સુખે ખાવા કરવાનુ જોઇએ છે?

મુસાફિર તેઓના વિનયથી ઓછો ઓછો થઈ ગયો. તે બોલ્યો; "તમારું ખુદા સારું કરો. જો મને ખોરાક આપશો તો તો હું તમારો ઘણો અહેશાનમંદ થઇશ.' એ સાંભળી મજકુર બોલનાર એક ઝુંપડામાં ગયો અને તેમાંથી તેણે થોડુંક ખાવાનુ આણી આપ્યું. મુસાફિર નીચી નજરે ખાતો હતો, તે દરમ્યાન આખો વખત આ લોકો વચ્ચે આંખોની મિલાવટ થતી હતી; અને કેંક પ્રકારના પેતરા રચાતા હતા. મુસાફિર ખાવાનું પૂરું કરી રહેવા આવ્યો હશે, તે અરસામાં એક જણ જઇને એક શીશો લઈ આવ્યો અને મુસાફિર સાથે પહેલાં વાતચિત કરનારને કંઈક ઇશારો કરી તે આપ્યો. પેલા બોલનારે તે પછી કહ્યુઃ 'ભાઈ, તમે કયાંથી આવો છો?'

પ્રવાસી. હું ઇરાનથી આવુ છુ. હું એક રાજવંશી માણસ છુ અને તમારા ઉપકારનો બદલો હું જરૂર તમને ઘણી સારી રીતે વાળી આપીશ.

ગામડીઓઃ તે તમે હમણાં કયાં જાવ છો? પ્રવાસીઃ હાલ હુ હિંદુસ્થાનના બાદશાહ પાસે જઈ, તેને ત્યાં સિપાહીની નોકરીમાં રહેવા માગું છુ. મારી ખાત્રી છે કે, ખુદાતાલાની રહમથી એક દિન એવો આવશે કે, જ્યારે મારા આ બે બાહુઓના બળથી હું સિપાહીમાંથી સેનાપતિ થઇશ.

ગામડીઓઃ ભલે, બાપુ, ભલે. તમારું સારું થાવ. મુસાફિર એ વખતે જમી રહ્યો હતો. ગામડીઆએ તેને કહ્યુઃ 'લ્યો, આ જરા વધુ તાજા થવા માટે અને રાતના તમને નિરાંતે ઉંઘ આવે તે માટે, સારો દારુ આણ્યો છે.'

મુસાફિર ઉપકાર માનતાં માનતાં તે શીશો આખો ગટગટાવી ગયો. એ પછી એક ગામડીઓ તેને એક ઝુંપડામાં લઈ ગયો અને તેમાં તેને માટે બિછાવેલા એક બિછાનામાં સુવા કહ્યું. મુસાફિરે પોતાના અદીઆનના ગજવામાંથી એક સિક્કો કાઢી, ગામડીઆના હાથમાં મૂકયો. ગામડીએ ઘણી આનાકાની કરી, પણ પ્રવાસીએ તે પાછો લીધો નહીં; આથી ગામડીઓ તેનો આભાર માનતો માનતો ઝુંપડીનાં બારણાં વાસી બહાર ગયો અને મુસાફિર ઈશ્વરની બંદગી કરી પોઢી ગયો. સુતાં સમેત જ તે ઉંઘી ગયો. થોડીવારે તેને એક ઘણું જ સુન્દર સ્વપ્ન આવ્યું. જે હરણનું બચ્ચુ તેણે તેની માતાને હવાલે કર્યું હતું તેનો દેખાવ, તેની નજરે પડ્યો. બચ્ચાને લઈ જતી અને આભાર માનતી હરણી તેને દેખાઈ અને તે જ વખત ત્યાં એક સફેદ દિવ્ય આકૃતિ ઉભી થઈ. તેના વદનની આસપાસ અલૌકિક તેજઃપુંજ હતો. એ આકૃતિએ પોતાના હાથ

આ મુસાફિર તરફ લંબાવી, મંજુલ સ્વરે કહ્યું: "બેટા, આજ તેં આ દુ:ખી પ્રાણીપર જે દયા બતાવી છે તે, સર્વ જગતના પાલનહાર, મૂંગાં તેમજ બોલતાં પ્રાણીઓના રક્ષણ કરનાર પરમ કૃપાળુ પિતાને પસંદ પડી છે. તારા દયાળુ અને વહાલસોયા સ્વભાવના બદલામાં તે પાક ખુદાતાલાએ તને ગિઝનવીનું રાજ બક્ષ્યું છે અને આગળ જતાં, એ રાજ્ય ઘણી હોશિયારીથી ચલાવી, તું, મોટી નામના મેળવીશ, એવો તેનો આશીર્વાદ છે. જા, બેટા, તારું ભલુ થશે."

આ શબ્દો બોલીને એ દિવ્ય મૂર્તિ એકદમ અલોપ થઈ ગઈ. એ સાથે પ્રવાસીની આંખ ઉઘડી ગઈ. પણ પોતે તો ઝુંપડીમાં હતો! નક્કી એ તો ભ્રમણાને લીધે સ્વપ્ન આવ્યું હશે એમ માની, તે પાછો સૂઈ ગયો. સવારે તે જાગ્યો ત્યારે તેણે પોતાના શરીરને મજબૂત દોરડાના બંધથી સજ્જડ જકડી લેવામાં આવેલું જોયું: "અરે! આ શું? આ લોકો કોઈ ઠગના સરદારો છે કે શું? મને એમણે શા માટે બાંધ્યો હશે? નક્કી તેઓએ મારી પાસેના પૈસા લુંટી લીધા હશે." તે આમ વિચાર કરતો હતો ત્યાં બારણું ઉઘડ્યું અને પેલા હથીઆરબંધ ગામડીઆઓ ઝુંપડીમાં આવ્યા. આવતાં વેંત જ તેઓમાંનો એક જણ બોલ્યો: "કેમ સરદાર, રાતે ઉંઘ તો મઝાની આવી ને? ભલા માણસ, પારકી જગ્યાએ એમ તે નિરાંતે ઉંઘાય ખરું કે? લ્યો. આ નિરાંતે ઉંઘવાનાં ફળ!"

પ્રવાસી: એટલે? તમે શું કહેવા માગો છો?

ગામડીઓ: બીજું તે શું? વળી એ જ કે, તમે અમારા કેદી છો. તમારા ખિસ્સામાંથી બધો તત્વમાલ અમે કાઢી લીધો છે. દશ બાર સિક્કાઓ છે. તમારી તરવાર તથા ઢાલ એ સામાં પડ્યાં. એ પણ અમારે સ્વાધીન કરી લેવાનાં છે. તમારાં કપડાંમાં તો કાંઈ માલ નથી. નહીં તો તે પણ કાઢી લેવા અમે ચૂકત નહીં.

મુસાફિર: હવે તમે શું કરવા માગો છો?

ગામડીઓ: "તમારું શરીર અલમસ્ત છે અને વળી તમે રાજવંશી છો, એ જોઈને અમે એવો વિચાર કર્યો છે કે, અમારો સરદાર હમણાં મરણ પામ્યો છે તેની જગ્યા તમે લ્યો; અને નહીં તો અમારા ગુલામ તરીકે તમને વેચીશું. સરદાર થયા પછી તમે ધારો કે, દગો દઉં પણ એમ અમે કાંઈ તમારાથી ગાંજ્યા જઈએ એવા નથી. તમને સરદાર બનાવવાની ક્રિયા અમે કરીશું ત્યારે તમે જોશો કે, તમારી ઇચ્છા હશે તોપણ તમારાથી અમને જરાકે દગો દઈ શકાય એમ નથી." થોડીકવાર વિચાર કરી પ્રવાસીએ કહ્યું: નિર્દોષ લોકોના પૈસા ઠગાઈ અને લૂંટથી લઈ લેવાના ધંધામાં જોડાવા કરતાં મારું મોત થાય, એ હું બહેતર ગણું

છુ. તમે લોકો પાપી છો. તમારો ધંધો કંગાળ અને નીચો છે. એવા ધંધામાં હું નહીં જોડાઉં. તમે મને આમ લુચ્ચાઇથી બાંધ્યો, તેના કરતાં મારી સાથે લડીને, મને હરાવીને બાંધ્યો હોત તો હું ખુશીથી તમારે શરણે થાત. પણ આમ કરીને તમે તમારી બદજાત ઉપર ગયા છો, એ ઠીક કર્યું નથી.

ગામડીઓ: "એ બધી ટકટક મેલ. સમજ્યો ? સરદાર ન થાય તો તને કોણ બનાવવા બેઠું' તુ ? અમે તો તારી મશ્કરી કરતા હતા. આજથી ત્રીજે દહાડે અમે તને ગુલામ તરીકે વેચીશુ, માટે તૈયાર થઈ રહેજે." એટલુ બોલી તેઓ ચાલ્યા ગયા.

મુસાફિરને બધ, બહુ જ જકડીને બાધવામાં આવ્યા હતા. તેનાથી જરાક ચસકાય તેમ ન હતુ. એ લોકોએ ગતના જે દારુ તેને પાયો હતો, તેમાં નિશાવાળો પદાર્થ નાખ્યો હોવાના આટલા બધા સખ્ત બંધ બંધાવા છતાં, તેને ખબર પડી ન હતી.

ત્રણ દિવસ સુધી તેને બિલકુલ ખાવાનું અપાયું નહી. એ પછી તેને લઈ જવાને દિવસે એક ગામડીએ આવીને તેને પૂછ્યુ: 'તારે અમારું કહ્યું માનવુ છે કે કેમ?' મુસાફિરે તુચ્છકારથી ના પાડી. એ પછી તેને એ જ દશામાં એક ગાડામાં નાંખી કંદહાર ખાતે બજારમાં લઈ જવામાં આવ્યો અને ત્યાં બસો રૂપીએ એક વેપારીને વેચવામાં આવ્યો. જતાં જતાં એક ગામડીએ તેના માથામાં એક ટપલો મારીને કહ્યું; "પકવાન્ન મેલીને બંટી બાવટામાં પડ્યો, તે ફોડ તારું નસીબ!" મુસાફિર તેને મારવા દોડ્યો પણ તેને પકડીને, વેપારી તરફથી ચૂપ કરવામાં આવ્યો.

હવે જે વેપારીને ત્યાં તેને વેચવામાં આવ્યો હતો, તે ઘણો લોભી હતો. તેણે આ મુસાફિરને અલમસ્ત જોઈ સારું સારું ખાવાનું આપી, તેને વેચવાનો અને પોતે આપેલી કિંમત કરતાં બમણી કિંમત મેળવવાનો ઇરાદો રાખ્યો હતો. આથી તે તેને સારો ખોરાક આપી, ખુશી રાખવા લાગ્યો. થોડા જ દિવસમાં તેની આશા બર આવી. ખોરાસાનનો સુબો **અલ્પ્તગીન**, એકવાર કંદહારમાં આવી ચઢ્યો. તેણે પોતાના એક મિત્રને ફરમાવ્યું કે, મારે એક ઘણો જ સારો ગુલામ જોઇએ છીએ. મજકુર મિત્ર, વેપારીઓને ત્યાં તપાસ કરવા લાગ્યો. ઇશ્વરની ગેબી કળાને કોઈ પહોંચતું નથી. મુસાફિરનું સ્વપ્ન સાચું પડવાનુ હશે જ, એમ તે જગન્નિયંતાએ ગોઠવેલી સંયોગોની પરમ્પરા જોતાં જણાયું. અલ્પ્તગીનનો મિત્ર મુસાફિરવાળા વેપારીને ત્યાં આવ્યો અને વેપારી સાથે ગુલામ સંબંધી સાટું કર્યું. અલ્પ્તગીનને એ પછી તે ગુલામ બતાવ્યામાં આવ્યો અને તેણે તેને પસંદ કરી, પોતાની પાસે લઈ લીધો.

મુસાફિરને એ વખત એમ લાગ્યું કે "હું તો "હોલામાંથી ચૂલામાં જ" પડ્યો છું. મારા નસીબમાં નક્કી ગુલામી હોવી જ જોઇએ. પિંજરવશ પંખીઓના નસીબમાં બુલબુલની માફક વન વન ગાન ગાતાં ફરવાનું હોતું નથી. તેઓ કદાચ ક્ષણિક વખત માટે છૂટાં રહેતાં હશે, પરંતુ પાછાં પકડાઈ જ જાય છે. ગીઝનીની ગાદી આ અભાગીને મળનારી નથી. ગુલામ તે કદી ગાદીપતિ થાય? માટે નસીબમાં જે દુઃખ લખ્યું છે તે ભોગવી જેમ તેમ જીવન પૂરું કરવું એમાં જ સાર છે."

અલ્પ્તગીન ખોરાસાન ગયો અને આ નવા ગુલામને તેણે પોતાના ઘરના ચાકરો જોડે કામ કરવા મૂકયો. એક દિન અલ્પ્તગીનની ઓરડીમાં આ નવો ગુલામ વાશીદુ વાળી સાફસુફ કરતો હતો, ત્યાં તે ઓરડામાં કુદરતની કળાનું એક ચિત્ર ટાંગેલું હતું, તે તરફ તેની દૃષ્ટિ ગઈ. ચિત્રમાં શાન્ત નદી કિનારો કાઢેલો હતો. થોડાંક હરણાં આમ તેમ ચરતાં હતાં. આકાશમાં સૂર્ય પ્રકાશી રહ્યો હતો. કિનારે ઝાડ ઝુકી રહ્યાં હતાં અને એક માણસ ત્યાં ઉભો ઉભો વિચારમાં નિમગ્ન થયેલો જણાતો હતો. તેને આ ચિત્ર બહુ ગમ્યું. તે જોઈ જ રહ્યો. તેમાં તે એટલો બધો તલ્લીન થઈ ગયો કે, પાછળ અલ્પ્તગીન આવ્યો તેનુ તેને ભાન પણ ન રહ્યું. સેબ્ય છાનોમાનો–ચૂપચાપ–ઉભો રહ્યો. મુસાફિરને ચિત્ર જોતાં પોતે બચાવેલુ હરણું એકદમ યાદ આવ્યું. "અહા, એ દિને જ્યારે મેં હરણના બચ્ચાને બચાવ્યુ ત્યારે તેની માતાએ કેવી સ્નેહભરી દૃષ્ટિથી મારી તરફ જોયા કર્યું હતું? એક બાળક તેની માતાને મળતાં કેવો બેશુમાર આનંદ થાય છે! મને એમ થાય છે કે, લાવ પાછો તે જગાએ જઇને રહું પણ ઓહ્! હું તો એક ગુલામ તરીકે અહિં આવેલો છું. હા! કેવી મારી દશા છે? સ્વતંત્રતા દેવીનાં તો મારા આ જન્મમાં હું દર્શન કરી રહ્યો! અને પેલુ સ્વપ્ન! અહા! હાલ તો એ તદ્દન ખોટું પડયું છે, એમાં શક નહિં. પણ એ દિવ્યમૂર્તિએ મને કહેલા–શબ્દો બરોબર યાદ છે. 'આજે સાંજરે પેલા દુઃખી પ્રાણીપર તેં જે દયા બતાવી છે, તે સર્વ જગતના ઇશ્વરને, મૂંગા પ્રાણીઓના તેમ બોલતાં પ્રાણીઓના પિતાને ગમી છે અને તેના બદલારૂપે તને ગીઝનીનું રાજ્ય તેણે બક્ષિસ કર્યું છે.' ઘણી તાજુબીની વાત છે કે, તેણે બક્ષિસ કર્યું છે એમ કહ્યું છતા હાલ મારી પાસે એ બક્ષિસને બદલે કશું નથી! હા!" તે ઘણા જ શોકથી ભીંતને અઢેલીને થોડીવાર ગમગીનીમાં ઉભો રહ્યો. જેવો તે ભીંતે અઢેલવા આવો ગયો કે, અલ્પ્તગીનને છૂપાઇને ઉભા રહેવુ પસંદ ન પડવાથી, જેવો આવ્યો હતો તેવો તે ચાલ્યો ગયો.

માણસના નસીબમાં જે લખ્યું હોય છે, તે કદાપિ ફરતું નથી. આપણી વાર્ત્તાના નાયકને જંગલમાં આવેલું સ્વપ્ન સાચું હતું કે જૂઠું, તેની પ્રતીતિ હવે જ આપણને થશે.

અલ્પગીને મુસાફિરનું બોલવું છાનેમાને સાંભળી લીધા પછી, મુસાફિરે સ્વપ્નુ, ગીઝનીનું રાજ્ય, હરણું, તેનું બન્યું વગેરે કહ્યું હતું તે ઉપરથી તેનો વૃત્તાંત સાંભળી પોતાનાથી બની શકે તો તેને મદદ કરવી, એમ નક્કી કર્યું.

રાત્રિના ૧૦ વાગ્યા હતા. લોકો સૂઈ ગયા હતા અને મુસાફિર પણ સૂઈ ગયો હતો. અલ્પગીન જ્યાં તે સુતો હતો ત્યાં ગયો. તે બિચારો ઉંઘતો ન હતો. કોઇના પગલાં સાંભળી તે ઉભો થયો. જોયું તો જણાયું કે પોતાનો માલિક હતો. હુઝુરને પગે પડી ફરમાશ કરવા તેણે કહ્યું. માલિકે ઇશારત કરી પોતાની પાછળ આવવા કહ્યું. પોતાની ઓરડીમાં લઈ જઈ અલ્પગીને તેને કહ્યું:-

"અય ગુલામ! અત્યારે રાત્રે એકાએક મેં તને તારું વૃત્તાંત કહેવા બોલાવ્યો છે. અત્યારે શા માટે બોલાવ્યો, તેનું કારણ હું જણાવવા મ્હાતો નથી. પણ તું કોણ છે તે મને સાચે સાચું જણાવ. યાદ રાખજે કે, તું કોઈ સારા ખાનદાનનું ફરઝંદ છે એમ મને શક ગયો છે. દુઃખનો માર્યો તું આ સ્થિતિમાં આવી પડ્યો છે એમ મારું ધારવું છે. તેથી જો ખોટું બોલીશ તો જલ્લાદને બોલાવી અત્યારે ને અત્યારે તારું ધડ શિરથી જૂદું કરાવીશ."

મુસાફિર-મારે મારી હાલત આપ જેવા દયાળુ માલિક પાસે સંતાડવાનું કોઇપણ જાતનું કામ નથી, તો હુઝુર તે સાંભળોઃ-હું ઇરાનના સૌથી છેલ્લા શાહ યઝદી ઝર્દનો વંશજ છું. જો તમો સારી પેઠે જાણતા હોવા જોઇએ કે, પોતાના શત્રુઓથી બચવા માટે નાસતો હતો ત્યારે મુર્વ શહેર પાસેની એક વાવ પાસે તેને મારી નાંખવામાં આવ્યો હતો. તેનું કુટુંબ તુર્કસ્થાનમાં રહેલું હોવાથી ત્યાંના લોકો સાથે તેના કુટુંબીઓનો સંબંધ વધ્યો અને તેઓ એ રીતે તુર્ક થયા. હાલ હું પણ એક તુર્ક ગણાઈ શકું. હું ગરીબી અને લાચારીમાં ઉછરેલો છું અને તેથીજ મને, હું આત્મપ્રશંસા નથી કરતો પણ, મનુષ્યને છાજતા કેટલાક ગુણો રાખવાનું બહુ ગમે છે. કૃપાળુ, મને કોઇને દુઃખ દેવું લગાર પણ ગમતું નથી. મારા શત્રુ પ્રત્યે પણ મને દયા આવી જાય છે. મને જાતે દુઃખ ભોગવવાનો જરાપણ કંટાળો નથી, પણ બીજાને દુઃખી જોઈ મારું હૃદય ભેદાયા વગર રહેતું નથી. અલ્લા જાણે છે કે, મેં અત્યાર સુધીમાં કોઇની આંતરડી દુઃખવી નથી. હું વધારે કહેતો નથી, પણ મને

એટલુંજ લાગી આવે છે કે ઉપર કહ્યું તેવી રીતનું મારું વર્તન છે, છતાં પણ એ મહાન્ પયગંબર મને દુ:ખમાં ને દુ:ખમાંજ રાખે છે!" મુસાફિરની આંખમાંથી આ સમયે થોડાંક અશ્રુબિંદુ ટપકયાં. અલપ્તગીન એવો દયાહીન ન હોતો કે, તેણે હૂપાઇને જે સાંભળ્યું હતું તથા હાલમાં આની વાત સાંભળી હતી, તે પછી એક રાજવંશીને વધારે રીબાવે. તે ઉઠીને ઉભો થઈ મુસાફિરને કહેવા લાગ્યો, "અય્ જંગલમાંથી દુઃખી હરણને સુખી કરનાર રાજવંશી મુસાફિર! આવ મને ભેટ, તું મારાથી ઉંચો છે, ખાનદાન કુળનો છે; માટે તને ભેટતાં મને લજ્જા નહિં આવે." આટલું કહી તે આશ્ચર્યચકિત થયેલા પ્રવાસીને વધુ અજાયબીમાં ગરકાવ કરતો અલપ્તગીન ભેટી પડ્યો! અલપ્તગીને ત્યારબાદ તેને પૂછી જોયું કે, તને વાચતાં લખતાં આવડે છે? તેણે હા કહ્યાથી તેને પોતાના ખાનગી મંત્રી તરીકે તેણે સ્થાપ્યો. જેમ જેમ દિવસો જતા ગયા, તેમ તેમ ખોરાસાનના સુબા અલપ્તગીને તેને પોતાના લશ્કરનો ઉપરી નીમ્યો અને આ મુસાફિર ધીમે ધીમે પોતાની લાયકાત સાબીત કરી આપવા લાગ્યો. એકાન્તમાં હઝારોવાર તે અલપ્તગીનને હૂપા આશીર્વાદો દેતો અને લાખ્ખોવાર તે પોતાના પયગમ્બરને સંભારતો, અલપ્તગીનનો તેણે એટલો બધો વિશ્વાસ મેળવી લીધો હતો કે, ઘણાં કામોમાં તેની તે સલાહ લેતો. તેનું લશ્કર ધીમે ધીમે એવું કવાયદબાજ નીવડ્યું કે, તેનાથી દ્વિગુણી સખ્યા હોય તોપણ તેના સૈનિકો ગભરાયા વગર લડે અને ૯૦ ટકા વિજય મેળવે. લશ્કરીઓમાં પણ તે પ્રિય થઈ પડ્યો હતો.

એક દિવસ અલપ્તગીને લશ્કરી દરબાર ભરી મુસાફિરનાં ભારે વખાણ વચ્ચે તેને "અમીર–ઉલ–ઉમરાવ"નો ખિતાબ બક્ષ્યો હતો. આ ખિતાબ તેને એકલાને જ મળેલો હોવાથી સર્વ કોઈ ત્યારપછી તેને "અમીર"ને નામે સંબોધતા હતા. એક દિન પોતાની ઓરડીમાં તે બેઠો હતો, તેવામાં પાછળ કાંઇક ખડખડાટ થયો. ચમકી, તરવાર હાથપર નાંખી તે જુએ છે તો અલપ્તગીનની પુત્રી ઝોહરા ત્યાં ઉભી હતી. નમન કરી તેણે કહ્યું. "આપ નામવરને કાંઈ જોઇએ છે?" ઝોહરાએ કહ્યું–"હા." ફક્ત "હા" એટલા જ જવાબથી શું કહેવું, તે બાબતમાં તે ગુંચાયો. થોડીવાર તે વિચારમાં ઉભો રહ્યો. પેલી પણ કાંઈ બોલ્યા વગર ત્યાંને ત્યાં ઉભી રહી. અંતે મુસાફિર બોલ્યોઃ–

"આપના ઘરના આપ મુખ્તીઆર છો. આપને ફાવે તે આપ લઈ શકો તેમ છો. તો જે જોઇએ તે લઈ લ્યો."

"અમીર, મારે તમારી પાસેથી લેવાનું છે."

મુસાફિર-(એકદમ ઘુંટણભેર પડી) આ નૌકર પોતાનો જાન પણ આપવા તૈયાર છે.

"બસ, તો તે જ આપો."

"ભલે તૈયાર છું. આપના પિતાએ મને ગુલામગિરીમાંથી આટલે સુધી ચઢાવ્યો અને તે ઉપકાર ભૂલી જઈ એક ગદ્ધાની માફક અહિં-તહિં ફર્યા કરું અને વખત આવે કામમાં ન લાગું તો મારા જેવો કમબખ્ત બીજો કોણ હોઈ શકે? આપને માટે જે પ્રકારે મારે જાન નિસ્સાર કરવાનો હોય, તે પ્રકાર બેલાશક જણાવી દો."

"આપો ત્યારે વખત ખોયામાં સાર નથી."

"બીબી સાહેબા, મારે શી રીતે મારો નાચિઝ જાન આપવાનો છે, તે હું સમજી શકતો નથી. આપની ઉપર કોઈ સકટ આવી પડવાનું હોય અને તેમાંથી આપને બચાવવા ખાતર મારે મરવાનું હોય તો તેમ, કિંવા અત્યારે જ મારે મારી વહાલી તરવાર આણી આપની સમક્ષ મારી ગર્દનના બે ટુકડા કરી નાંખવાના હોય તો તેમ—એ હું નથી સમજી શકતો. આપને માટે કે આપના પિતા માટે હું અઘોર અંધારી રાત્રિએ કબરસ્તાનમાં પણ જઈ વિકટમાં વિકટ વસ્તુ આણી આપવા પાછી પાની ભરનાર નથી." ઝૌહરા –"અમીર, શાહબાશ છે આપની વીરતાને. એ બાબતમાં મને તેમ મારા પિતાને પૂરી ખાત્રી છે ને તેથી આપને મારા પિતાએ પોતાના જમણા હાથ તરીકે ગણ્યા છે, પરંતુ અમીર, આપને મારો જાન બચાવવાનો છે, તે કુદરતના કોપમાંથી છોડાવીને બચાવવાનો છે. જગતના હજારો લોકોમાંથી એ કામ માટે મેં આપને જ લાયક ગણી પસંદ કર્યાં છે. મારી સખીઓએ પણ એમાં મને સંમતિ આપી છે તો કુદરત મને રીબાવી રીબાવી લુંટે છે, તેનાથી મારો જાન નહીં બચાવો?"

તેણે દીનવદને આગળ પગલાં ભર્યાં. અમીરથી પાંચેક ડગલાં દૂર રહી તેણે તેના મ્હોં તરફ જ ટીકયા કર્યું. મુસાફિર ગુંચાયો. "અહસગીનની બેટી મને પોતાનો ખાવિંદ બનાવવા ચાહે છે, પણ મારા માલિકની રજા વગર, હું એક નાનોશો ગુલામડો એકદમ આ બાળાને હા કહી ફસું ને ફસાવું ને કદાચ તે કોપાયમાન થાય તો? ખુદાએ મને આ જંજાળમાં કયાંથી નાંખ્યો?" તે મુંઝાયો–ગુંચાયો. તેટલામાં રૂપેરી રણકારો વાગવા માંડ્યાઃ–"અમીર, શું મૂંગા છો? શા માટે બોલતા નથી. મને જવાબ આપો. મારે જવું છે." અમીરઃ–"બાળા, હું આપને જવાબ આપું અને તે પણ આપે કહેલા પ્રશ્નનો–એટલી મારામાં તાકાદ પણ નથી; તેમ મારો અધિકાર પણ નથી. હું એક ગુલામ છું, એ નજરમાં રાખજો." ઝૌહરાઃ–"અમીર, મને યાદ છે કે મેં એક ઠેકાણે વાંચ્યું છે

કે ઇન્સાનને હરેક પ્રકારનો અધિકાર છે. ગરીબ પણ ગુણવાન્ એક દિન વઝીર થઈ શકે છે એવા હજારો દાખલાઓ મેં સાંભળ્યા છે. તમે પણ ક્યાંક મૂળ અમીરી ઔલાદના છો પણ ગુલામમાંથી સેનાપતિ બન્યા છો એ કેમ ભૂલો છો? તમે લાયક થયા છો અને એ લાયકાતનુ જ આ પરિણામ છે."

અમીર:–"પણ–હું નિમકહરામ નથી કે મારા માલિકને દગો દઉં."

ઝૌહરાઃ–"બસ? થઈ રહ્યું? લ્યો, માફ કરજો અમીર, હું જાઉં છું. મેં તમારો અમૂલ્ય વખત ખોવરાવ્યો માટે માફ કરજો. મારા ઉપર સંકટ આવી પડતાં તમો શી રીતે જાન નિ:સાર કરી શકો, તે હું સમજી ગઈ છું. હશે, મારુ કિસ્મત્! પણ બધાને જાન આપવાનુ વચન ના આપી બેસતા, એટલી આ નમ્ર દિલની વિનતિ છે."

ઝૌહરાએ પોતાનાં વાક્યોની અસર શું થાય છે, તે જોતે જોતે ધીમે ધીમે ચાલવા માંડ્યુ. મુસાફિર ઉપર એ શબ્દોએ બહુ જ અસર કરી. પોતે ગુંચાતો હતો, પણ પોતાની લાયકાતનું ભાન આવ્યુ. નજર ખુલી ગઈ અને તે ઉતાવળે ઝૌહરા પાસે ગયો; આગળ જઈ ઘુંટણ મંદીએ પડી, "દેવી! આ દેહ તારો છે; ચાહે તે કર " એવો ઉચ્ચાર કર્યો.

વાચકવૃંદ! હવે વિશેષ લખી પિષ્ટપેષણ કરવું નકામુ છે. "દેવી! આ દેહ તારો છે; ચાહે તે કર" એ શબ્દોનું શું પરિણામ આવે, તે કોનાથી અજાણ્યું હશે?

દિવસોના વહેવા સાથે આ યુગલનો પ્રેમ વધ્યો અને પોતાની એકની એક પુત્રી કોઈ સાથે પરણે, એવી જિજ્ઞાસાવાળા પિતાનું મન અંતે એ જોઇને રાચ્યું કે, અમીરે મારી પુત્રીને જિતી છે! અમીર ધારતો હતો તેમ અલપ્તગીન બિલ્કુલ ગુસ્સે ન થયો–રે અતિશય ખુશી થયો. અંતે પિતાએ ઝૌહરા અને અમીરની સંમતિથી તે બન્નેનાં લગ્ન ધામધૂમથી કર્યા; અને મુસાફિરને તેના સ્વપ્નસુખને બીજે પગથિયે ચઢાવ્યો–પોતે તેની ઉપર અનુગ્રહ કર્યો હતો તે પહેલું પગથિયું; અનુગ્રહ કરી ખુદ પોતાની પુત્રી તેને પરણાવી તે બીજું પગથિયું.

પ્રારબ્ધની બલિહારી છે. દુઃખ આવે છે તો તે સામટાં–એકી વખતે આવે છેઃ સુખનું પણ તેમ જ છે. તે પણ એકી વખતે આવી મળે છે. આ યુગલને પરણ્યાને ૧૫ દિવસ થયા હશે ત્યાં અલપ્તગીનને ખબર મળ્યા કે, બુખારાનો શાહ અબ્દુલમલિક સમની મરણ પામ્યો છે. તેનો પુત્ર મન્સૂર સગીર વયનો હતો, એટલે ગાદી માટે તકરાર થવાનો સંભવ હતો પણ પોતે મોટો સુબો હતો એટલે એ બાબતમાં તેનુ વજન પડે તેમ હતું. મારવર–ઉલ્લ–નિહુર, જોરજાન, સીવુસ્તાન, ગીઝની વગેરે મુલ્કોના

સુબાઓ જે બુખારાના શાહના હાથ નીચેના હતા, તેમણે એકઠા થઈ અલ્પગીનનો અભિપ્રાય પૂછાવ્યો કે, 'બુખારાની ગાદી કોને આપવી?' તેને મન્સૂર ગાદીપર ન આવે એમ ઇચ્છા હતી; તેથી તેણે જણાવ્યું કે "મન્સૂર હાલમાં ગાદીપર ન આવે અને મર્હુમ શાહનો સગીર ભાઈ મોટો થાય ત્યાં લગી વાલી તરીકે રાજ ચલાવે." પણ તેઓએ તેનો અભિપ્રાય નામનો જ પૂછાવ્યો હતો ઉપલા બીજા બધા સૂબાઓ બુખારા ખાતે એકઠા મળ્યા અને તેમણે મન્સૂરનો રાજા તરીકે ઢંઢેરો ફેરવ્યો અલ્પગીનને ગુસ્સો ઉત્પન્ન થયો. પોતાના જમાઇને પોતાની પાસે બોલાવી તેણે કહ્યું:–

"જુઓ અમીર, એક કફોડી સ્થિતિ આવી છે. મન્સૂર બુખારાનો શાહ થવા લગાર પણ લાયક નથી, કારણ તે ઉછાછળો અને અણસમજુ તથા બીન અનુભવી છે. બીજા બધા સુબાઓએ પોતાના સ્વાર્થને ખાતર તેને શાહ તરીકે સ્વીકાર્યો છે, પણ આપણે એક જૂદી જ યુક્તિ કરવાની છે. હું અહિં ખોરાસાન જાળવી રાખું છું. તમે બળવો ઉઠાવો. લશ્કર સાથે એકદમ ગીઝની જઈ પહોંચો અને પ્રજામાં મન્સૂર વિરુદ્ધની ચિણગારીઓ મૂકી આતશ એવી સળગાવો કે, મોટો ભડકો થઈ મન્સૂર તેમાં બળે." અમીરે પોતાના માનીતા સૈનિકો સાથે ગીઝની શહેરપર ચઢાઈ કરી તે કબજે કરી લીધું. મન્સૂરે આ વાત જાણી, તેની સામે એક લશ્કર મોકલ્યું; પરંતુ એ લશ્કરનો પરાજય થયો. આ પ્રમાણે લગભગ ૭ સાતવાર મન્સૂરનાં લશ્કર હાર પામી અંતે થાકયાં. દરમ્યાન અલ્પતગીન ખોરાસાનથી ગીઝની આવ્યો અને પોતાના જમાઇની મદદમાં રહી અંતે ગીઝની સર કર્યું. મન્સૂર નાસી ગયો અને તે કયાં ગયો એ જણાયું નહીં. અલ્પગીને પોતાના પુત્ર અબુ-ઐઝાકને ખોરાસાનનો સુબો બનાવ્યો અને તેના સલાહકાર તરીકે "અમીર"ને નીમ્યો.

લગભગ પંદર વર્ષ સુધી ગીઝનીમાં રાજ ચલાવી અલ્પગીન મરણ પામ્યો અને તેની જગાએ તેનો પુત્ર ગાદીએ બેઠો; પરંતુ તે બે જ વર્ષમાં મર્ણ પામ્યો. તેને કાંઈ પણ સંતાન ન હતું, તેથી સૈનિકોએ પોતાના પ્રિય થઈ પડેલા સરદાર "અમીર"ને એકમતે ગાઝનીનો માલિક બનાવ્યો. ઔદરા આથી બહુ જ ખુશી થઈ. આ વાર્તાના નાયક મુસાફિર અમીરે અંતે ૧૭ વર્ષે પણ પોતાનું સ્વપ્ન ખરું પડેલું જોઈ અલ્લાનો આભાર માન્યો. ખરું છે કે —

પ્રારબ્ધમાં સુખ જે લખ્યું તે મળે છે અંતમાં;
કંટકોમાં રખડતાં પણ અંતનું સુખ અંતમાં.
રંગ ન્યારા ધરી વિધિ કૈં લાખવાર જુઓ ફરે,
પલટીપલટી અંતમાં નિજ રંગ તે પાછો ધરે.

આ મુસાફિર "અમીર"નું નામ અતે આપણે જાણીએ છીએ. તે ઇતિહાસમાં દયાળુ તરીકે પ્રસિદ્ધ થયનો સબક્તગીન હતો!

## કંકણુ બંધન.

(લેખક ઠકુર નારાયણ વિસનજી)

રાજસ્થાનની સરહદપર એક મજબૂત કિલ્લો હતો. ત્યાંના દરબાર ભરવાના દીવાનખાનામાં એક દિવસે કેટલાક લોકો એકત્ર થઇને કાંઈ સલાહ મસલત ચલાવતા બેઠા હતા. તેમનામાંના કેટલાક યોધા અને કેટલાક રાજનીતિજ્ઞો હતા અને તે સર્વ વયાતીત હતા. સર્વના મધ્ય ભાગમાં ગાદીપર ઓસીકાને અઢેલીને નાગોરનો રાજા માનસિંહ બેઠો હતો. તેની દાઢી સફેદ દૂધ જેવી હોઇને અત્યારે ચિન્તાથી તેનું મુખમંડળ ઉદાસીન દેખાતું હતું; અને તેની આસપાસ બેઠેલા પુરુષો પણ તેવા જ ખિન્ન થયેલા હતા. તેમની એ ખિન્નતાનું એક સબળ કારણ પણ હતું તે રાજાના પુત્રો સંસ્થાનની બહુધા સર્વ સેનાને લઈ જઇને પોતાના સ્વામી મોગલ બાદશાહના સૈન્યમાં રહી દક્ષિણમાં સેંકડો કોસના અંતરપર લડાઇઓ મારવાના કામમા રોકાયલા હતા. તેઓ આવી રીતે જે સમયે અન્યત્ર રોકાયલા હતા, તે સમયમાં ગુજરાતના મુસલમાન રાજાએ પોતાના પ્રચંડ સૈન્ય સહિત અચાનક નાગોરપર સ્વારી કરી. એથી ત્યાંનો વૃદ્ધ રાજા પોતામાં પોતાની રાજધાનીને રક્ષવાની શક્તિનો અભાવ જોઇને પોતાની સ્ત્રી, પુત્રી અને સંપત્તિ આદિને લઇને ગોદવડમાંના પાર્વતીય દુર્ગમાં ચાલ્યો ગયો. તેના મુખ્ય સરદારોમાંથી જેમનામાં વૃદ્ધાવસ્થાના યોગે દક્ષિણમાંના યુદ્ધમાં જવાની શક્તિ નહોતી, તે સરદારો તથા નગરમાંનાં સ્ત્રી અને બાળકોને પણ રાજાએ પોતાની સાથે લઈ લીધાં હતાં. અર્થાત્ નાગોર નગર અને તેમાંના સ્ફટિક પાષાણુના બાંધેલા સુન્દર રાજમહાલયની શત્રુઓ ભલે ગમે તેવી દુર્દશા કરે, એમ કહીને આવી સ્થિતિમાં તેમને સ્વસ્થતા ધારણ કરી રહેવુ પડ્યુ. ગોદવડના કોઠારમાં ધાન્યની વિપુલતા હોવા સાથે તળાવમાં પાણી પણ પુષ્કળ હતુ. પરંતુ તે બળવાન્ કિલ્લાના રક્ષણ માટે કિલ્લાની દીવાલપર અને અન્યત્ર વ્યવસ્થા રાખનારા લોકો એટલે કે સૈનિક આદિની ઘણી જ ખોટ હતી.

ગુજરાતના સુલ્તાન ફીરોજશાહનો પડાવ એ કિલ્લાની આસપાસ પડવાનો આરંભ થયેલો હોવાથી પોતાના લોકો સહિત શત્રુને શરણે જવું અથવા તો મરણને સ્વીકારવું, એ વિના વૃદ્ધ માનસિંહ માટે ત્રીજો કોઈપણ માર્ગ રહ્યો નહોતો. કદાચિત્ તેમના આશ્રય માટેનું અન્ય કોઈ સ્થાન હોય, તોપણ હવે તેમના માટે ત્યાંથી નીકળી જવાનો માર્ગ હતો નહિ, કારણ કે, શત્રુની સેના કિલ્લાને ઘેરીને પડેલી હોવાથી એ લોકો જો શત્રુદલને ભેદીને આગળ વધે, તોપણ શત્રુની સેના યુદ્ધમાટે તૈયાર થઇને આજ્ઞાની વાટ જોતી ઉભેલી હોવાથી, એમને પકડી ઘેરીને એમને તરત બકરાં પેઠે રેંસી નાખે એમ હતું.

ત્યાં એકત્ર થયેલાં પ્રૌઢ અને વિચારશીલ લોકોનો એ વિષયવિશે ઘણો સંવાદ ચાલ્યો. આપણી પાસેના થોડા લોકોના બળથી કિલ્લાને જાળવી રાખવાનું કાંઈ સાધન છે ખરું કે, તેમજ બહારથી આપણને કોઈની કુમક મળવાનો સંભવ છે કે? એ વિશે તેમણે બહુજ વિચાર ચલાવ્યો. પરંતુ મુખ વિકાસીને ઉભેલા સંકટના પંજામાંથી છૂટવાનો એક પણ ઉપાય તેમને સૂઝ્યો નહિ. તેમની આસપાસના ઘણાક રાજાઓ સાથે મિત્રતા હતી, પરતુ ફીરોજશાહની આવી પ્રચંડ સેના સાથે ઝૂઝીને જય મેળવવાનું કોઇનામાં પણ સામર્થ્ય નહોતું. સારાંશ કે, સર્વ પ્રકારે પોતાની પરિસ્થિતિનો વિચાર કરી જોતાં, શત્રુશરણ કે મરણશરણ એ બે વસ્તુઓ જ તેમને પોતનાં નેત્રો સમક્ષ મૂર્તિમંત દેખાવા લાગી. જો શત્રુને શરણે જઇશું, તો નાગોરના રાજવંશમાંની સર્વ સ્ત્રીઓને તે વિજયી મુસલ્માન સુલતાનના જનાનખાનામાં જવાનો પ્રસંગ આવશે, એ નિર્વિવાદ હોવાથી એવા અપમાનને સહન કરવા કરતાં 'જોહાર' કરીને સ્ત્રીઓ પોતાના પ્રાણનું બલિદાન આપે, એ જ વધારે સારું છે, એવો તે પુરુષોએ નિશ્ચય કર્યો. હવે શત્રુશરણને સ્વીકારવાની વાર્તા જો કે તેમના સ્વપ્નમાં પણ નહોતી, તોપણ ઉપરટપકેથી એ વિશેના સંદેશા ચલાવીને મળી શકે તેટલો સમય મેળવવો, એવા વિચારપર તેઓ આવ્યા; અને પ્રાણ કંઠે આવી જાય ત્યાં સુધી કિલ્લાનો બચાવ કરવા છતાં પણ જો શત્રુઓને પાછા હટાવવામાં ફળીભૂત ન થઇએ, તો પછી સ્ત્રીઓ અને બાળકોને અગ્નિનારાયણના મુખમાં આપી દઇને કેસરિયાં કરી તલવારોને ચમકાવતા કિલ્લામાંથી બહાર નીકળી, કરી શકાય તેટલા વધારે પ્રમાણમાં શત્રુઓનો સંહાર કરી પછી પોતાના પ્રાણનો ત્યાગ કરવો, એવો અંતે તેમણે દૃઢતમ નિર્ધાર કર્યો.

આવા પ્રકારના અંતિમ નિશ્ચયપર આવ્યા પછી તે વૃદ્ધ સામનો ઉદાસીન સ્થિતિમાં જ પોતપોતાનાં ભિન્નભિન્ન નિવાસસ્થાનોમાં ચાલ્યા

ગયા. ત્યાં તેમના કુટુંબની સ્ત્રીઓ પોતાની ભાવી સ્થિતિના નિર્ણયને જાણવામાટે અતિશય આતુર થઇને તેમની માર્ગ પ્રતીક્ષા કરતી બેઠી હતી. તે સર્વ કરતાં રાજા માનસિંહની પ્રિયતમ પુત્રી પન્ના એ સમાચારને સાંભળવા માટે અતિશય ઉત્સુક હતી. 'પન્ના'શબ્દનો અર્થ 'હીરો' થાય છે અર્થાત્ એ નામ તે બાળાના તારુણ્ય, લાવણ્ય અને ચાતુર્યને સર્વ પ્રકારે અનુરૂપજ હતું. રાજપૂતાનામાં પુત્રીને એક પ્રકારના ભાર અને ધનવિનાશના કારણુરૂપ સાધારણત· માનવામાં આવે છે. પરંતુ પોતાની પુત્રીવિશે માનસિંહની એવી ભાવના નહોતી. તેનો પોતાની એ પુત્રીમાં પુત્ર કરતાં પણ અધિક અનુરાગ હતો. સર્વ સંતાનોમાં એ કન્યા સર્વથી ન્હાની હતી અને માતાની એકની એક જ પુત્રી હોઇને પોતાની માતામાં એનો અત્યંત પ્રેમભાવ હતો. એની માતાના સ્વર્ગવાસને ચૌદ પંદર વર્ષ વીતી ગયાં હતાં અને તેના સહવાસમાં રાજાએ અલભ્ય સાંસારિક સુખોનો સાક્ષાત્ અનુભવ કરેલો હોવાથી તેના મરણ પછી નિરંતર તે ખિન્ન રહ્યા કરતો હતો. પન્ના પોતાની માતાની એવી તો યથાયોગ્ય પ્રતિમા હતી કે, તેને જોતાં જ વારંવાર રાજાને, ચિતાપરથી ઉઠીને સર્વભક્ષક અગ્નિની જ્વાળામાંથી આ પોતાની પત્ની તો સજીવન થઇને નથી આવીને, એવો જ ભાસ થયા કરતો હતો. રાજ્યકાર્યના પરિશ્રમથી મુક્ત થઇને જ્યારે તે પાછો પોતાના મહાલયમાં આવતો, ત્યારે એ બાળાના વિનોદી સ્વભાવ અને પોતામાંના તેના પ્રેમને જોઇને તેના મનમાં જે સંતોષ થતો, તે સર્વથા અવર્ણનીય હતો. એટલે આ ભયંકર સમાચાર એ બાળાને સંભળાવવાની જે તેની ઇચ્છા ન થાય, તો તેમાં શું આશ્ચર્ય વારુ?

માનસિંહ જ્યારે પોતાના કુટુંબનાં ચિંતાગ્રસ્ત મનુષ્યોના મધ્યમાં આવીને બેઠો, ત્યારે તે બાળા આંખોમાં આંસુ લાવીને પિતાજી કાંઈ પણ સુખદ વાર્તા સંભળાવશે, એવી આશાથી તેના મુખને જોતી ઉભી રહી. પ્રથમ તો થોડીવાર સુધી તે સ્તબ્ધજ રહ્યો;–તે એટલે સુધી કે, પન્નાએ અનેકવાર 'શા વર્તમાન છે?' ઇત્યાદિ પ્રશ્નો પૂછવા છતાં તેણે કાંઈ પણ ઉત્તર આપ્યું નહિ! અંતે પોતાના મનને દૃઢ કરીને તેણે જણાવ્યું કે;–"હવે જો પરમેશ્વર પોતે જ આપણો સહાયક થઇને આવે, તો તે જૂદી વાત છે; નહિ તો હવે થોડા દિવસમાં જ આપણાપર મરણનો પ્રસંગ આવવાનો, એ નિશ્ચિત થઈ ચૂક્યું છે!"

એવી રીતે પોતાના મરણની વાર્તા સાંભળીને કેટલીક સ્ત્રીઓ પોતાના વય તથા સ્વભાવ પ્રમાણે વિશેષ કાંઈ પણ ન બોલતાં સ્તબ્ધ થઈ ગઈ; કેટલીકની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં અને કેટલીક કોમળાંગીઓએ રુદન અને વિલાપનો આરંભ કરી દીધો. રાજા માનસિંહની

માતા લગભગ સો વર્ષના વયની–પાકેલા પાન જેવી હતી. તે ખરી રાજપૂતાણી પ્રમાણે પોતાની અચલ સત્ત્વનિષ્ઠાના અંતને ઉત્તમ કરવા માટે એ પ્રસંગની પ્રશંસા કરવા લાગી. તેના કરતાં જે ન્હાની ઉમરની સ્ત્રીઓ હતી, તેમાંની કેટલીકોએ તેની એ અનુપમ ધૈર્યશીલતાનું અનુકરણ કર્યું; પણ બાકીની સાધારણ સ્વભાવની સ્ત્રીઓના મનમાં તો એવા જ વિચાર આવવા લાગ્યા કે, 'અમને ડોશીના કરતાં સંસારસુખની વિશેષ આશા હોવાથી જો અમને એમના કરતાં મૃત્યુનું વિશેષ ભય લાગતું હોય તો તે સાહજિક છે.' જે ન્હાનાં બાળકો હતાં, તેઓ આમાંના રહસ્યને ન સમજી શકવાથી જે કેટલીક સ્ત્રીઓ રડતી હતી, તેમના આક્રોશને જોઇને આશ્ચર્યયુક્ત અને કાવરી બાવરી મુદ્રાથી તેમના તરફ એકીટસે જોયા કરતાં હતાં !

એવી રીતે પોતાના સમીપ આવી લાગેલા મરણની વાર્ત્તા સાંભળીને કેવળ પન્નાની તેના સ્વભાવને અનુરૂપ કાંઇક વિશેષ પ્રકારની સ્થિતિ થઈ ગઈ. તે પોતાની માતામહી–દાદી–પ્રમાણે નિગ્રહી અથવા તો આવનારા પ્રસંગને આનંદથી વધાવી લેવાને ઉત્સુક થયેલી દેખાતી નહોતી; તેમ જ બીજી નિર્બળ નારીઓ પ્રમાણે તેણે આક્રોશ પણ કર્યો નહિ. તે શાંતિથી એક બારી તરફ ચાલતી થઈ. તે બારીની સ્ફટિક પાષાણમાંની જાળીમાંથી આસપાસના વિસ્તૃત પ્રદેશનો મનોહર દેખાવ જોવામાં આવી શકતો હતો. ત્યાં બારીના ઊંબરાપર પોતાની કોણી રાખી અને હથેલી ઉપર મસ્તક રાખીને તે થોડીવાર સૂધી કોઈ ગહન વિચારમાં નિમગ્ન થઈ ગઈ. પ્રથમ તો રહામે દેખાતા પ્રદેશ પ્રતિ સહજ દૃષ્ટિપાત કર્યો, પણ કયાંય તેની દૃષ્ટિ સંલગ્ન થઈ શકી નહિ. એમ થતાં થતાં અંતે અસ્તાચલગામી સૂર્યના મંદ પ્રકાશમાં ઠેઠ ક્ષિતિજના છેડાપર દૂરના પર્વતનો શિખરભાગ દેખાતો હતો, ત્યાં જઇને તેની દૃષ્ટિ સ્થિરતાને પામી.

એ પર્વતનું નામ અરિકંદ હતું. પન્નાની દૃષ્ટિ જે તે શૈલના શંકવાકાર શિખર ભાગમાં જઇને સ્થિર થઈ હતી, તે વિના કારણ તો નહિ જ. પન્ના મહાકલ્પક બાળા હતી અને પોતાના આનંદના સમયમાં તેણે તે પર્વતના શિખરપર મનોરાજ્યમાંની અનેક ઇમારતો ચણી હતી; કારણ કે, તે ઉમેદસિંહ નામક એક રાજપૂત રાજાનું નિવાસસ્થાન હોઇને, તેના અને પન્નાના પિતાનો પરસ્પર સ્નેહભાવ હોવાથી, બે વર્ષ પૂર્વે તે નાગોરના માર્ગમાંથી અશ્વારૂઢ થઇને ચાલ્યો જતો હતો. તે વેળાએ તેના સુંદર તથા મનોહર રૂપને જોઇને પન્નાનો કેટલેક અંશ તેનામાં પ્રેમ બંધાયો હતો. તે વેળાએ તે કાંઈ પ્રૌઢ વયનો નહોતો, કિન્તુ સાધારણ તરણાવસ્થામાં જ હતો અને ભિલ્લ બળવાખોરોની એક ટોળીપર

સ્વારી કરી પ્રથમ જ તેમનાપર પોતાની તલ્વાર ચલાવી વિજય મેળવીને આવ્યો હતો. તે વેળાના તેના મનોહર રૂપ અને અશ્વચાલનના કૌશલ્યને જોઇને પન્ના ત્યાં ને ત્યાં જ તેનાપર મોહિત થઈ ગઈ અને તેણે મનમાં ઈશ્વરને એવી પ્રાર્થના કરી કે;–"જો પતિ આપે તો આવો તરુણ અને શૂરવીર પતિ જ આપજે!" તે સમયે તેણે પોતાના મનમાં કરેલા એ સંકલ્પની સિદ્ધિમાં કશી પણ બાધા આવવાનો સંભવ દેખાતો નહોતો. પરંતુ જ્યાં ખરા પ્રેમની ઉત્પત્તિ થઈ, ત્યાં કાંઈ પણ વિઘ્ન આવીને અચાનક ઉપસ્થિત થાય છે, એમ જે કહેવામાં આવે છે, તે કાંઈ ખોટુ તો નથી જ! કારણ કે, એ પછી થોડા જ દિવસ જતાં બનાવ એવો બન્યો કે, એ બન્ને રાજપૂત રાજાઓ મધ્યે પોતપોતાની સીમાવિશેનો કાંઇક વાદ ઉત્પન્ન થયો. એ વાદનું પરિણામ એવું થયું કે, તે ઉભયના મનમાં પરસ્પર અતિશય દ્વેષભાવ ઉદ્ભવ્યો; અને જો કે તેમનુ પ્રકટ યુદ્ધ તો ન થયુ, તો પણ બન્નેના સ્નેહ સંબંધનો સદાને માટે લોપ થઈ ગયો! એથી એ ઉભય પક્ષમાં શરીરસંબંધ થવાનું જો કે અશક્ય થઈ ગયું, તો પણ, જો રૂપસંપન્નતા, શૌર્ય અને ઉદારતાની છટા હોય તો તે આવી જ હોવી જોઇએ, એવો જે પન્નાના મનમાં એકવાર નિશ્ચય થઈ ગયો હતો, તેનો જરા પણ લોપ ન થયો અને તેથી તે તરુણ યોધાની મૂર્તિ તેના હૃત્પટલમાં સદાને માટે કોતરાઈ ગઈ. એ પ્રમાણે એ ઘટના તેના મનમાં એકસરખી ઘોળાયા કરતી હોવાથી અરિકદ પર્વત પ્રતિ દૃષ્ટિને એકાગ્ર કરીને અનેકવાર બારીમાં બેસતી હતી. એટલે અત્યારે જો કે તેનુ મન એક જૂદા પ્રકારના વિચારમાં જ લીન થયેલું હતું, તો પણ નિત્યની ટેવને લીધે તેની દૃષ્ટિ ત્યાં દોડી જાય, એમા આશ્ચર્ય જેવુ કાંઇએ નહોતુ!

અચાનક તેના મનમાં એક વિશિષ્ટ પ્રકારના વિચારનો સંચાર થયો. એ વિચારના યોગે તેના અંતઃકરણમાં કેટલીક હીલચાલ થવા લાગી અને આવેલા સંકટના નિવારણમાટેના ઉપાયને યોજવાવિશેની તેના મનમાં મોટી આશા ઉત્પન્ન થઈ. તે મનોગત કહેવા લાગી કે;– "જો એ તરુણ યોધાને આ પ્રસંગે અમને સાહાય્ય આપવાવિશેની પ્રાર્થના કરવામાં આવે તો તેથી શી હાનિ છે વારુ? આવા વિકટ પ્રસંગમાં, જેના યોગે ઉભય પક્ષનો સ્નેહસંબંધ તૂટી ગયો છે, તે ક્ષુદ્ર કારણને ભૂલી જઇને પોતાના જાતિબંધુ રાજપૂતોના રાજ્યપર આવેલા મુસલ્માનોના હલ્લાને હટાવવામાં તે અવશ્ય સાહાય્ય આપશે જ, એ વિશે લેશ માત્ર પણ શંકા નથી. તેને મારો રક્ષાબદ્ધ બંધુ કરવાથી કોઈ પણ રીતે અમારા ઉદ્ધાર માટે આવવું જ પડશે; કારણ કે, તે કુલીન

અને સત્ય રાજપૂત હોવાથી આવા પ્રકારની પ્રતિજ્ઞાનો અનાદર કરે, એ કદાપિ બને તેમ નથી!" વળી એ રક્ષાબંધનના દિવસો હોવાથી પન્નાને એ મનમાનતો અવસર મળી ગયો. આવા સમયમાં કોઈ પણ રાજપૂતકુમારિકા અથવા તો પ્રૌઢ પ્રમદાએ પોતાની ઇચ્છામાં આવે તે વીર નરને એક કંકણ મોકલીને તેને પોતાનો રાખીબંદ-રક્ષાબદ્ધ-વીર કરી લેવાનો રાજપૂતાનામાં પરિપાઠ જ હતો. તે વીર પુરુષ જો એ કંકણનો સ્વીકાર કરીને તે વિશેના નિયમોને પાળવાને તૈયાર હોય, તો તે સ્ત્રીને તે રેશમ અથવા કીનખાબની એક ચોળી સ્હામી મોકલી આપતો અને એ વિધિ થતાંની સાથે જ કોઈ પણ સંકટના સમયમાં તે અબળાને સાહાય્ય આપવામાટે તે ધર્મપૂર્વક બંધાઈ જતો હતો.

અસ્તુ; ઉપર્યુક્ત વિચારનો પોતાના મનમાં સંચાર થતાંની સાથે જ પન્ના ત્યાંથી ઉઠીને પોતાના પિતા પાસે ગઈ. એ વેળાએ તે પોતાના હાથપર મસ્તકને ટેકાવીને ઉદાસીનતા અને નિરાશાનો સાક્ષાત્ અવતાર બનીને બેઠો હતો. પન્ના વિનયથી તેને ઉદ્દેશીને કહેવા લાગી કે;-"પિતાજી, તમે જરા આ બારી પાસે આવશો કે?" પુત્રીના આ શબ્દોને સાંભળી આમાં તેનો શો ઉદ્દેશ હોવો જોઇએ, એનો વિશેષ વિચાર ન કરતાં તે તેની પાછળ બારી પાસે આવ્યો. ત્યાર પછી પોતાનું બોલવું કોઇના સાંભળવામાં આવી શકે તેમ નથી, એમ લાગવાથી તે મહા ઉત્સુકતાથી કહેવા લાગી કે;-"પિતાજી, અરિકંદના રાજાએ તમારી જોડે કોઇવાર ઉચ્છૃંખલતા યુક્ત અથવા તો અયોગ્ય વર્ત્તન કર્યું છે ખરું કે? તેમ જ તેણે તમારા પોતાના કિંવા તમારી પ્રજાના સંબંધમાં એવું કોઈ નીચતમ કૃત્ય કર્યું છે ખરું કે, જેનામાટે તેને ક્ષમા ન જ આપી શકાય?"

"તેનો અપરાધ કેવળ એટલો જ છે કે, આજે સો સવાસો વર્ષથી જેના વિશે વાંધો પડ્યો છે, એવી આપણી સરહદપર કેટલીક જમીન છે, અને તેનાપર તે પોતાનો હક બતાવે છે. એ જમીન રેતાળ અને ઉજ્જડ હોવાથી કોઇના પણ ઉપયોગમાં આવી શકે તેવી નથી. હવે તે જમીનપરના પોતાના હકને બતાવવામાટેના અરિકંદવાળાઓ પાસે જો કે કેટલાક આધારો છે ખરા; તોપણ આપણા વડીલો ન્યાયથી કહો કે અન્યાયથી, આજે સેંકડો વર્ષથી એનો ભોગવટો કરતા આવ્યા છે, એટલે જો હવે આપણે આપણા એ જમીનપરના હકને છોડી દઇએ તો તે એક શરમની વાત થઈ પડે. અર્થાત્ આપણે આપણા હકને છોડવા તૈયાર ન હોવાથી તેમના અને આપણા વચ્ચે આજ સૂધીમાં ઘણા વાદવિવાદ થયા છે અને તારા બાંધવો દક્ષિણમાંથી પાછા આવતાંની સાથે જ તેની સાથે લડાઈ કરીને પોતાના હકને બરાબર સ્થાપિત

કરવાનો મારો નિશ્ચય થઈ ચૂક્યો છે. હવે જો ઉમેદસિંહવિશે બોલીએ, તો તે એક ખરેખરો તલ્વાર બહાદુર વીર રાજપૂત છે. તે જ્યારે ઉત્તર પ્રદેશના લુટારાઓના નાયક સાથે આપણા તરફથી લડતો હતો, તે વેળાએ મારો તેનામાં પુત્ર પ્રમાણે પ્રેમ બધાયો હતો. પણ હવે આ વાતો શા માટે કરવી જોઇએ? અત્યારે તો આ પાજી મુસલ્માનો આપણા કિલ્લાને ઘેરી બેઠા છે અને તેથી આવતી શુક્લ દ્વિતીયાના ચન્દ્રદર્શન પૂર્વે જ આપણુ સર્વનો સંહાર થવાનો છે, એનો જ વિચાર આપણે કરવાનો છે." માનસિંહે કહ્યું.

"પિતાજી, મને ઉમેદસિંહ પ્રતિ કંકણુ મોકલવાની આજ્ઞા આપો; કારણ કે, એમ કરવાથી મારો નિશ્ચય છે કે, એક સત્ય વીરનરના કર્ત્તવ્યને સ્મરીને અવશ્ય તે આપણુને સાહાય્ય આપવા માટે દોડતો આવશે." પન્નાએ પ્રાર્થના કરી.

પન્નાની આ પ્રાર્થના સાંભળી માનસિંહ કોપથી લાલપીળો થઈ ગયો અને ગર્જના કરતો કહેવા લાગ્યો કે;–"શું, આપણે દાંતમાં તૃણ લઇને આપણા વૈરીનુ સાહાય્ય માગીએ કે? નહિ નહિ, આવા વિચાર માત્રને પણ હૃદયમાં સ્થાન આપવું ઉચિત નથી. મારાથી તેના સમક્ષ મસ્તકને નમાવી શકાય તેમ નથી. અત્યારે તે આપણુને તૃણ સમાન માને છે ખરો, પણ તને શું કહું, જો આ મુસલ્માનોનો હલ્લો ન આવ્યો હોત, તો એક ક્ષણુ માત્રમાં જ તેના ગર્વને આપણે ગાળી નાખત!"

માનસિંહને એ વેળાએ બહુ જ આવેશ આવેલો હતો, છતાં તેને શાંત કરીને પોતાની ઇચ્છાને માન્ય કરાવવાનુ પન્નાના અંગમાં પરિપૂર્ણ સામર્થ્ય હતું. આ કાર્ય તે યુવતી વિના અન્ય કોઇથી પણ સાધ્ય કરી શકાય તેમ નહોતું અને તે સમયનો વિચાર કરતાં તેની એ યોજના સર્વથા સયુક્તિક હતી. કારણ કે, એ વિના પોતાના સંરક્ષણનો તેમના માટે બીજો કોઈ માર્ગ રહ્યો જ નહોતો. વળી આજ સુધીમાં કેટલીક રાજપૂત રમણીઓએ મુસલ્માનોને પણ પોતાનાં કંકણુ મોકલવાનાં ઉદાહરણો તાજાં હતાં; એટલે ઉમેદસિંહ અને માનસિંહનો જો કે પરસ્પર વૈરભાવ હતો, તો પણ તે ખરો રાજપૂત હોવાથી જો પન્ના તેના તરફ પોતાનુ કંકણુ મોકલી આપે, તો તેથી તેની પ્રતિષ્ઠાની કોઈ પણ પ્રકારે હાનિ કિંવા ન્યૂનતા થવાનો સંભવ નહોતો. જો કોઈ પોતાની એકંદર જાતિપર અત્યાચાર કરવાને આવી લાગે, તો તે વેળાએ પોતાના અંદર અંદરના ટંટા બખેડાને ભૂલી જઇને તે પરકીય શત્રુઓને મારી હટાવવા એ સર્વ રાજપૂતોનું વાસ્તવિક કર્ત્તવ્ય હતું. એ ઉપરાંત રાજકીય દૃષ્ટિથી પણુ ઉમેદસિંહ માનસિંહને સાહ્ય આપવાને બંધાયેલો હતો; કારણ કે,

આજે જો નાગોર ગુજરાતના રાજ્યમાં મળી જાય, તો કાલે અરિકંદની પણ એ જ સ્થિતિ થવાનો પ્રસંગ આવી લાગે, એ સ્વાભાવિક હતું. અસ્તુ; એથી અમુક બુદ્ધિવાદ કરીને અને વિશેષતઃ કાલા ઘેલા શબ્દો ઉચ્ચારીને પન્નાએ પિતાનું મન વાળ્યું અને એક વિશ્વાસપાત્ર ગુપ્તચરદ્વારા ઉમેદસિંહને કંકણ મોકલી આપવાનો નિશ્ચય કરવામાં આવ્યો.

એવી રીતે ઉમેદસિંહના હૃદયમાં પોતાની વીરતા અને મહત્તાને જાગૃત કરવામાટેની વિનતિને દર્શાવનારું જે એ કંકણ પન્ના તરફથી મોકલવામાં આવ્યું, તે સુવર્ણ શૃંખલાયુક્ત હતું અને તેમાં ઇન્દ્રનીલ અને બીજા કેટલાક મૂલ્યવાન્ હીરા જડેલા હતા. એ કંકણને અરિકંદમાં પહોંચાડવાનું કામ-જીવ સટોસટનું કામ-માનસિંહના એક જૂના અને વિશ્વાસપાત્ર અનુચરના ઓગણીસ વીસ વર્ષના પુત્રને સોંપવામાં આવ્યું. કીલ્લાની દીવાલની આસપાસ શત્રુસૈન્યનો ઘેરો વધારે અને વધારે પડતો જતો હતો, એટલે કિલ્લો પૂરેપૂરો ઘેરાઈ જવા પહેલાં નીકળી જઈ શકાય અને શત્રુઓના પ્રહરીઓની નજર ચૂકવીને સૂર્યોદય પૂર્વે જ આ કાર્ય સાધી લેવાય તો વધારે સારું, એવો વિચાર કરીને તે તરુણ તે ક્ષણે જ ત્યાંથી ચાલતો થઈ ગયો.

સર્વજનોએ તે શૂર તરુણને આશીર્વાદ આપ્યા; અને 'તાત, સંભાળથી કામ કરજે,' એવો વારંવાર ઉપદેશ આપી દોરડાના આધારથી કિલ્લાની દીવાલપરથી નીચે ઉતારી દીધો. રાત્રિનો અંધકાર સર્વત્ર વ્યાપેલો હોવાથી તે તત્કાળ અદૃશ્ય થઈ ગયો. નીચે ઉતર્યા પછી તે કિલ્લાની દીવાલની આસપાસના પત્થર અને ઉખાળાવાળી જમીનને ઓળંગી પર્વતમાંના ચપળ હરિણ પ્રમાણે ઝપાઝપ પોતાનો રસ્તો કાપવા લાગ્યો. તે સાંકડી અને પૂરા પગ પણ ન રાખી શકાય એવી વાંકી ચૂંકી વાટનો એટલો તો ભોમીઓ હતો કે ચંદ્રના મંદ પ્રકાશમાં પણ ઝટપટ ચાલ્યા જવામાં તેને કોઈ પણ પ્રકારની અડચણ નહોતી. પરંતુ જે જે વાટેથી તે જતો હતો, તે તે વાટમાં થોડા થોડા અંતરે શત્રુપક્ષના પહેરેગીરોએ સળગાવેલી ધૂણીઓ તેના જોવામાં આવતી હતી અને તેથી તેમની નજર ચૂકાવીને નિર્વિઘ્ન નીકળી જવાનું તેને બહુધા અશક્ય દેખાવા લાગ્યું. તથાપિ એ કાર્ય માટે યત્નની આવશ્યકતા હતી અને તે યત્ન પણ સત્વર થવો જોઇએ; કારણ કે, ચંદ્રોદયની તૈયારી હોવાથી અલ્પ સમયમાં સર્વત્ર પ્રકાશ પડવાનો સંભવ હતો. એથી જે બે ધૂણીઓની વચ્ચે વિશેષ અંતરાય હતો ત્યાં તે ગયો અને મોટી પાષાણ શિલાઓની આડમાં લપાતો છૂપાતો બન્ને બાજૂના પહેરેગીરોને હાથતાળી આપીને પાર પડી ગયો. એ પછી તે જરાક એ-

પરવાહથી ચાલવા લાગ્યો; કારણ કે, તેને એમ લાગ્યું કે; 'પ્રવાસના વિકટ માર્ગમાંથી હું બહાર નીકળી આવ્યો છું.' પરંતુ 'હાથમાંનો ગ્રાસ મુખમાં જાય તે પૂર્વે વચ્ચે અનેક વિઘ્નો આવી નડે છે, એમ જે કહેવામાં આવે છે, તેવી જ સ્થિતિ અહીં પણ થઈ પડી! તે જે માર્ગમાં ચાલ્યો જતો હતો તે માર્ગની પાસેની ઝાડીમાંથી એકદમ એક મોટો ધૂંવડ કૂદીને તેના શરીરપર આવી પડ્યો અને ઉભયના યુદ્ધનો આરંભ થયો. એ તરુણ બાલ્યકાળથી જ સારો ખેલાડી અને પટાબાજ હોવાથી કેટલીકવાર સુધી પોતાનો બચાવ કરી શક્યો, પણ જે મનુષ્ય તેને આવીને વળગ્યો હતો તે બહુ જ મજબૂત હોવાથી બહુ બહુ દાવપેચ કર્યા છતાં પણ છેવટે તે પોતાને તેના બાહુપાશમાંથી છોડવી શક્યો નહિ. તે પુરુષ તરુણને કહેવા લાગ્યો કે,–"બેટજી, હવે તમારે કાંઈપણ વળવાનું નથી. તમારે મારી જોડે ચાલીને ગુજરાતના સુલ્તાન સાહબની તેમના તંબૂમાં મુલાકાત લેવી જ પડશે!"

એ તરુણનું નામ બન્ની હતું, હવે છૂટવાના વ્યર્થ પ્રયત્નથી કશો લાભ થવાનો નથી, એમ જાણી ભાગ્યપર આધાર રાખીને તેણે શાંતિનો સ્વીકાર કરી લીધો; અથવા તો કોઈ ગુપ્ત ઉદ્દેશથી શાંતિનો દેખાવ કર્યો અને તે મુસલમાન સિપાહી સાથે ચાલવા માંડ્યું. તે સિપાહી તેનો જમણો હાથ ઝાલીને તેને તે ધૂણી તરફ ચલાવ્યો, એટલે અલ્પ કાળમાં જ ધૂણીના પ્રકાશમાં જડતી લેવામાં આવશે તો તે કંકણ અવશ્ય મુસલમાનોના હાથમાં જશે, આવી ભીતિનો મનમાં ઉદ્ભવ થવા છતાં પણ તે હિંમતબહાદુર તરુણ બન્નીએ જરાપણ નિરાશ ન થતાં 'જીવ જાય તો ભલે જાય પણ એકવાર છૂટવાનો યત્ન તો કરવો' એવો મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો. એ વેળાએ મુસલમાન સિપાહીએ 'આ હાથમાં આવેલો ગોકણ જેવડો છોકરો છટકીને હવે ક્યાં જવાનો હતો!' એવા ઘમંડથી તેને છૂટો મૂકી દીધો હતો, તેમ જ તેની પાસે કોઈ હથિયાર વગેરે છે કે કેમ, એની પણ તપાસ કરી નહોતી. આ તેની એક મોટામાં મોટી ભૂલ થઈ; કારણ કે, જો તેણે તેની જડતી લીધી હોત, તો તેની આસ્તીનમાં છુપાવેલી એક જાતની વાંકી કટાર તરત તેના હાથમાં આવી હોત. એ વાંકી કટારને બિછવા કિંવા બિચ્છૂના નામથી ઓળખવામાં આવે છે; કારણ કે, એનો આકાર વીંછીના જેવો હોય છે. બન્નીએ ઘણી જ ચાલાકીથી પોતાના હાથને આમતેમ હીલવતાં હીલવતાં તેમાંના બિછવાને બહાર કાઢી લીધો અને ચપળતાથી તેની અણી તે મુસલમાન સિપાહીના જમણા હાથમાં ઊંડી ઊતારી દીધી. જખમની વેદના સહન ન થવાથી સિપાહીએ ભયંકર ચીત્કાર કર્યો અને બીજા

હાથે પોતાના જખ્મી હાથને સંભાળવા લાગ્યો. તે પ્રસંગનો લાભ લઈને બન્ની બાણુમાંથી છૂટેલા તીર પ્રમાણે ત્યાંથી પલાયન કરી ગયો. તે સિપાહી પણ વેદના હોવા છતાં તેની પાછળ દોડવા લાગ્યો. દુર્દૈવયોગે બનાવ એવો બન્યો કે, બન્નીએ જેવો પલાયનનો આરંભ કર્યો, તેવોજ તેના માથાપરનો દુપટ્ટો છૂટી ગયો. તે કંકણ એ ફેંટામાંજ રાખવામાં આવ્યું હતું એ તો ઉપર કહેલું જ છે. એટલે જો મળે તો તે દુપટ્ટાને મેળવવાનો યત્ન કરવો, એવો બન્નીનો વિચાર થયો. તેની પાછળ પડેલો મુસલ્માન સિપાહી તે ખડકાળ રસ્તામાં ઝટપટ દોડતો હતો, પણ જરા પાછળ રહેલો હોવાથી બન્ની રસ્તાની એક બાજૂએ હટી ગયો અને એક પાષાણશિલાની પાછળ છૂપાઈ ગયો. તે મુસલ્માન તો જોશમાં ને જોશમાં આગળ વધી ગયો, એટલે બન્ની નિર્વિઘ્ન થઈને જ્યાં તેનો દુપટ્ટો પડી ગયો હતો તે સ્થાન તરફ દોડતો આવી લાગ્યો. દુપટ્ટો અને તેમાંનું કંકણ બન્ને વસ્તુઓ સહીસલામત હાથમાં આવવાથી પુનઃ તેણે ત્યાંથી પોતાના ઇચ્છિત માર્ગનો સ્વીકાર કરી લીધો.

એટલામાં બન્નીને એક સુવર્ણ સમાન પ્રસંગ મળ્યો અને તેનો ત્વરિત તેણે પોતાના લાભમાટે ઉપયોગ કરી લીધો. બન્નીને પકડનારા સિપાહીએ જે વેળાએ જખ્મી થવાથી ચીત્કાર કર્યો, તે વેળાએ આસપાસના બીજા મુસલ્માન સિપાહીઓ એથી સાવધ થઈને મશાલો સળગાવી આમ તેમ તપાસ કરવામાટે બહાર નીકળી પડ્યા. તેમની બધી ચેષ્ટાઓને બન્ની બરાબર જોઈ શકતો હતો. તેમનામાંનો એક સારા કીમતી પોષાકવાળો અને કાળા ઘોડાપર સ્વાર થયેલો અમલદાર બીજા સિપાહીઓને હુકમ ફરમાવતો હતો. પણ એ ખડકાળ અને પથરીલી જગ્યામાં તે ઘોડો મદદગાર થવાને બદલે ઉલટો તેને ભારરૂપ જ થઈ પડ્યો. એટલે તે ઘોડાની લગામ પોતા સાથેના એક છોકરાના હાથમાં આપીને તે પોતે પગે જ ચાલવા લાગ્યો. પોતાનો માલેક કેટલાક અંતરપર ચાલ્યો ગયો, એટલે તે ઘોડો તે છોકરાના હાથમાં ન રહેતાં મસ્તી તોફાન કરવા લાગ્યો. કોઈપણ મુસલ્માન સિપાહી નજદીકમાં ન હોવાથી બન્ની હિંમત રાખીને બહાર નીકળી આવ્યો, એટલે તેને જોઇને તે છોકરો કહેવા લાગ્યો કે:—"અરે ઓ ગધેડાના બચ્ચા, તું અમથો જ અહીં ઉભો છે તો જરાક પાસે આવીને આ ઘોડાને સંભાળવાના કામમાં મને મદદ આપને!" બન્નીને તો એટલુંજ જોઈતું હતું. તેણે તે ઘોડાની લગામને હાથમાં લઈને તે હજૂરિયા છોકરાને કહ્યું કે;—"જો તું મને કાંઈ બક્ષીસ આપવાની હા પાડતો હોય, તો આ ઘોડાને તું કહે તેટલીવાર સુધી સંભાળવાને હું તૈયાર છું. તું ખુશીથી આ પત્થરપર બેસીને આરામ

લીધા કર." આ શબ્દો સાંભળીને તે આળસુ છોકરાએ ઘોડાની લગામ સર્વથા બન્નીના હાથમાં આપી દીધી અને પોતે પત્થરપર બેસીને દૂરથી તપાસ રાખવા લાગ્યો. એ પ્રસંગનો લાભ લઇને તે છેડાયલા ઘોડાને શાંત કરવાના નિમિત્તથી બન્ની ઘોડાની પાસે ગયો અને તેની પીઠ ઠોકીને રકાબમાં પગ ન નાંખતાં ધીમેથી કૂદકો મારીને તેની પીઠપર ચઢી બેઠો.

એવી રીતે અશ્વારૂઢ થઇને જ્યારે બન્નીએ અરિકંદનો માર્ગ સ્વીકાર્યો, એટલે તરત તે છોકરાએ ઉઠીને બૂમો પાડવાનો વ્યાપાર શરુ કરી દીધો; એ વેળાએ આકાશમાં ચંદ્રનો ઉદય થયેલો હોઇને પૂર્વક્ષિતિજની પાસેના એક કાળા મેઘની ઉપર તેણે પોતાના મસ્તકને ઉન્નત કર્યું હતું, એથી બન્નીને ઘોડાને દોડાવવા છતાં પડવાની જરાપણ ભીતિ રહી નહિ. પરંતુ તેથી જે એક ભયંકર હાનિ થઈ તે એ હતી કે, તે ત્યાંથી જતો લગભગ મુસલ્માનોની અડધી ફૌજના જોવામાં આવ્યો. એટલે કેટલાક ફૌજી જવાનો ઊતાવળ કરીને પોતપોતાના ઘોડાપર સ્વાર થઈ ગયા અને અલ્પ સમયમાંજ સૌએક ઘોડેસ્વારો બન્નીની પાછળ પડ્યા. તથાપિ તે તેમના હાથમાં આવે, એવો લેશ માત્ર પણ સંભવ નહોતો; કારણ કે, તે પોતે જે અશ્વપર આરૂઢ થયેલો હતો, તે અશ્વ બહુજ ચપળ અને મજબૂત બાંધાનો હોઇને બન્નીનો ભાર તેને કેવળ પક્ષીની પાંખો સમાન જ લાગતો હતો. તે જોતજોતાંમાં તે ખડકાળ પ્રદેશનું ઉલ્લંઘન કરીને ગોદવડ અને અરિકંદ વચ્ચેના રેતીના મેદાનમાં આવી લાગ્યો અને વીજળીના વેગથી ઘોડાને દોડાવતો ચાલ્યો. મહા નદીના પ્રવાહ સમાન શાંતિ અને પ્રચંડ વાયુવેગવત્ ચાલતા કૃષ્ણવર્ણ અશ્વપર પોતાને આરૂઢ થયેલો જોઇને બન્ની પોતાને મહા ભાગ્યશાળી માનવા લાગ્યો. તેનો એ વેળાનો આનંદ ગગનમાં પણ સમાતો નહોતો. તેણે ચારે તરફ નજર નાંખી, તો પોતાની પાછળ પડેલા લોકો ઓછા ઓછા અને બહુજ પાછળ રહી જવાથી ધીમે ધીમે દેખાતા બંધ થતા જતા હતા. અરિકંદ પર્વત ત્યાંથી લગભગ ત્રીસ ગાઉના અંતરપર હતો, છતાં તે તેને સ્પષ્ટ દેખાવા લાગ્યો; અને એક એક કલાકમાં તે પાંચ પાંચ ગાઉના અંતરને કાપતો ચાલ્યો. છેવટે ઘોડાને થાકી ગયેલો જોઇને તે ક્યાંક ઠોકર ન ખાઈ જાય એટલામાટે તેની લગામને ખેંચી રાખીને તેની ગતિને તેણે ઓછી કરી નાંખી. એમ થતાં થતાં અંતે અરુણોદયના સમયે એકવાર તો તે પોતાના અશ્વસહિત અરિકંદના દ્વાર પાસે આવી પહોંચ્યો. એ વેળાએ ગામડાંના લોકો શાકભાજી અને ધાન્ય તથા ઘી વગેરે વસ્તુઓ લઈને નગરમાં વેચવામાટે ત્યાં આવ્યા હતા, અને તેમને નગરમાં આવવા દેવામાટે એ ક્ષણુ પૂર્વેજ અરિકંદ નગરનાં દ્વાર ખોલવામાં આવ્યાં હતાં.

બન્ની રાજમહાલયમાં ગયો, તો ત્યાં શિકારે જવામાટે કેટલાક કૂતરા સહિત કેટલાક ઘોડેસ્વારો તૈયાર થયેલા તેના જોવામાં આવ્યા. તેમના પોશાકો ઘણા જ ઉત્તમ અને છટાદાર હોઇને તેમના મધ્યમાં બે ઉચ્ચ શરીરવાળા અને શિકારી પોશાકવાળા તેજસ્વી રાજપુરુષ સમાન તરુણોને તેણે જોયા. તેમાંના એકને ત્યાંના લોકોએ અરિકંદના રાજા ઉમેદસિંહ તરીકે ઓળખાવ્યો. બન્ની ઘોડાપરથી ઉતરીને દોડતો દોડતો તેની પાસે ગયો અને પોતા પાસેનું કંકણ તેના હાથમાં આપ્યું. તે રાજાને વિનયપૂર્વક કહેવા લાગ્યો કે,-"મહારાજ, આ કંકણ નાગોરના રાજા માનસિંહજીની રાજકુમારી પન્નાએ આપને આપવામાટે મોકલ્યું છે. તેને તેના પિતાસહિત ગોદવડના કિલ્લામાં મુસલ્માન સેનાએ પૂરી રાખી છે; એટલે જો આપ ખરા રાજપૂત વીર હો, તો આ ક્ષણેજ તેને સહાય્ય કરવાને બહાર નીકળી પડો." આ વચનો સાંભળીને ઉમેદસિંહના બાહુમાં સ્ફુરણ થવા લાગ્યું અને વૈર હોવા છતાં રાજકુમારીએ આ પ્રાર્થના કરી, એ કાંઈ જેવું તેવું માન નથી, એમ પોતાના મનમાં તે માનવા લાગ્યો.

ઉમેદસિંહ પોતાના મિત્ર જાલમસિંહને કહેવા લાગ્યો કે;-"હવે કૌંચ, હરિણ અને વ્યાઘ્ર આદિના શિકાર કરતાં બહુ જ મોટો શિકાર મારા હાથમાં આવવાનો છે. ફીરોજશાહે ગોદવડના કિલ્લાને ઘેરીને તેમાં રાજા માનસિંહને પૂરી રાખ્યો છે; અને તેની કન્યા પન્નાએ આ કંકણ મોકલીને રક્ષાબદ્ધ વીર તરીકે મને પોતાની કુમકે આવવામાટેનું આમંત્રણ કર્યું છે. એટલે હવે મારે તારી આજ્ઞા લઇને એ યુદ્ધમાટે જવું જ જોઇએ."

"સારે તને યુદ્ધમાં જવાની આજ્ઞા આપીને હું અહીંથી ચાલ્યો જાઉં કે? જ્યારે તું તેનો રક્ષાબદ્ધ વીર થયો છે, તો એ માન મને પોતાને પણ મળ્યું છે, એમ હું સમજું છું. હું પણ તારો શસ્ત્રબદ્ધ ભ્રાતા છું; એટલે હું અને મારી સાથેના પચાસ યોદ્ધા સર્વ મળીને જે તારે સાં મહેમાનદારી ભોગવીએ છીએ, તેના કરતાં જો તમારી પતાકાતળે રહીને ગોદવડના યુદ્ધમાં લડીશું તો અમારી વધારે પ્રતિષ્ઠા થશે." જાલમસિંહે કહ્યું.

જાલિમસિંહના આવા ઉદારતામય ઉદ્ગારોને સાંભળીને તેના અને ઉમેદસિંહના લોકોએ મહા આનંદઘોષ કર્યો. એ પછી ઉમેદસિંહે બની શકે તેટલી ઉતાવળથી યુદ્ધની તૈયારી કરવાની સર્વને આજ્ઞા આપી દીધી. બન્ની અને તેના ઘોડાના ખાનપાન અને વિશ્રામ આદિની યોગ્ય વ્યવસ્થા કરી આપવામાં આવી. બન્નીને પૂછવાથી માર્ગમાં પોતાપર પડેલાં સંકટોનો તેણે સવિસ્તર વૃત્તાંત કહી સંભળાવ્યો.

ગોદવડ પાસેની ફીરોજશાહની છાવણીમાં મોટી મોટી તોપો આવી પહોંચવામાં અદ્યાપિ ત્રણ ચાર દિવસનો અવકાશ હતો; તથાપિ તેની વાટ ન જોતાં ગોદવડપર આક્રમણ કરવાનો તેણે આરંભ કરી દીધો હતો. જે દિવસે પ્રભાતમાં બન્ની અરિંદ નગરમાં આવી લાગ્યો, તેજ દિવસે સૂર્યોદયપૂર્વે મુસલ્માનોએ સીડીઓ લગાવીને ગોદવડના કિલ્લાપર ચઢી જવાનો યત્ન કર્યો. રાજપૂતોમાંના એક માણસે દુશ્મન સાથે મળી જઇને કિલ્લાપર જવાનો એક રસ્તો જે કેવળ તેના જાણવામાં જ હતો, તે રસ્તેથી ઉપર ચઢી જઇને પછી ઉપરથી દોરડાની સીડીને નીચે છોડવાનું કબૂલ કર્યું. કિલ્લાની તે જગ્યા એક ટૂટેલા પર્વત વિભાગ જેવી હોવાથી તેની નીચે ઉભેલા લોકોને એ યુક્તિથી જય મેળવવાની જે મોટી આશા ઉત્પન્ન થઈ હતી, તે નિરાશાના રૂપમાં બદલાવા લાગી; પરંતુ અંતે જ્યારે તે દોરીની સીડી ધીમે ધીમે ઉપરથી ઉતરીને જમીનપર આવી, ત્યારે તે સ્વામિદ્રોહી મનુષ્યને પોતાના કાર્યમાં યશ મળ્યાવિશે તેમની ખાત્રી થઈ ગઈ. પરંતુ એથી તેમના મનમાં થયેલો આનંદ વધારે વાર ટકી શક્યો નહિ. હજી તો તેમનામાનો એક જ સિપાહી સીડીના પહેલા પગથિયાપર પગ મૂકતો હતો, એટલામાં તો આંચકા સાથે તે સીડીને ઉપર ખેંચવામાં આવી અને તરત એક ભારી પદાર્થ ઉપરથી નીચે આવી પડ્યો. તે પદાર્થ અન્ય કાંઈ નહિ, પણ તે દેશદ્રોહી અને સ્વામીદ્રોહી મનુષ્યનું છાંટી નાખેલું મસ્તક જ હતું. તે કિલ્લાની દીવાલપર સીડી બાંધતો હતો, તેવામાં રાજપૂત પ્રહરીઓએ તેને પકડ્યો અને તરત તેનાપર ટૂટી પડીને તેનુ માથું કાપી નીચે નાંખી દીધુ!

બીજે દિવસે મુસલ્માન સૈનિકોએ સુરંગ તૈયાર કરવાનું અને ખંદક ખોદવાનુ કામ ઝપાટાથી આરંભ્યું. કિલ્લાના સંરક્ષકો બહુ જ થોડા હોવાથી આ કાર્યમાં તેમનાથી કાંઈ પણ વિઘ્ન લાવી શકાય તેમ ન હોતું; કારણ કે, ફીરોજશાહની અપાર સેનામાંના ભિન્ન ભિન્ન સૈનિકસમુદાયો ભિન્ન ભિન્ન સ્થાને કિલ્લાપર જે હલ્લાઓ કરતા હતા તેથી વિશેષ કાંઈ પણ હાનિ થવાનો સંભવ ન હોવા છતાં પણ તેમને પાછા હટાવવાના કામમાં જ રાજપૂતોનો બધો સમય વીતી જતો હતો. કિલ્લાપર સીડીઓ લગાવીને ચઢવાનો એ પછી મુસલ્માનોએ યત્ન કર્યો નહિ. તેમણે, આમ કરવા કરતાં આપણી તોપો આવી લાગવાની વાટ જોઇને બેસી રહેવું વધારે સારું છે, એવો ઠરાવ કરી રાખ્યો. તેઓ એ સારી રીતે જાણતા હતા કે, તોપો આવી લાગતાંની સાથે જ ફતેહ મેળવવામાં એક પળ માત્રનો પણ વિલંબ થવાનો નથી; કારણ કે, ફીરોજશાહના તોપખાનામાં દીવના હુશિયાર પોર્ટુગીઝ ગોલંદાજો હોવાથી તેઓ કિલ્લાપર તોપના ગોળા ચલા-

વશે, એટલે તરત મોટાં બાકોરાં પડતાં કિલ્લો સહજમાં સર કરી શકાશે, -એવી તેમની મોજેસોળ આના ખાત્રી હતી. મધ્ય રાત્રિના સમયે ઉમેદસિંહ તરફનો એક હલકારો પન્નામારે મોતીઓની ભરેલી એક કીનખાબની થેલી લઇને ગોદવડના કિલ્લામાં ગયો અને તેથી પન્નાને પોતાની પ્રાર્થના સ્વીકારાયાનો નિશ્ચય થયો. હલકારાએ વધારામાં એમ પણ જણાવ્યુ કે;-"મારા મહારાજા, પોતાના સૈન્યસહિત અહીં આવવાને નીકળી ચૂક્યા છે." આ સમાચારથી કિલ્લામાં ગોંધાયલા લોકોને ઘણો જ આનંદ થયો; અને જ્યારે ઉમેદસિંહ સાથે જાલમસિંહના આવવાની વાત તેમના જાણવામાં આવી ત્યારે તો વળી તેમના આનંદનો પરમ અવધિ જ થઈ ગયો.

ઉમેદસિંહ અને જાલમસિંહ ઉભય મિત્રો પોતાના સૈન્યના અગ્રભાગમાં પ્રમુખ તરીકે અશ્વારૂઢ થઇને ચાલ્યા આવતા હતા અને ચાલતાં ચાલતાં તેમણે પોતાની એકદર પરિસ્થિતિના વિચારનો આરંભ કર્યો. વિચારાતે તેમના ધ્યાનમા એમ આવ્યું કે,-"આપણી સેના કેવળ પાચ હજાર સૈનિકોની છે અને ગુજરાતના સુલતાનની ફોજ ઓછામાં ઓછી પણ આપણી સેના કરતાં ત્રણગણી હોવી જોઇએ, એટલે આવી સ્થિતિમાં તેમની સાથે પ્રકટ યુદ્ધ કરવું ઉચિત નથી. અર્થાત્ અત્યારે તો મુસ્લ્માન સેનાની આસપાસ ફરતા રહેવું અને કિલ્લામાં મદદ પહોંચાડવામાટેના પ્રસંગને સાધવાના ઉપાયો શોધ્યા કરવા, એ જ અત્યારે વિશેષ લાભ કારક છે." એવો તેમણે નિશ્ચય કર્યો. બીજી સઘળી બાબતો કરતા એક બાબત તેમને અતિશય ફાયદો કરનારી દેખાઈ આવી, અને તે એ કે, મુસલ્માનોની છાવણી ઉજ્જડ અને અફળદ્રૂપ પ્રદેશમાં હોવાથી અને ત્યાંના લોકો સાથે તેમનો સારો બનાવ પણ ન હોવાથી તેમના ચારે તરફના આવજાવના સંબંધને બંધ કરી નાખવો, એટલે ગુજરાતમાથી તેમને ધાન્ય આદિ સામગ્રી લાવવા અથવા મગાવવામાં મોટી અડચણ થશે, એમ તેમના ધ્યાનમાં આવ્યું. એ ઉદ્દેશથી તેઓ ગોદવડની નૈર્ઋત્ય તરફના પ્રદેશમાં તરત કૂચ કરી ગયા અને ગુજરાતની રાજધાની અહમ્મદાબાદના માર્ગમાં તેમણે પોતાની છાવણી નાંખી.

હજી તો તેઓ અહીં સ્થિર સ્થાવર થયા ન થયા, એટલામાં અચાનક એક રાજપૂત ઘોડેસ્વારે છાવણીમાં આવીને ખબર આપી કે;-"સુલ્તાનનું તોપખાનું પાસે આવ્યું છે અને તેના રક્ષણમાટે જે લોકો છે તે ઘણા જ થોડા છે. તેમ જ વળી તોપખાનાના અધિકારીઓ જો દુશ્મનો આવી લાગે તો તેમના પ્રતિકારમાટેની જે તૈયારીઓ રાખવી જોઇએ, તે વિશે તદન બેદરકાર છે." આ સમાચાર સાંભળતાંની

સાથે જ ઉમેદસિંહ પોતાની સાથે બે હજાર ઘોડેસ્વારોને લઇને તે તોપખાનાવાળા લોકોને પરાજિત કરવાના ઉદ્દેશથી છાવણીને ત્યાગી ચાલતો થયો. એ સ્વારોએ જે ખીણમાંથી તે તોપખાનાના પસાર થવાનો માર્ગ હતો, તે ખીણના બન્ને તરફનાં મુખોને રોકી રાખ્યાં. એટલામાં ધીમે ધીમે આવતું સુલ્તાનનું તોપખાનું તેમને દેખાયું. એ તોપોની ગાડીઓને ઘસડવાને ગુજરાતના હાથી જેવા પ્રસિદ્ધ બળદો જોડેલા હતા. તોપખાનાના રક્ષણમાટે જે થોડાક સિપાહીઓ આગળના ભાગમાં ચાલતા હતા, તેમને કાંઇપણ ઉપદ્રવ ન કરતાં ઉમેદસિંહે ખીણમાં જવા દીધા અને ત્યારપછી જ્યારે તોપખાનું પણ પોર્ટુગીજ ગોલંદાજો સહિત ખીણના મધ્ય ભાગમાં આવી પહોંચ્યું, તે વેળાએ ખીણના બન્ને મુખોને રોકી બેઠેલા રાજપૂત સૈનિકોને તેમનાપર તૂટી પડવાની ઉમેદસિંહે આજ્ઞા આપી દીધી. પછી શું પૂછવું? તે હતભાગી ગોલંદાજો પર ગોળીઓ અને બાણોની એક સરખી વૃષ્ટિ વર્ષવા લાગી. તેમણે એના પ્રતિકાર માટે જે ગોળીઓ બંદૂકમાં ભરીને ચલાવી, તેમનો કશો પણ ઉપયોગ થયો નહિ; કારણ કે, રાજપૂત સૈનિકો ઉચ્ચ ભાગમાં હોવાથી તેમના જોવામાં આવી શકતા ન હોતા. તોપખાનાને ખેંચનાર બળદોને રાજપૂતોના ગોળીબારથી જે જખમો થવા તેથી તેમણે જે તોફાન મચાવ્યું તેના યોગે તો વળી વધારે ગોટાળો થઈ ગયો. આ આક્રમણ અચાનક થયેલું હોવાથી અને આક્રમણમાં સપડાયલા લોકો બહુ જ થોડા હોવાથી શત્રુ સાથે લઢવામાં કાંઇપણ લાભ થવાનો રંગ તેમને દેખાયો નહિ. અર્થાત્ તે પોર્ટુગીજ ગોલંદાજો અને બીજા કેટલાક સૈનિકો જ્યારે રણમાં રોળાયા, ત્યારે તેમના માટે શત્રુના શરણવિના જીવવાનો બીજો એક પણ માગ રહ્યો નહિ. પોતાથી એ તોપો વાપરી કે જાળવી શકાય તેમ નથી, એમ લાગવાથી રાજપૂત સેનાનાયકોએ તે તોપોમાં ખીલા ઠોકીને તેઓને પાસેના એક તળાવમાં પધરાવી દીધી. જો તે તોપોને તેમણે પોતા સાથે રાખી હોત, તો તેથી તેમને ઘણી જ અડચણ થવાનો સંભવ હતો; કારણ કે, તેમના સૈનિકોની સંખ્યા ઓછી હોવાથી ગમે તે સ્થિતિમાં અને ગમે તે વેળાએ સ્થલાંતર કરીને પોતાની ન્યૂનતાની પૂર્ણતા કરી લેવાનું જે સામર્થ્ય તેમનામાં હતું, તે સામર્થ્યનો એ તોપોના યોગે અવશ્ય નાશ થઈ ગયો હોત. અસ્તુ; એવી રીતે તોપોને તળાવમાં પધરાવીને તેમણે પોતાના પોર્ટુગીજ કેદી તથા બળદોને સાથે લઈ લીધા અને તેઓ પોતાની પ્રથમ છાવણીવાળા સ્થાનમાં પાછા આવી લાગ્યા. એ અવધિમાં ગોઢવડને ઘેરી પડેલી મુસલમાન ફોજમાંની કેટલીક ફોજ ત્યાંથી નીકળી ચૂકી હતી અને તેનો ઉમેદસિંહની એ છાવણીપર હલ્લો કરવાનો અને રાજપૂતોને

પરાજિત કરવાનો મનોભાવ હતો. ઉમેદસિંહ અને જાલમસિંહે અત્યાર સુધીમાં જે કાંઇપણ કાર્ય કર્યું હતું, તે માટે તેમને સમાધાન માનવાનું સબળ કારણ હતું; કારણ કે, એક તો ફીરોજશાહ પાસે હવે તોપખાનું ન હોવાથી અને તેની પાછળ પોતાના સૈન્યની ધામધૂમ ચાલૂ હોવાથી ગોદવડનો કિલ્લો સત્વર તેના હાથમાં જવાનો સંભવ નહોતો; અને બીજું એ કે, તેને કરેલા આ આઘાતથી તેની એકંદર સ્થિતિપર બહુજ અનિષ્ટ પરિણામ થવાનો સંભવ હતો, અને તેમ થયું પણ ખરું. તેની ગુજરાતી ફૌજમાંના યોધાઓને એમ લાગ્યું કે, વાસ્તવિક રીતે આપણે યુદ્ધ કરવાને આવેલા હોવાથી સર્વત્ર લોકો આપણા પગ તળે ચગદાઈ આપણો જયજયકાર થવો જોઇએ, તેને બદલે ઉલ્ટા આપણે જ તેમના પગ તળે ચગદાઇએ છીએ, એને શુ કહેવુ વારુ? મનમાં આવા પ્રકારના વિચારો આવવાથી તેઓ નિરુત્સાહ થઈ ગયા અને તેમનામાંના ઘણાકોને એમ થવા માંડ્યું કે, આ રેતીના મેદાનમાં રાજપૂતોના હાથમાંથી બચીને આપણે પાછા જીવતા ઘરે જવાના નથી અને આપણા પોતાના દેશની સુંદર તથા ભવ્ય વનશોભા પુનઃ આપણી દૃષ્ટિએ પડવાની નથી.

બીજી તરફ રાજપૂતોના ઉત્સાહમાં એટલો જ કિંબહુના એથી પણ વિશેષ વધારો થવા લાગ્યો. તોપખાનું તેમના હાથમાં આવ્યાના સમાચાર એકના મુખથી બીજાના અને બીજાના મુખથી ત્રીજાના એમ કરતાં કરતાં આખા દેશના લોકોના જાણવામાં આવી ગયા. એટલે આપણા દેશપર મુસલ્માનો ચઢી આવ્યા છે અને તેમની સાથે બે હાથ કરવાનો આ સારો પ્રસંગ આવી લાગ્યો છે, એમ ધારીને આસપાસના બીજા રાજપૂતરાજાઓ પણ આ યુદ્ધમાં મદદ આપવાને તૈયાર થઈ ગયા. નાગોર પ્રાંતમાંથી પણ કેટલાક છૂટા છવાયા રાજપૂત વીરો આવી પહોંચવાથી રાજપૂત સેનામાં સારી ભરતી થવા લાગી. હવે જો કે એમાંના ઘણાખરા વૃદ્ધ અને અલ્પવયસ્ક બાળકો જ હતા; કારણ કે, બહુધા સર્વ તરુણ વીરો દક્ષિણમાંની બાદશાહી ફૌજમાં ગયેલા હતા; તથાપિ ઉમેદસિંહની સેના અલ્પસંખ્ય હોવાથી એ આવેલા થોડા માણસો પણ તેને સારા મદદગાર થઈ પડ્યા.

ફીરોજશાહની ફૌજ બહુજ સંકટમાં આવી પડી. તેમનો ગુજરાત સાથેનો સંબંધ અટકી જવાથી ધાન્ય આદિની તેમને ઘણી જ મુશ્કેલી થઈ પડી. એ સંકટના નિવારણનો માત્ર એક જ ઉપાય હતો; અને અને તે એ કે, ગોદવડના કિલ્લાની દીવાલને પાડી નાંખીને ત્યાંના જે ધાન્યસંગ્રહની વાર્તા સાંભળવામાં આવતી હતી, તે ધાન્યના કોઠારને

લૂટીને હસ્તગત કરી લેવો. એટલે કિલ્લાના મુખ્ય દરવાજાના બંદોબસ્ત માટે જે બુર્જ બાંધવામાં આવ્યો હતો, તેને સુરંગ લગાડીને મુસલ્માનોએ પાડી નાંખ્યો અને તેમાંથી પડેલાં પત્થર તથા ઇંટોના ઢગલાપર તેઓ હાથપગને ટેકાવતા ટેકાવતા ચઢી ગયા. તેઓ 'દીનદીન' પોકારતા જતા હોવાથી વચ્ચે પડી ગયેલી વાટની વ્યવસ્થા માટે જે રાજપૂત સિપાહીઓ ઉભા હતા, તેમણે તેમને "તમારી હવે આગળ વધવાની શી હયસીયત છે, તે જોઇયે છીએ!" એવા અથવા તો એ જ અર્થના બીજા શબ્દો ઉચ્ચારીને સ્હામો જવાબ આપ્યો. એ સુરંગ ઉડવાના થયેલા અવાજથી કિલ્લામાં સપડાયલા લોકોપર આવનારા સંકટની બહારના સહાય્ય કરવાને આવેલા રાજપૂતોને પણ સૂચના મળી ગઈ. એટલે ઉમેદસિંહે તત્કાળ પોતાના સૈનિકોને લઢાઇની તૈયારીથી ઊભા કરી દીધા; અને તેમના મુખ્ય સમૂહને સુરંગ લગાડનારા લોકોની પાછળની નજદીકમાંની મુસલ્માન ફૌજપર ધસારો કરવાની આજ્ઞા આપી. અચાનક આ હલ્લો આવવાથી ફીરોજશાહને તે બુર્જના પડેલા ભાગપર હલ્લો કરનારા લોકોના રક્ષણ માટે એકત્ર કરેલી ફૌજના મોર્ચાને બાહ્ય શત્રુ પ્રતિ ફેરવવાની ફરજ પડી બીજી તરફ જાલમસિંહ પોતાના પચાસ યોદ્ધાઓને સાથે લઇને ઉપર્યુક્ત ફૌજની આસપાસ ભ્રમણ કરવા લાગ્યો. તે વારંવાર તે લોકોને હલ્લાના આડંબરથી બીવડાવતો અને જ્યાં પણ મુસલ્માનોનું જોર ઓછું જોવામાં આવતું હતું ત્યાં તરત હલ્લો કરી પણ દેતો હતો. રાજપૂતોની આવી યુક્તિથી મુસલ્માનોને ફરજિયાત તે પડેલા માર્ગને છોડી દેવો પડ્યો. એ પછી ગમે તે, ગમે તેનાપર ગમે ત્યારે હલ્લો કરે, એવી અવ્યવસ્થિત યુદ્ધચેષ્ટા કેટલીકવાર સૂધી ચાલતી રહી. પરંતુ એમાં કોઈ પણ પક્ષને વાસ્તવિક વિજય ન મળતાં બન્ને સેનાઓ પોતપોતાની છાવણીમાં ચાલી ગઈ.

એ આખા દિવસના યુદ્ધથી કાંઈ પણ નિષ્પન્ન થયું નહિ, એમ જોઇને ફીરોજશાહના મનમાં એવો વિચાર આવ્યો કે, પ્રથમ એકલા ઉમેદસિંહનો પરિપૂર્ણ પરાજય કર્યા વિના ગોદવડ હાથમાં આવી શકે તેમ નથી, અને તેનું એ અનુમાન યથાર્થ હતું; કારણ કે, ગુજરાત સાથેનો તેનો સંબંધ બંધ થવાથી કદાચિત્ તેનો વિજય થાય, તોપણ સૈનિકોને ભૂખમરો વેઠવાનો પ્રસંગ આવવાનો જ, એવો રંગ સ્પષ્ટ દેખાતો હતો. એટલે ગુજરાત સાથેના સબંધને પુન: ચાલૂ કરવાની બહુ જ અગત્ય હતી. એટલા માટે બીજે દિવસે અહમ્મદાબાદના માર્ગમાં છાવણી નાંખીને પડેલા રાજપૂતોપર જ તેણે હલ્લો કરવાનો મનસૂબો કર્યો અને તે પોતે યુદ્ધમાં હોય, તે વેળાએ કિલ્લામાં સપડાયલા રાજપૂતો પાછળથી આવીને

પોતાપર હલ્લો ન કરી શકે, એટલા માટે થોડીક ફોજને ત્યાં રાખવાની વ્યવસ્થા કરી દીધી. અર્થાત્ દિવસ ઊગતાં જ મુસલ્માન ફોજ લડવા માટે ચાલી. તેમણે પોતાના ઘોડેસ્વારોની બે ટોળીઓને બે બાજૂએ રાખીને વચ્ચે પાયદળ ફોજને ઊભી રાખી. એ સૈન્યની પાછળ ફીરોજ-શાહ પોતે પડાવ નાંખીને રહ્યો. તેની ખાસ હુજૂરી ફોજ તેની આસ-પાસ ઉભી હતી અને,તે પોતાના ઉત્તમ પ્રકારે શૃંગારેલા હાથીની અંબા-ડીમાં બેઠો હતો, તથા તેના મસ્તકપર અનુચરોએ તેના રાજચિહ્નરૂપ છત્રને ધરી રાખ્યું હતું. જો આપણે આટલા બધા બંદોબસ્તથી આવેલી વિશાળ મુસલ્માન સેના સાથે એક જ સ્થાનમાં સ્થિત રહીને લડીશું, તો કદાપિ આપણો વિજય થવાનો નથી, એ રહસ્યને રાજપૂતો સારી રીતે જાણતા હતા, કારણ કે, જો શત્રુના બરછી અને ભાલાવાળા પાય-દળ સૈન્યપર આપણે જઈ પડીશું, તો તેમના બે બાજૂએ ઉભેલા ઘોડેસ્વારો અચાનક બન્ને બાજૂથી આપણાપર ધસી આવશે, એવી તેમના મનમાં ભીતિ હતી. ઉમેદસિંહ જેવો શૂરવીર હતો તેવો જ વિચા-રશીલ અને સૂક્ષ્મદૃષ્ટિ પણ હતો તેને સ્પષ્ટ દેખાઈ આવ્યું કે,'જો આપણે મુસલ્માન સૈન્યપર સીધા ધસી જઇશું, તો તે પોતાના હાથે જ પોતાનો નાશ કર્યા સમાન થવાનું' એટલા માટે તેણે પાર્થિયન્ લોકોની યુક્તિ લડાવીને એટલે કે, પોતે પાછળ હટીને શત્રુને પાદાક્રાંત કરવાની યોજના કરી. મુસલ્માન ફોજ કૂચ કરતી કરતી બાણના ટપ્પામાંઆવતાં જ તેનાપર રાજપૂતોએ બંદૂકની ગોળી અને ધનુષ્યના બાણોની વૃષ્ટિ વર્ષા-વવા માંડી, અને ત્યાર પછી ત્યાંથી પાછળ હટીને એક સારા સ્થાનમાં જઈ ઊભા રહ્યા એ જ પ્રકાર તેમણે ઘણી વેળા કર્યો. તેમની એ યુક્તિથી પ્રત્યેક વેળાએ મુસલ્માન લોકો ધીમે ધીમે ગોદાવડથી દૂર અને દૂર થતા ગયા. એવી રીતે જ્યારે તેઓ ઘણા જ દૂર આવી લાગ્યા, ત્યારે રાજપૂતોએ તરત એથી વિરુદ્ધ પદ્ધતિનો સ્વીકાર કર્યો. ઉમેદસિંહ પોતાના સૈન્ય સહિત મુસલ્માનોની જમણી બાજૂપર હુમલો કરવા તો વળતો હતો, એટલામાં જાલમસિંહના હાથ નીચેના ચાર હજાર રાજપૂત સૈનિ-કોએ મુસલ્માનોના ડાબી બાજૂપરના રિસાલાપર ધસારો કર્યો અને થોડીવાર લડાઈ ચાલ્યા પછી તે રિસાલાને તેમણે તેના સૈન્યના મધ્યભાગ તરફ હાંકી કાઢ્યો. આ વિજયના યોગે રાજપૂત સૈનિકોને અત્યંત આવેશ અને શૌર્ય ચઢવાથી જે કરવાનો તેમના સેનાપતિનો જરા પણ ઉદ્દેશ નહોતો, તે કૃત્ય તેઓ કરી બેઠા. તેમણે બળપૂર્વક મુસલ્માન પાયદલપર ધસારો કર્યો; પરંતુ ત્યાં તેમને જાણે ભાલા અને બર્છીરૂપ શાખાઓવાળા વૃક્ષોનું અરણ્યજ તેમની આસપાસ વિસ્તરેલું હોયની ! એવો જ તેમને ભાસ

થવા લાગ્યો. એ નિબિડ અને અભેદ્ય મુસલ્માન સૈન્યરૂપ અરણ્યમાં તેમનો પ્રવેશ થઈ શક્યો નહિ અને તે ન થાય, એ સ્વાભાવિક જ હતું. આવા પ્રકારના નિરર્થક આક્રમણમાં અનેક રાજપૂત વીરો પડ્યા અને ગુજરાતના મુસલ્માન ફોજી જવાનોનો જમણી બાજુનો રિસાલો દોડી આવ્યો અને તેથી ઉલટો તેમનાપર જ હલ્લો થવાનો પ્રસંગ આવી લાગ્યો! એ વેળાએ જાલમસિંહે મહા પરિશ્રમથી તેમને પાછા વળવામાં પ્રવૃત્ત કર્યાં અને જ્યાં સુધી તેઓ એ સંકટમાંથી ક્ષેમકુશળ બહાર નીકળી ન આવે ત્યાં સુધી પોતાના પચાસ યોદ્ધાના સાહાય્યથી તેણે મુસલ્માનોના દોડી આવતા રિસાલાને આગળ વધવા ન દીધો. પરંતુ આ બધું થાય, તે પૂર્વે જ રાજપૂતોમાંના કેટલાક સારા સારા વીરો અને તેમના અશ્વો મરાઈ જતાં, તેમના શોણિતથી તે વાલુકામય રણભૂમિ રંગમય થઈ ગઈ હતી!

એ પ્રમાણે લડાઈનો કોલાહલ મચી રહ્યો હતો, તેવામાં ઉમેદસિંહે ચૂંટી કાઢેલા એક હજાર રાજપૂતોને પોતા સાથે લઈ લીધા અને તે યુદ્ધનિમગ્ન સૈન્યની પ્રદક્ષિણા કરીને તે ગોદ્વડ દુર્ગના સિંહદ્વાર તરફ વળ્યો. કિલ્લાની પૂર્વ તરફની દિવાલપર એક મિનારો હતો અને ત્યાં માનસિંહ તથા પન્ના નીચે ચાલતી હીલચાલને જોવા માટે ઘણીકવાર ઊભાં રહેતાં હતાં. અત્યારે પણ એવા જ ઉદ્દેશથી તે મીનારાપર આવ્યાં હતાં અને દૂર કેટલાક અંતરપર યુદ્ધ ચાલતું તેમના જોવામાં આવ્યું. પ્રથમ તો ઢાલ, તલ્વાર અને શિરસ્ત્રાણ ઇત્યાદિપર બાલરવિનાં કિરણો પડવાથી તેના યોગે ચમકતા ધૂળના કેટલાક ગોટ તેમણે જોયા; અને ત્યાર પછી એક ન્હાનકડો ગોટ તેમનાથી ભિન્ન પડીને ગોદ્વડ તરફ આવતો તેમના જોવામાં આવ્યો. એટલે 'આ શું હશે વારુ? પોતાના પાયદળનું ગમે તે થાય એમ કહીને મુસલ્માન ઘોડેસ્વારો પલાયન કરી જાય છે; કે રાજપૂતો યુદ્ધમાં પરાજિત થઈને જીવન રક્ષણ માટે અરિકંદના માર્ગમાં ચાલતા થયા છે?' આમ તે પિતાપુત્રી પોતપોતામાં વાતચીત કરવા લાગ્યાં. આ શો પ્રકાર હોવો જોઇએ, એ જાણવાને તે બન્ને ઉત્સુક હતાં એટલામાં તે સૈનિકસમુદાયના અગ્રભાગમાં ફરકતી પંચરંગી પતાકા તેમની દૃષ્ટિએ પડી અને તેથી તેમનો નિશ્ચય થયો કે એ અવશ્ય રાજપૂતો જ હોવા જોઇએ. એ પછી અરિકંદના રાજાની વિશિષ્ટ પ્રકારની પતાકાને તેમણે ઓળખી, એટલે એ સેનાનો નાયક ઉમેદસિંહ જ હોવો જોઇએ અને તે પલાયન કરી જતો હોય અથવા તો શત્રુ સાથે મળી ગયો હોય, એ કદાપિ સંભવનીય નથી, એવો પન્નાના મનનો દૃઢ નિશ્ચય થયો. એ પછી, ઉમેદસિંહનો, શત્રુસંઘને ભેદીને, કિલ્લામાં આવવાનો હેતુ હોવો

જોઇએ, એવો કિલ્લામાંના રાજપૂતોએ તર્ક કર્યો. મુસલ્માન સૈનિકોને પણ તેના ઉદ્દેશની કલ્પના આવવાથી તેમણે પણ તેનો અટકાવ કરવા માટે કિલ્લાના દરવાજા આગળ એકત્ર થવા માંડયું.

ઉમેદસિંહ પોતાની સેનાને એકદમ આગળ વધવાની આજ્ઞા ન આપતાં થોડીવાર લાજ થોભી ગયો. તેને થોભી ગયેલો જોઇને મુસલ્માન સેનાપતિ પોતાના સૈનિકોને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;-"જોયું કે, આગળ વધવાની એમની હિંમત નથી ચાલતી! તો મર્દોને મર્દ, જુઓ છો શું? એ લોકો તસવીરમાં ઊભા છે, એટલામાં એમને ભેદી નાંખો!" પરંતુ ઉમેદસિંહ આગળ વધવાની હિંમત કરતો નહોતો, એમ હતું જ નહિ. તે બળપૂર્વક આક્રમણ કરી શકાય એટલા માટે પોતાના સૈનિકો તથા અશ્વોને કિંચિત્ વિશ્રાંતિ આપતો હતો, એટલું જ! એ પછી એક ક્ષણમાં જ ચાર હજાર ઘોડાની ખરીઓનો તે ખડકાળ પથરીલી જમીનમાં અવાજ થવા લાગ્યો અને તેથી મુસલ્માન ફોજની આગળની હારમાં ભંગાણ પડવા માંડયું. બીજી હારમાંના લોકોએ કેટલીકવાર સુધી ટકાવ કર્યો, પણ અંતે રાજપૂતોએ તેમને પણ પરાજિત કરીને કિલ્લાની નીચે હાંકી કાઢ્યા. એનો લાભ લઇને કિલ્લાની દીવાલપરના રાજપૂતોએ તેમનાં માથાંપર મોટા મોટા પાષાણ, બાણ અને બર્છીઓની વૃષ્ટિ વર્ષાવી. એવી રીતે આગળ અને પાછળ બન્ને તરફથી પડતો માર સહન ન થઈ શકવાથી તેઓ રણભૂમિને અને યુદ્ધના વ્યવસાયને ત્યાગીને પલાયનનો આશ્રય લેવા લાગ્યા. એ ક્ષણે જ કિલ્લાના દરવાજા ઊઘડ્યા અને વિજયશાલિની રાજપૂતસેના પોતાના મૃત અને ઘાયલ સૈનિકોને સાથે લઇને ગોદવડના કિલ્લામાં પ્રવિષ્ટ થઈ. ત્યાંના વીરોમાંના સામાન્ય પદવીના લોકોએ પોતાના ઉદ્ધારક વીર ઉમેદસિંહની પદધૂલિનું વંદન કર્યું. રાજા માનસિંહ અને તેના સરદારોએ પણ તેનો સારો સત્કાર કર્યો. તરુણ વીર બન્ની પોતાના કૃષ્ણરંગીય ચપળ અશ્વપર આરૂઢ થઇને ઉમેદસિંહના સૈન્ય સાથે કિલ્લામાં આવ્યો હતો એટલે તેની પણ કર્તવ્યપરાયણતા માટે સર્વ જનોએ પ્રશંસા કરી. બન્નીએ જ્યારે પોતાનાં સંકટો અને અશ્વપ્રાપ્તિનો વૃત્તાંત કહી સંભળાવ્યો, તે વેળાએ સર્વ આશ્ચર્યમુગ્ધ બની ગયા.

ફીરોજશાહ રાજપૂત સૈન્યના મુખ્ય સમુદાયને અસ્તવ્યસ્ત કરીને પોતાના હાથીપર બેસી છાવણીના મધ્યભાગમાંના પોતાના તંબૂમાં પાછો આવીને જુએ છે, તો યશનો સર્વ ભાગ રાજપૂતોના હાથમાં ચાલ્યો ગયેલો તેના જોવામાં આવ્યો. કિલ્લાની બહારના રાજપૂતોનો જો કે ઉપર કહ્યા પ્રમાણે ફીરોજશાહે પરાજય કર્યો હતો, તોપણ તેથી રાજપૂતોની હિંમત જરાય ઘટી ન હોતી અને બહારના પ્રદેશ સાથે શત્રુઓના સંબં-

ધને બંધ પાડવા પૂરતી તેમની સંખ્યા પણ અદ્યાપિ કાયમ હતી. તેમ જ યુદ્ધ માટે આવતા રાજપૂતોના બીજા મોટા મોટા સમૂહો તેમની સાથે આવી મળતા હોવાથી સત્વર જ તેમનો વિજય થવાનો, એવો ફીરોજશાહનો નિશ્ચય થઈ ચૂક્યો. વળી ગોદવડના કિલ્લામાં અન્નસામગ્રી કિંવા પાણી વગેરેની જરાપણ ખોટ નહોતી અને ત્યાંના લોકોને ઉમેદસિંહના હજાર સૈનિકોનું વિશેષ સાહાય્ય મળવાથી, માનસિંહના પુત્રો દક્ષિણના યુદ્ધમાંથી પાછા આવે, ત્યાંસુધી તેમને કિલ્લાના રક્ષણમાં કશો પણ પ્રસવાય થવાનો નથી, એવું પણ સુલ્તાને અનુમાન કરી લીધું.

આવી અવસ્થામાં ઘેરાને વધારે લંબાવવામાં કશો પણ સાર નથી, એમ જાણીને ફીરોજશાહે ઉમેદસિંહને સંધિવિશેની વાતચીત કરવાને બોલાવ્યો અને પોતાની જે કાંઈ શર્તો હતી, તે તેને કહી સંભળાવી. તેની પ્રમુખ માગણી એ હતી કે, 'જ્યારે મુસલમાન સૈન્ય પાછું જવા માંડે તે વેળાએ તેને કાંઈ પણ ઉપદ્રવ ન કરવા માટેનું રાજપૂતોએ પ્રતિજ્ઞાપૂર્વક વચન આપવું જોઇએ.' પરંતુ આ માગણીને માન્ય રાખવાનો ઉમેદસિંહનો મનોભાવ નથી, એમ જ્યારે તેને સ્પષ્ટ દેખાઈ આવ્યું, ત્યારે તે વક્રદષ્ટિથી કહેવા લાગ્યો કે;—"ઠીક છે; જો અમારી કૂચવેળાએ પીડા ન કરવાની તમો કઠિન પ્રતિજ્ઞા નહિ કરો, તો જે તમારા નાગોર નગરને અત્યાર સુધીમાં અમે જરા પણ આઘાત કર્યો નથી, ત્યાં હવે અમે અમારો મોર્ચો પ્રથમ માંડીશું ને તેપર બરાબર હળ ફેરવીને પછી આગળ ચાલતા થઈશું!" એ પ્રમાણે ફીરોજશાહે માનસિંહની રાજધાનીના વિધ્વંસની જે ભીતિ બતાવી, તેનુ પરિણામ ધારવા પ્રમાણેનું થયું—એટલે કે, તેના પાછા જવાના માર્ગમાં રાજપૂતોએ કાંઈ પણ ઉપદ્રવ ન કરવાનું વચન આપ્યું. એથી બીજે દિવસે પ્રભાતમાં જ સુલ્તાન પોતાના સૈન્યને લઈ છાવણી ઉઠાવીને ત્યાંથી ચાલતો થઈ ગયો.

એવી રીતે ગુજરાતનો તે બલાઢ્ય સુ'તાન પોતાના સૈન્યસહિત ગોદવડથી છાવણી ઉપાડીને ગચ્છંતી કરી ગયો, એથી ત્યાંના લોકોના હૃદયમાં આનંદનો જે અતિરેક થયો, તે સર્વથા અવર્ણનીય હતો! પોતાપર ચઢી આવેલા સૈન્યના મોર્ચાને પાછો ફરેલો જોઇને રાજા માનસિંહે ઉમેદસિંહનો તત્કાળ પોતાની કુમક આવી પહોંચવા માટે તેનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો; આવા સમયમાં વૈરભાવને ભૂલી જવા માટે તેના પ્રતિ પોતાની કૃતજ્ઞતા વ્યક્ત કરી અને રણભૂમિમાંના તેના શૌર્ય તથા કૌશલ્યની અવ્યાજ પ્રશંસા કરી. તે ઉમેદસિંહને ઉદ્દેશી કહેવા લાગ્યો કે;—"મારી, મારા કુટુંબની સ્ત્રીઓની અને મારી પુત્રીની પ્રતિષ્ઠા

અને જીવનકળાનું આજે તમે જ રક્ષણ કર્યું છે; તો એના બદલો હું તમને શું આપું વારુ? તમારી ઇચ્છા હોય, તે અત્યારે મારી પાસેથી માગી લ્યો; વધારે તો શું, પણ આ ગોદવડનો કિલ્લો અથવા તો મારા મુકુટમાંનાં રત્નો તમો માગશો, તોય તે આપવાની તમોને મારાથી ના પાડી શકાય તેમ નથી!"

એના ઉત્તરમાં ઉમેદસિંહે નમ્રતાથી જણાવ્યું કે;—"મહારાજ, આપ જે કહો છો, તે જ હું માગું છું, તે એ કે, આપના રાજ્ય અને રાજમહાલયને અત્યંત શોભાવનારો જે હીરો છે, તે જ માત્ર મને આપો!"

માનસિંહને લાગ્યું કે, પોતાના મુકુટના મધ્ય ભાગમાં ચમકતા પુરાતન કાળના મોટા હીરાની એ માગણી કરતો હશે. એમ ધારીને તેણે આનંદ પ્રદર્શિત કરીને કહ્યું કે;—"બહુ સારું; હું તે હીરો તમોને આપું છું. તે હીરો મને મારા પૂર્વજો પાસેથી મળેલો હોઇને, રાજપૂતોએ અત્યાર સુધીમાં શૌર્યનાં જે મોટાં મોટાં કૃત્યો કર્યાં છે, તેમાંના એકના સ્મારક ચિહ્ન તરીકે તે હીરો તમારી પાસે અને તમારા વંશજો પાસે સદા સર્વકાળ રહો, એવો મારો આશીર્વાદ છે."

ઉમેદસિંહની યાચનાનો વિપરીત અર્થ માનસિંહના સમજવામાં આવ્યાથી પોતાના મનોભાવને સ્પષ્ટતાથી દર્શાવતો તે કહેવા લાગ્યો કે;—"મહારાજ, એ હીરો હું માગતો નથી; કિન્તુ તમારી પરમરૂપવતી અને ગુણવતી કન્યા પન્ના મને મળે, એ જ મારી એક માત્ર આકાંક્ષા છે."

ખરેખર 'પન્ના' શબ્દનો અર્થ 'હીરો' જ થાય છે, એ તો પૂર્વે કહેલું જ છે. માનસિંહે અતિશય આનંદથી તેની એ માગણીનો સ્વીકાર કર્યો; અને વિનોદપૂર્વક કહ્યું કે;—"બહુ જ ઉત્તમ; મને તમારી આ માગણીથી બહુ જ આનંદ થાય છે; કારણ કે, એ હીરો તમને આપવાથી મારો એનાપરનો અધિકાર સર્વથા લુપ્ત થતો નથી. પન્ના તમારી ધર્મપત્ની થશે, તો પણ તે જે મારી પુત્રી છે તે તો છે જ!"

અસ્તુ; એ પછી સત્વર જ ઉમેદસિંહ અને પન્નાના લગ્નનો સમારંભ થયો અને એ નિમિત્તે નાગોર તથા અરિકંદમાં મહા ઉત્સવ થઈ રહ્યો. ફીરોજશાહના પોતાના સૈન્યને લઇને પાછા ચાલ્યા જવા પહેલાં અને ત્યાર પછી જે જે રાજપૂતો ગોદવડમાં માનસિંહના સહાયક તરીકે આવ્યા હતા, તે સર્વને લગ્ન મંડપને સુશોભિત કરવા માટે માનસિંહ આદરપૂર્વક નાગોરમાં લઈ ગયો. ત્યાં રાજા માનસિંહના સ્ફટિક પાષાણના બાંધેલા ભવ્ય રાજમંદિરમાં યથાવિધિ મંત્રતંત્રાદિ સર્વ સંસ્કાર સહિત લગ્ન થયાં અને ત્યારપછી રાજપૂત લોકોના રિવાજ પ્રમાણે વધૂને હરણ કરી લાવવા માટે ઉમેદસિંહ જે વેળાએ આવી લાગ્યો, તે વેળાએ ઉભય

પક્ષનું ઓપચારિક યુદ્ધ થયું અને યુદ્ધની ધામધૂમમાં જ પન્નાએ ઉમેદસિંહના ગળામાં વરમાળા નાખી દીધી.

ઉમેદસિંહ વિજય મેળવી તોષદાયક સુંદરવર્ણ ઝગમગતી પતાકાને ધારણ કરી પોતાની નવવધૂ સહિત પોતાના નગર ભણી ચાલતો થયો. એ વેળાએ દુદુભિનો નાદ થતો હતો, ભવ્ય પ્રાસાદોના ઉચ્ચ ભાગમાંથી સૌભાગ્યવતી સુંદરીઓ તેમનાપર પુષ્પવૃષ્ટિ વર્ષાવતી હતી અને લોકો આનંદઘોષણા કરતા હતા. નાગરિક નરનારી મૂલ્યવાન્ વસ્ત્રાભૂષણથી અલંકૃત થયા હતાં અને સ્ત્રીઓનાં મજુલ સ્વરયુક્ત ગીતોથી સર્વત્ર હર્ષ અને હર્ષનોજ ભાસ થતો હતો. પોતાના વિજયી ભૂપાલને અરિકંદની રાજભક્ત પ્રજાએ આનંદ અશ્રુરૂપ મૌક્તિકોથી વધાવી લીધો અને નવવધૂ પન્નાનો પણ એટલો જ સત્કાર કરવામાં આવ્યો.

## મહારાષ્ટ્રનો "લિયોનિડાસ"-વીરવર બાજી પ્રભુ!

(લેખક ધનશંકર હીરાશંકર ત્રિપાઠી)

"રાડ પડે રણવીર છૂપે નહીં,
કર્મ છૂપે નહીં ભભૂત લગાયે."

શુભ્ર મેઘમાલા શિરપર ધારણ કરનાર સહ્યાદ્રિ પર્વતની શિખરશ્રેણી, ભીમા, નીરા, કૃષ્ણા, ગોદાવરી આદિ નદીઓની નીલી ધારાઓથી પવિત્ર બનીને જે શ્યામ હાસ્ય-રેખા ફેલાવે છે, તે જોતાં મનમાં અદ્ભુત આનંદ થાય છે. પરંતુ તેના શ્યામ અંકમાં પ્રતિપાલિત બનીને જે વીર પુરુષોએ પોતાનાં વીર હૃદયના સૌંદર્યથી દશે દિશાઓ પ્રકાશિત કરેલી છે, તેમની વીરતાનાં વર્ણન વાંચતાં, સહ્યાદ્રિ પર્વતનું એ પ્રાકૃતિક સૌન્દર્ય ફિક્કું માલુમ પડે છે! આ ટુંકી વાર્તાના વીર નાયક, મહારાષ્ટ્રમાં સુપ્રસિદ્ધ થયેલા બાજી પ્રભુ દેશપાંડેની વીરતાનું વર્ણન, એવો જ ભાસ આપે છે. મરાઠાઓના ગૌરવપૂર્ણ ઇતિહાસનો અધિકાંશ, એ વીરનરના રક્તથી લખાયલો છે એમ કહીએ તો ચાલે. જે સમયે શિવાજી મહારાજના અભ્યુદય અને સ્વરાજ્યસ્થાપનની કલ્પનાથી આખો મહારાષ્ટ્ર દેશ જાગ્રત થઈ ગયો હતો, જે સમયે સર્વનાં હૃદયમાં સ્વદેશપ્રીતિનું જોશ, મસ્ત ઉદધિ-તરંગ સમાન વહી રહ્યું હતુ, તે સમયે આપણી વાર્તાનો નાયક બાજી-પ્રભુ એક ખરો સ્વદેશભક્ત ગણાતો હતો.

દેવી ભવાનીએ શિવાજી મહારાજ ઉપર પ્રસન્ન થઈ અનુગ્રહ કર્યાની, જમીનમાથી વિપુલ સુવર્ણમુદ્રાઓ પ્રાપ્ત થયાની અને એવી એવી અનેક વાતો એ વખત ફેલાઈ રહી હતી અને તે, મરાઠા જાતિમાં ઉત્સાહ પૂરતી હતી. મહારાષ્ટ્ર દેશના એકથી બીજા ખૂણા સુધી એ જ ધ્વનિ શ્રવણે પડતો કે, મહા-

રાષ્ટ્રોના અભ્યુદયનો દિન હવે દૂર નથી. મરાઠા કવિઓએ પુરાણા વિચારો તજી દઈ, નવીન જાગ્રતિની બાંહ્ય પકડી હતી અને એ જાગૃતિનાં ગાન તેઓ અહીં તહીં ગજવી મૂકતા. આવી આવી અનેક અનુકૂલતાઓથી મહારાજ શિવાજીની કાર્યસિદ્ધિનો માર્ગ ઘણો સુગમ અને સાફ બની ગયો હતો.

મહારાષ્ટ્રના સુબેદારો અને સરદારોએ એક એક શિવાજીને અધિષ્ઠાતા તરીકે સ્વીકાર્યો, પરંતુ પ્રતિકૂલતાના ક્ષેત્રમાં એક જ વ્યક્તિ-બાજી પ્રભુ દેશપાંડે-નજરે પડતી હતી. બાજી પ્રભુનું કહેવું એમ હતું કે શિવાજીની સ્વરાજને લગતી બધી ધારણાઓ "વન્ધ્યાપુત્રવત્" છે. બાજી પ્રભુનું શૂરવીર સૈન્ય, ઘણીવાર શિવાજીના માર્ગોમાં અંતરાય નાંખતું અને ખુદ બાજી પ્રભુ, શિવાજીના વિચારોને જાહેર રીતે વખોડતો, પરંતુ આ દૂરદર્શી મરાઠા રાજે તેની સાથે ન જ લડવું એવો નિશ્ચય કર્યો હતો. શિવાજી ખરી ખાત્રીથી માનતો કે "એક દિવસ એવો આવશે કે જ્યારે એ જ પ્રતિકૂલ થયલો દેશપાંડે જન્મભૂમિને માટે પોતાનો પ્રાણ આપવામાં પાછી પાની નહી ભરે. ગમે તેટલુ પણ બાજી પ્રભુ મારો જાતિબાન્ધવ છે, તેથી જ, એ ગમે તેટલો મારાથી વિરુદ્ધ હોય તો પણ મારે તેની ઉપર મમતા રાખવી જોઈએ." મહારાજ શિવાજીએ પોતાનો આ નિશ્ચય પાળ્યો હતો, અને પરિણામ તેના ધારવા મુજબ જ આવ્યું હતું. એક દિન બાજી પ્રભુએ રસ્તામાં શિવાજી ઉપર હુમલ્લો કર્યો; તે વખતે શિવાજીએ શાંતિથી પોતાના લશ્કરને બચાવ નહીં કરવાનો હુકમ આપ્યો. બાજી પ્રભુ ઉપર એથી ઘણી અસર થઈ. શિવાજીનું સૌમ્યસ્વરૂપ જોઈ, તેણે એ જ વખતે પોતાની તરવાર તેના પગ પાસે મૂકી દીધી અને કહ્યું: "આજથી હું તમને મારા નાયક તરીકે સ્થાપું છું." એ દિવસથી બાજી પ્રભુ, શિવાજીનો સતસહાયક અને પાર્શ્વચર બન્યો. બાજી પ્રભુની વીરતા અને યુદ્ધ-કુશળતાથી શિવાજીરાજે અનેક યુદ્ધોમાં વિજય મેળવ્યો.

કનકગિરિની લડાઈમાં મહારાજ શિવાજીના ભાઈ શંભોજીને, અફઝલખાંએ વિશ્વાસઘાતથી મારી નાંખ્યો અને ભવાનીની મૂર્તિ ભાંગી નાંખી, તુલસી નામક ગામની નિર્દોષ હિન્દુ-પ્રજા પર જુલમ વરસાવ્યો, એથી શિવાજીને પારાવાર ક્રોધ ચડ્યો. શિવાજીએ બે હજાર સૈનિકોનું એક લશ્કર લઈ રાયગઢથી આવી, પ્રતાપગઢમાં વાસ કર્યો અને આસપાસનાં ગામોમાં પોતાના સૈનિકોની સખ્ત દેખરેખ રાખી. અફઝલખાંનો ઇરાદો, શિવાજીને કેદ કરવાનો હતો. પરંતુ શિવાજીનો પહાડી કિલ્લો જિતાય તો જ શિવાજી હાથ આવે એમ હતું. આથી અફઝલખાએ પ્રપંચ રચ્યો અને એક બ્રાહ્મણનો વેશ લઈ, શિવાજીને મારવાના

ઇરાદાથી તેની પાસે ગયો; પણ ચતુરોનો સરદાર શિવાજી, અફઝલખાંનો ભેદ પામી ગયો અને પરિણામે અફઝલખાંએ પોતાનો પ્રાણ ગુમાવ્યો! ઇતિહાસની આ ઘટનામાં આપણી વાર્તાનો નાયક બાજીપ્રભુ, શિવાજીનો ખાસ સંરક્ષક અને સલાહકાર હતો. અફઝલખાંના મોતમાં જેવો શિવાજીએ અગ્રગણ્ય ભાગ લીધો હતો, તેવી જ રીતનો ભાગ, અફઝલખાંના મૃત્યુ પછીની ઘટનાઓમાં બાજીપ્રભુએ લીધો હતો અને એ જ કાર્યોથી તે ઇતિહાસમાં પોતાનું નામ અમર કરી ગયો છે.

અફઝલખાંના મરણની ખબરથી મોગલ સેનાપતિ સિદ્દી જૌહર અને ફ્રઝલખાં, મોટી સેના લઈ મહારાષ્ટ્ર દેશમાં આવી પહોંચ્યા. મહારાજ શિવાજી પાસે મોગલો જેટલું સૈન્ય નહોતું, આથી તેણે નાસી જઈને પાનહાલાના કિલ્લામાં આશ્રય લીધો. સિદ્દી અને ફ્રઝલખાંએ એ કિલ્લાને પણ ઘેરો ઘાલ્યો. શિવાજીથી બહાર નિઃસરાયું નહીં. લગભગ ચાર મહિના સૂધી એ પ્રકારે તે, મજકુર કિલ્લામાં ઘેરાઈ રહ્યો. શત્રુઓ કિલ્લાને તોડી શકયા નહીં પરંતુ કિલ્લામાં આવતું અનાજ તેઓએ બંધ કરી દીધુ. અંદર ખોરાક પહોંચવાની મુશ્કેલી ઉભી થઈ. શિવાજીની મુંઝવણમાં હવે જ વધારો થયો. દુશ્મનોએ કિલ્લા બહાર એવો સખ્ત પહેરો રાખ્યો હતો કે, કોઈપણ પ્રપંચથી અન્ન અંદર આવી શકે નહીં. ત્યારે શુ શિવાજીએ લાચારીથી શરણ થવું ? અથવા તો ભૂખના દુ:ખથી રીબાઈ મરી જવું? સમુદ્ર તરી જવો સંભવિત છે પરંતુ અગણિત ફોજની નજર ચૂકાવી, કિલ્લામાંનું આખું લશ્કર સહિસલામત બહાર જઈ શકે, એ બિલકુલ અસંભવિત છે. તો હવે કિયો માર્ગ લેવો? શિવાજીએ, આવટે એક અસાધ્ય અને હિમ્મતભર્યું પગલું ભરવાનો ઠરાવ કર્યો. તેણે વિચાર્યું કે અંધારી ઘોર રાત્રિને વખતે કિલ્લામાંથી બહાર નિકળી જતાં શત્રુનું વ્યૂહ ભેદીને કે તેઓની આંખમાં ધૂળ નાંખીને પણ આગળ વધવું. એ પ્રયત્નમાં રખેને જો શત્રુઓ ચેતી જાય તો પછી રણીઆ થઈને પણ દેશને માટે પ્રાણઆહુતિ આપવી. તેણે કિલ્લામાના સર્વે સૈનિકોને એકત્ર કર્યા; તેઓને પોતાની ધારણા જણાવી અને ભૂખથી રાયલા મરાઠાઓએ એક અવાજે એ રસ્તો બહેતર લેખ્યો. શિવાજી રોકો ન હતો. એક દિન પાછલી રાત્રે જ્યારે સર્વત્ર નિરવતા પ્રસરી રહી હતી ત્યારે કિલ્લા ઉપરથી નિસરણીઓદ્વારા એક એક દરેક સૈનિક નીચે ઉતરી ગયો અને એ પ્રકારે આખી સેના, દુર્ગમાંથી નિકળી, શત્રુની છાવણી, ચુપચુપ રીતે પાર કરી નાસી છૂટી. મરાઠાઓ થોડેક દૂર ગયા હશે, એટલામાં મુગલોને તેમના નાસી જવાની ખબર થઈ. એ લોકોએ નાઠેલાઓની પુઠ પકડી.

વળી પાછી શિવાજીની જન્મભરની ચેષ્ટાઓ ક્ષણભરમાં વ્યર્થ થવાનો વખત આવ્યો; કારણ નાસવાનો રસ્તો કાંઈ વિશાળ ન હતો, પરંતુ રંગન નામની એક સાંકડી પહાડીમાંથી હતો. રંગન પહાડી છ માઇલ લાંબી હતી. જો મુગલ લોકો એકદમ ઘણી જ ત્વરાથી આવી પહોંચે અને આ ટુંકી અને સાંકડી પહાડીને આસપાસથી ઘેરી લે તો મરાઠા ફોજને અવશ્ય વિનષ્ટ થવાનો વારો આવે. શિવાજી આ ભયંકર સ્થિતિ ક્ષણમાત્રમાં સમજી ગયો. ચિન્તાથી તેનુ વદન શ્યામવર્ણું બની ગયું અને જરૂર મરવું પડશે એમ તેણે માની લીધુ.

બાજીપ્રભુ આ વખત શિવાજીની પાસે જ ઉભો હતો. તે પોતાના માલિક પાસે ગયો અને બોલ્યો, "પ્રભો! શા માટે ચિન્તા કરો છો? તમે સૈના લઈ આગળ વધો. જ્યાં લગી તમે સહિસલામતિથી કિલ્લામાં પહોંચી, તમારા કુશલ સમાચાર એક મોટી તોપના અવાજથી આપશો નહીં, ત્યાં લગી આ થોડી સરખી પણ વીરસૈના સાથે હુ આ પહાડી સ્થળના મુખડા આગળ ખડો રહીશ અને ખાત્રી આપુ છું કે, એક પણ મુગલ બચ્ચાને તેની અંદર આવવા દઇશ નહીં."

શિવાજીરાજે, તેને આવું અતિશય સાહસિક કાર્ય કરવા દેવા ના પાડી અને કહ્યુ; "બાજી! જો મહારાષ્ટ્ર જાતિના ગૌરવની રક્ષા માટે મરવું પડશે તો આપણે બધા સાથે મરીશું."

બાજીપ્રભુએ ઉત્તર આપ્યો; "નહીં, પ્રભો! તમારી રક્ષા કરવામાં હું સમસ્ત મહારાષ્ટ્રની રક્ષા થયલી ધારું છું. તમારી ઉપર આખી મહારાષ્ટ્ર જાતિના કલ્યાણનો આધાર છે. તમે ફોજ લઇને નિડરતાથી જાઓ."

મહારાજ શિવાજીને લાચારીથી બાજીપ્રભુની વાત માનવી પડી. પોતાની સાથે થોડાક સૈનિકોને લઇને કિલ્લા તરફ તે આગળ વધ્યો. થોડાક વખતમાં સાગરના પૂરની માફક મુગલ સૈના, રંગન પહાડી પાસે આવી પહોંચી. પરંતુ એકએક મરાઠી મરણીઓ, સેંકડો મુગલોને ભારે પડ્યો. વિપુલ મુગલસૈનાની ગતિ રોકાઈ અને પહાડીમાં પ્રવેશવા કોઈ પણ મુગલસૈનિક શક્તિમાન્ થયો નહીં.

બીજી બાજુ શિવાજી મહારાજે કિલ્લામાં પહોંચી એક મોટી તોપ ફોડાવી. બાજીપ્રભુના મુખમંડળ ઉપર એ તોપનો નિનાદ સાંભળતાં ભયંકર હાસ્ય છવાઈ રહ્યું. તેણે પોતાના સૈનિકોને કહ્યું: "પ્યારાઓ, જુઓ, જુઓ, સ્વર્ગમાં આપણને આવકાર આપવાને દેવો તૈયાર છે. આપણું અહીંનું કર્તવ્ય આપણે યથોચિત પરિપાલન કર્યું છે. હવે ભલે, મૃત્યુ પોતાની પાશ આપણી ઉપર નાંખે. આપણે તૈયાર છીએ." એ પછી "હર હર મહાદેવ" એવી મોટી ગર્જના સાથે મરાઠાઓ સાંકડી

ગલીમાંથી બહાર નિઃસર્યાં અને અસંખ્ય મુગલોનાં શિર કાપી આનંદથી સમરભૂમિમાં સદાને માટે સૂતા! મુગલ સેનાનીઓ સમજી ગયા કે, હવે હાથ પગ પછાડવા વ્યર્થ છે; કેમકે શિકાર હાથથી છટકી ગયો છે–પંખેરું ક્યારનુંએ પિંજરમાંથી ઉડી ગયું છે!

મહારાષ્ટ્ર જાતિની પત રાખનાર વીરવર બાજીપ્રભુ અને તેના વીર સૈનિકોને, અંગ્રેજ–ઇતિહાસ લેખકોએ ગ્રીસના "લિયોનિડાસ" અને તેના વીર સૈનિકોની ઉપમા આપી છે અને ગ્ગન પહાડીને તેઓએ "થર્મોપીલી" સમાન લેખી છે, એ તદ્દન ખરું ભાસે છે.

## ઇડરનો વીર વૈરીસિંહ

અથવા

### રાજપૂતનું વચન

(લેખકઃ હરિ નારાયણ વિસનજી)

ઇડરમાં એક સમયે રાજા ભાણ અથવા તો ભાનુરાજ નામક રાજા રાજ્ય કરતો હતો. રાજાનો એક ફટાયો ભાઈ કરણસિંહજી હતો અને તેને રાજાએ પચાસ હજારની આવકનાં ગામ અને જાગીર આદિ આપ્યાં હતાં. પોતાની જાગીર આદિ જૂદાં હોવા છતાં બન્ને ભાઈઓનો પરસ્પર સારો સ્નેહ હોવાથી કરણસિંહ ઇડરમાં જ વસતો હતો, તો પણ બન્નેના દરબાર અને આવાસ તો જૂદા જ હતા. ભાનુરાજના વાણીયા પ્રધાન અને કરણસિંહ વચ્ચે પરસ્પર વૈર ભાવનો અગ્નિ પ્રજ્વળ્યા કરતો હતો અને તે એટલે સુધી કે, પ્રધાન અને કરણસિંહ જો લાગ ફાવે તો એક બીજાનો ઘાટ ઘડી નાખવાના પ્રસંગની કાકનેત્રથી માર્ગપ્રતીક્ષા કરી રહ્યા હતા. એ વેળાએ ભાનુરાજનું વય પચાસ વર્ષનું અને કરણસિંહનું વય ત્રીસ વર્ષનું હતું; છતાં બન્નેમાંથી એકને પણ પુત્રની પ્રાપ્તિ થઈ નહોતી. જ્યારે પ્રપંચી પ્રધાન કરણસિંહનો બીજા કોઈ ઉપાયે નાશ કરી શક્યો નહિ ત્યારે તેણે રાજાના કાનમાં વિષ રેડવા માંડ્યું. તેણે એક દિવસે એકાંતમાં રાજાને કહ્યું કેઃ—

"મહારાજાધિરાજ, ગૌબ્રાહ્મણ પ્રતિપાલ, અન્નદાતા, આપની અવસ્થા પરિપક્વ થવા આવી છે, અને કરણસિંહ મહા અત્યાચારી છે, એટલે કોક દિવસ પ્રપંચ કરીને અથવા તો વિશ્વાસઘાતથી એ આપનું રાજ્ય લઈ લેશે. એટલામાટે કૃપાનાથ, મારો એવો ઉપદેશ છે, કે એ નીચને વધારે ન ચઢાવો તો સારું."

પ્રધાનના આ ભાષણથી કાચા કાનનો રાજા વ્હેમે ભરાયો અને કરણસિંહ અવશ્ય મારું રાજ્ય લઈ લેશે, એવી આશંકાથી તેણે તેને મારી નાખવાનો નિર્ધાર કર્યો. આ વાત જ્યારે રાજાની રાણી ભટિયાણીજીના જાણવામાં આવી, ત્યારે તેણે રાજાને નમ્રતાથી કહ્યું કે,–"પ્રાણનાથ, પ્રધાનના પ્રપંચમાં ફસાઈ જઈને પોતાના માડી જાયા વીરપર કૃપા કરીને કશો પણ અત્યાચાર કરશો નહિ. ભાઈ કરણસિંહ તમારા આજ્ઞાંકિત અને ધર્મના નિયમથી વર્ત્તનારા રાજનિષ્ઠ બંધુ છે. આજ સુધીમાં એમણે એવો એક પણ અપરાધ કર્યો નથી કે, જેના યોગે એ પ્રાણાંત શિક્ષાને પાત્ર થઈ શકે. નાથ, અત્યારે જો અવિચારથી કાંઈ પણ સાહસ કરશો, તો પછીથી અવશ્ય એ અપકૃત્યમાટે ભયંકર પશ્ચાત્તાપ કરવો પડશે. કારણ કે, આપણે પાકાંપાન થવા છતાં સંતાન સુખથી વંચિત રહ્યાં છીએ, તેમ જ કરણસિંહ પણ અપુત્ર છે. હવે આપણને સંતાન થવાની આશા ન હોવાથી જો કરણસિંહને મારી નાખશો, તો તમારી પછી આ રાજ્ય કોણ ચલાવશે વારુ? માટે જે કાંઈ, પણ કરો, તે પૂર્ણ વિચાર કરીને જ કરજો."

રાણીનો આ ઉપદેશ રાજાના મનમા ઠસી ગયો. એટલે પોતાના પ્રથમના વિચારને ફેરવીને તેણે રાણીને કહ્યું કે,–"બહુ સારું, ત્યારે હું વચન આપુ છું કે, કરણસિંહને મારીશ નહિ; પણ એની અવસ્થામાં લાવી મૂકીશ કે તે, કોઈ દિવસ મારી સ્હામે માથુ ઉચકી ન શકે."

રાજાના આ વચનથી રાણીના મનમાં કાંઈક સંતોષ થયો અને તે વધારે કાંઈ પણ બોલી નહિ.

રાજાએ એ દિવસથી કરણસિંહને વિશેષ સ્નેહ બતાવવા માંડ્યો અને ધીમે ધીમે તેને અફીણનું વ્યસન વળગાડી દીધુ. લગભગ બે વર્ષના અન્તર્ધિમાં તો અફીણના વ્યસનમાં તે એટલો બધો આગળ વધી ગયો કે, તેનામાં ચઢવા ઉતરવા કે વધારે બોલવાની પણ શક્તિ રહી નહિ; અને પાચ વર્ષ જતાં તો તે મડદા પ્રમાણે ખાટલામાંજ બેભાન થઈને પડી રહેવા લાગ્યો. કરણસિંહની આવી દુર્દશાને જોઈને દ્વેષી પ્રધાન બહુ જ આનંદમગ્ન થયો અને એકવાર પુનઃ રાજાને કહ્યું કે,–"ગરીબનવાજ, કરણસિંહજી તો રાત અને દિવસ અફીણ ખાઈને ખાટલામાં ને ખાટલામાંજ પડ્યા પાથર્યા રહે છે અને મહારાજાની સલામે પણ આવતા નથી. તો પછી હવે એમને પચાસ હજારનો પટો શા કારણથી ખાવા દ્યો છો, એ હું સમજી શકતો નથી. મારી એવી સલાહ છે કે, એમનાં ગામો અને જાગીર ખાલસા કરીને ખર્ચમાટે માત્ર બે ત્રણ ગામની ઉપજ એમને આપો."

પ્રધાનની આ શિખામણ ભોળા રાજાના ધ્યાનમાં ઉતરવાથી તેણે તરત કરણસિંહનાં ગામ અને જાગીર આદિ ખાલસા કરી લઈને જરૂરના ખર્ચમાટે માત્ર બે ગામ તેના તાબામાં રહેવા દીધાં. આમ થવાથી કરણસિંહને ત્યાં જે દોઢસો ઘોડા અને દોઢસો રાજપૂતો નોકરીમાં હતા, તેમનો ખર્ચ ભારી થઈ પડ્યો. રાજપૂતો રજા લઈ લઈને પોતપોતાને ઘેર ચાલ્યા ગયા અને કરણસિંહે પચીસ ઘોડા રાખીને બાકીના ઘોડા વેચી નાખ્યા. એવી રીતે રાજાએ કરણસિંહને પાયમાલ કરી નાખ્યો, પણ અફીણના નશામાં ચકચૂર થયેલા ઠાકોરને એ વિશે કાંઈ પણ ન હોતું. કારણ કે, જ્યાં વિચાર કરવાનું ભાન જ ન હોય, ત્યાં સુખદુઃખ કે માન અપમાનનું જ્ઞાન ક્યાંથી અને કેમ કરીને થઈ શકે વારુ?

કરણસિંહ પાસે વૈરીસિંહ વાઘેલો નામક એક રાજપૂત હતો. એને કરણસિંહની માતાએ પોતાનો પાળેલો પુત્ર કરીને ઘરમાં રાખ્યો હતો. તે બહુ જ દક્ષ, સ્વામિભક્ત અને શૂરવીર હતો. તે પોતાના વડિલ બંધુ અથવા તો સ્વામી કરણસિંહની દુર્દશાને જોઈ જોઇને અંતરમાં અતિશય બળ્યા કરતો હતો અને વારંવાર ઉદ્ગાર કાઢતો કે;–"જે પ્રધાને પ્રપંચ કરી અમારી જાગીર ખાલસા કરાવી અમારી આવી દુર્દશા કરી છે, તેને જો લાગ મળે તો નિર્દયતાથી રેંસી નાખવો જોઇએ અને ભીમે જેવી રીતે દુઃશાસનના રક્તનું પાન કર્યું હતું, તેવી રીતે એના શોણિતનું પાન કરવું જોઇએ." પરંતુ તેની એ આશાની સફળતાનો પ્રસંગ ઘણા દિવસ સુધી આવ્યો નહિ. અસ્તુ.

એકવાર વર્ષાઋતુમાં મૂશળધાર વૃષ્ટિ થવા લાગી. મધ્યરાત્રિનો સમય થયો હતો, એવામાં ભાનુરાજ પોતાના મહાલયના ઝરુખામાં આવ્યો અને સૃષ્ટિલીલાનું અવલોકન કરવા લાગ્યો. રાજાના સૈનિકો નીચે દરબારની ડેહી ઉપર બેઠા હતા, તેમને ઉદ્દેશીને ઉપરથી રાજાએ કહ્યું કે;–"સરદારો, એવો છે કોઈ માઇનો પૂત શૂરવીર રાજપૂત કે, જે આવી ચોમાસાની રાતમાં બહાદુરીથી બારવટું કરે?"

એ વેળાએ વૈરીસિંહ વાઘેલો પણ સ્હામેની પોતાની મેડીના ઝરુખામાં બેઠો હતો. તેણે રાજાનાં આ વચનો સાંભળતાં જ ખોંખારો કરીને કહ્યું કે;– "અન્નદાતા, આપની તહેનાતમાંના રાજપૂતો બારવટું કરે તેવા નથી. નહિ તો રાજપૂતો બારવટું કરે એમાં નવાઈ શાની? એ તો રાજપૂતોની ખેતીવાડી છે; એટલે એ વિના રાજપૂતોની ગતિ જ નથી!"

વૈરીસિંહનું એ ઉત્તર સાંભળીને રાજાને ચરણથી તે મસ્તક પર્યન્ત હલાહલ ક્રોધ વ્યાપી ગયો અને તેથી તેણે લાલ કસુંબા જેવી આંખો કરીને પૂછ્યું કે;–"આ જવાબ આપનાર કોણ છે?"

"અન્નદાતાના બંધુ કરણસિંહનો પાલિતબંધુ વૈરીસિંહ વાઘેલો." સરદારોમાંના એકે ખુલાસો કર્યો.

રાજાએ મૂછોના આંકડા ચડાવીને કહ્યું કે;–'મારા જેવો ધણી જીવતો બેઠો છે, તો મારા રાજપૂતોને બારવટાની શી જરૂરત છે? બારવટું કરવાના તો તારા દિવસ આવ્યા છે. પ્રથમ તારા ધણીના હવાલ જો અને પછી જે કાંઈ બોલવું હોય તે બોલ.'

રાજાના આ મેણાથી વૈરીસિંહના મનમાં કીનાની આગ સળગી ઉઠી અને તેથી આખી રાત તેને ઊંઘ ન આવી. વિચારમાં ને વિચારમાંજ પ્રભાતનો સમય થઈ ગયો. પ્રભાતમાંજ તે કરણસિંહના નિવાસાલયમાં ગયો અને પોતાની માતા તથા રાણીને પ્રથમ જગાડ્યા પછી કરણસિંહને પણ જાગૃત કર્યો. તેને અફીણ તથા હૂંગો આપીને સાવધ કર્યા પછી તે કહેવા લાગ્યો કે;–

"મહારાજ, ગઈ રાતે રાજાએ મને એમ કહ્યું કે, તારા ધણીના બુરા હાલ થયેલા હોવાથી તારા બારવટું કરવાના દિવસ આવ્યા છે. એટલા માટે મારો તો એવો જ વિચાર છે કે, આપણે હવે ઈડરમાં રહેવું નહિ." એ પછી રાતે બનેલા બનાવની સઘળી વાત સંભળાવતાં કરણસિંહ, તેની માતા તથા રાણી આદિને પણ ક્રોધ વ્યાપી ગયો અને તેથી તેમણે વૈરીસિંહના ઉપદેશ પ્રમાણે વર્ત્તવાનું કબૂલ કર્યું. કરણસિંહને પ્રથમ શસ્ત્રાસ્ત્ર બંધાવી સજ્જ કરીને પોતાના ઉચાળા તેણે ઊંટોપર ભરાવ્યા. અંતે રાજાની માતા તથા રાણીને મ્યાનામાં બેસાડી પોતે તથા કરણસિંહ અશ્વારૂઢ થઈ સર્વજનો ઈડરને ત્યાગી બહાર નીકળ્યા અને ખડકનાં ડુંગરા પાસે જ્યાં વિકટ ભૂમિ હતી, ત્યાં પોતાનો પડાવ નાખ્યો. એ પછી ઈડરથી ચાળીસ કોસના અંતરપર એક દુર્ગમ સ્થાનને શોધીને ત્યાં વૈરીસિંહે એક લક્કડ કોટ બંધાવ્યો અને સરસામાન તથા રાણી આદિને તેમાં રાખ્યાં. એ પછી બીજી વ્યવસ્થા કરીને ચોકી પહેરા માટે કેટલાક રાજપૂત સૈનિકોને તેણે એકઠા કર્યા. બધા મળીને પાંચસો માણસોને તેણે પોતાની નોકરીમાં રાખ્યા. ત્યાં એક બીજે ઘાંટીનો એટલે કે બે પર્વત વચ્ચેની ખીણનો રસ્તો હતો, તે રસ્તાપર પણ તેણે ચોકી પહેરો રાખી દીધો. એ લક્કડ કોટની ચારે બાજૂએ ડુંગરા આવેલા હતા, એટલે શત્રુની વધારે કશી પણ કારીગરી ચાલી શકે તેમ ન હોતું. એવી રીતે સર્વ પ્રકારે નિર્ભય થયા પછી વૈરીસિંહે કરણસિંહની રાણીને કહ્યું કે;–"હવેથી તમારા પતિને અફીણ તમે પોતે તમારા હાથે જ ખવરાવજો; તેમના પોતાના અથવા તો બીજા કોઈના હાથે ખાવા દેશો નહિ; અને નિત્ય અફીણમાં થોડો થોડો ઘટાડો કરીને અંતે

એ વ્યસન છોડાવી દેજો. એમ કર્યા વિના આપણા સારા દિવસ થવાનો સંભવ નથી." રાણીને એ પ્રમાણે ભલામણ કરી પોતે પાંચ હજાર રૂપિયા લઈ બે ઘોડેસ્વારો સાથે ઉંચી જાતના અને ભારી કીંમતના ઘોડા મળે તો તે ખરીદવા માટે કાઠિયાવાડ તરફ ચાલતો થયો.

કાઠિયાવાડમાંના કોઈ એક કાઠીને ત્યાં સારા તુખમના બે ઘોડા હોવાની ભાળ મળવાથી નામ ઠામ પૂછી લઇને તે તે કાઠીને ત્યાં જઈ પહોંચ્યો. કાઠીએ તેનો ઘણો જ આદર સત્કાર કર્યાથી તેણે પ્રાર્થના કરી કે,–"તમારા જે બે ઘોડા છે, તે તેમની પૂરતી કીંમત લઇને અમને વેચાતા આપો. કારણ કે, ઇડરના રાજાએ અમારી જાગીરને અન્યાયથી ખાલસા કરી લીધેલી હોવાથી અમારે તેની સ્હામું બારવટું કરવાનું છે." એના ઉત્તરમાં કાઠીએ જણાવ્યું કે;–"મારે આ ઘોડા વેચવાના નહોતા, પણ જ્યારે તમારી જાગીર તમારે પાછી મેળવવાની છે, તો લાચારીએ હું આપું છું." સારૂં નક્કી થયું અને પાંચ હજાર રૂપિયા આપીને વૈરીસિંહે બે ઘોડા ખરીદી લીધા. લગભગ દોઢ મહિના પછી તે પાછો પોતાના મુકામપર આવી લાગ્યો અને ત્યાં તે ઘોડાને બંદોબસ્તથી બંધાવીને રાતબ મસાલો આપવાની શરુઆત કરી દીધી. એ પછી તે પોતે જે ડુંગરામાં આવી વસ્યો હતો, ત્યાંના કોળી અને ભિલ્લ આદિ જાતિના લોકોને પોતાના પક્ષમાં કરી લઇને તેમને ઇડરના રાજ્યને લૂટી ખાવાની સદર પરવાનગી આપી દીધી. માત્ર તેમાંથી ચોથ (ચોથો ભાગ) પોતાને આપવાનો તેમની પાસેથી કરાર કરી લીધો. આ પરવાનગી મળતાં જ ભીલડા મુલકને લૂટવા લાગ્યા અને રાજ્યમાં અરાજકતા તથા અંધેરનો વિસ્તાર થઈ ગયો. બીજા માર્ગો ચાલતા ન હોતા અને જે ચાલતા હતા તેમને એ ભીલોએ બંધ કરી નાખ્યા. એથી ઇડરના રાજા પાસે નિત્ય નવી નવી ફરિયાદો જવા લાગી અને દેશ ઉજાડ થવા માંડ્યો. પરંતુ ઝુમ્માના પીર અને સોદાના સરદાર પ્રધાનજીએ રાજાને ઉંડે પેટે કહ્યું કે;–"મહારાજ, આપ મુલકના ધણી હોવાથી આપને કાંઈ લશ્કરની ખોટ નથી; માટે બધે જાપતો કરી નાખો, એટલે પોતાની મેળે બધું શાંત થઈ જશે." પ્રધાનની આવી સલાહથી રાજાએ ગામે ગામ થાણાં મૂકીને મુલકનો હદપાર જાપતો કરી નાંખ્યો. પરતુ જે બારવટિયાં હતા, તેઓ વારંવાર થાણાંપર પણ હલ્લો કરીને માલમત્તા લૂટી જતા હતા; એથી દેશમાં સર્વત્ર 'ત્રાહિ ત્રાહિ' નો પોકાર અને હાહાકાર વ્યાપી ગયો.

એવી રીતે બારવટાને આઠ માસનો સમય વીતી ગયો અને ચોમાસું માથે આવી લાગ્યું. અચાનક વૈરીસિંહને રાજા ભાનુરાજના વચનનનું સ્મરણ થઈ આવ્યું. એટલે કરણસિંહને પણ એનું સ્મરણ

કરાવી ઉત્તેજિત કરવાના ઉદ્દેશથી કહ્યું કે;–"જે ઋતુ માટે ઉપાલંભ આપવામાં આવ્યો હતો, તે વર્ષાઋતુનું હવે આગમન થઈ ચૂક્યું છે." રાણીએ કરણસિંહને અફીણના વ્યસનથી મુક્ત કરી દીધેલો હોવાથી તેના હૃદયમાં પુનઃ પોતાના પૂર્વ શૌર્ય અને અભિમાનની જાગૃતિ થઈ હતી, એટલે તે બન્ને અશ્વારૂઢ થઈ પોતાના નિવાસ સ્થાનમાંથી નીકળીને રાતના ચાલ્યા ઇડરમાં આવી પહોંચ્યા. ઇડરની બહાર ડુંગર છે, ત્યાં વૈરીસિંહે કરણસિંહને કહ્યું કે;–"આપ એકલા આ સ્થળે બેસો અને નગરમાં મને એકલો જ જવા દો." કરણસિંહે કહ્યું કે;–"ભાઈ, જેવી તારી ઇચ્છા. મને કાંઇપણ વાંધો નથી!" એવી રીતે પોતાના સ્વામીની આજ્ઞા લઇને વૈરીસિંહે ઇડર નગરમાં પ્રવેશ કર્યો.

વૈરીસિંહ ઇડરના ધરેશ્વરનો ભોમીઓ હતો. ઇડરમાંની એક પણ જગ્યા તેનાથી અજાણી ન હોતી. નગરમાં ઘણો જ સારો બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. ઝરમર ઝરમર વર્ષાદ વર્ષતો હતો અને તેથી રાજપૂત પ્રહરીઓ બહાર ન નીકળતાં પોતપોતાના મુકામ પર જ ઊભેલા કે બેઠેલા હતા. એવા મધ્યરાત્રિના સમયમાં નગરમાં પ્રવેશ કરીને કોઇની પણ નજરે પડ્યા વગર વૈરીસિંહ નગરશેઠની હવેલી પાસે આવી લાગ્યો. હવેલીમાં દીવા બળતા હતા અને બારી ઊઘાડી હતી. માત્ર આગળ પાછળનાં બારણાં બરાબર સંભાળથી બંધ કરેલાં હતાં. એટલે હવેલીના પાછળના ભાગમાં હીરની નિઃસરણીને બારીપર નાખીને તેના આધારે તે ઉપર ચઢી ગયો, અને શેઠના શયનગૃહમાં તેણે પ્રવેશ કર્યો. શેઠ અને શેઠાણી બન્ને નિદ્રાવશ થયેલાં હતાં. રાજપૂતવીરે પલંગ પાસે જઇને પોતાની તલવારને મ્યાનમાંથી બહાર ખેંચી લીધી અને શેઠને મારવાનો વિચાર કર્યો, પણ એટલામાં જોયું તો બન્ને પતિપત્ની આલિંગન આપીને સૂતાં હતાં, એટલે નગરશેઠને મારવા જતાં કયાંક સ્ત્રી હત્યા ન થઈ જાય એવા ભયથી એ કામને પડતું મેલીને તે આગળ વધ્યો. ત્યાં શેઠનો પાંચ વર્ષના વયનો કિશોર બાળક પલંગડીમાં પોઢેલો હતો અને તેની ઉપર ઉત્તમ દુશાલો નાખેલો હતો. એ બાળકને તેણે અદ્ધર ઊપાડી લીધો અને ત્યાંથી પલાયન કરી નગર બહાર કરણસિંહને આવી મળ્યો. કરણસિંહે પૂછ્યું કે;–"આ બાળક કોનો છે?" એના ઉત્તરમાં તેણે કહ્યું કે,–"ઇડરના મહા ધનવાન્ મહાજન નગરશેઠનો." એ બાળકને લઇને વાયુવેગે પોતાના રહેઠાણમાં પહોંચી ગયા.

જ્યારે ચાર ઘડી રાત બાકી રહી ત્યારે શેઠાણીએ ઊઠીને પોતાના પુત્રને સંભાળ્યો અને તપાસ કરી તો પલંગડી ખાલી જોવામાં આવી. તે રોતી રોતી પોતાના પતિને જગાડીને પૂછવા લાગી કે;–"આપણો દીકરો ક્યાં

છે ?" નગર શેઠે ઉઠીને આખા ઘરમાં દોડાદોડ કરી મૂકી અને ખૂણેખૂ-
ણામાં તપાસ ચલાવી, પણ દીકરો કયાંય જોવામાં ન આવ્યો. અંતે નીચે
તપાસ કરતાં બારણાં ખુલ્લાં જોયાં એટલે તેનો નિશ્ચય થયો કે, છોકરાને
અવશ્ય વૈરીસિંહ વાઘેલોજ લઈ ગયો. ચોળાચોળ થતાં બપોર સુધીમાં
તો એ વાત આખા શહેરમાં ફેલાઈ ગઈ અને મહાજનના સઘળા લોકો
એકઠા થઇને રાજાકને ફરિયાદ લઈ ગયા કે;–"અન્નદાતા, અમારા દીક-
રાને મગાવી આપો. જો નહિ મગાવી આપો તો શેઠાણીનું મોત નીપ-
જશે અને તે સ્રીહત્યાનું પાપ આપને લાગશે." રાજાએ કહ્યું કે;–"હું
શી રીતે મગાવી આપું? કારણ કે, બારવટિયા મારા તો પરમ શત્રુ
છે. છતાં પણ જો તેઓ માનશે, તો તેમની સમજૂત કરવામાં આવશે."
એ પછી રાજાએ બે ભાટોને કરણુભા અને વૈરીસિંહ પાસેથી તેમને
સમજાવી દંડના જે પૈસા માગે તે આપી નગર શેઠના છોકરાને લાવવા
માટે મોકલ્યા. તે ભાટો જ્યારે કરણુસિંહજી પાસે ડુંગરામાં આવ્યા,
ત્યારે તેણે પાંચ રાત સુધી તેમનું બહુ જ ઉત્તમ પ્રકારે આદરાતિથ્ય
અને માન સન્માન કર્યું. પછી જે વેળાએ તેમણે નગર શેઠના છોક-
રાની માગણી કરી, એટલે ઠાકરે દંડના એક લાખ રૂપિયા માગ્યા.
ભાટોએ કહ્યું કે.–"અન્નદાતા, એ તે કાંઈ રાજા છે ? આપ કાંઇક વિચાર
કરીને કહો, તો વધારે સારું." હા ના કરતાં અંતે દંડની રકમ પચાસ
હજારની નક્કી કરીને ભાટોએ પોતે જામીન થઈ છોકરાને લઈ લીધો
અને ઇડરમાં આવી પચાસ હજાર રૂપિયા લઇને છોકરો નગર શેઠને સોંપી
રૂપિયા કરણુસિંહપર રવાના કરી દીધા. આટ આટલું થવા છતાં પણ
રાજા ભાનુરાજે કરણુસિંહને તેની જાગીરનો પટો પાછો આપવાની વાતને
ધ્યાનમાં લીધી નહિ; કારણ કે, પ્રપચી પ્રધાન નિત્ય કરણુસિંહ વિશે
રાજાને ખોટી રીતે ભંભેર્યા કરતો હતો.

આવી પરિસ્થતિને જોઇને કરણુસિંહ ઠાકોર તથા વૈરીસિંહ વાઘેલાએ
નિર્ધાર કર્યો કે, "હવે મરી મટયા વિના આપણી આશા સિદ્ધ થવાની
નથી. હવે આ પાર કે તે પાર કરી નાખો, એટલે પીડા પતી જાય !"
એવામાં વિજયાદશમીનો ઉત્સવ પાસે આવી લાગ્યો, એટલે વાઘેલાએ
ઠાકોરને કહ્યું કે;–"વિજયાદશમીના પર્વ સમયે સ્વારી ચડશે અને રાજા
જ્યારે નગર બહાર પધારશે; એટલે ત્યાં જ ખરેખરું યુદ્ધ કરી ખાંડાની
ધારથી મરી મટવું, એ જ આપણા મરણનો સરળ માર્ગ છે." આ
વાત ઠાકોરના મનમાં પણ ઉતરવાથી તે બન્ને યોગ્ય સમયે ઇડર તરફ
જવાને નીકળ્યા.

આજે વિજયા દશમીનો મહોત્સવ છે. ઇડરના રાજાએ વિજયા દશમીની સ્વારી તૈયાર કરી છે, પાંચ હજાર સૈનિકો શસ્ત્રાસ્ત્ર અને ઉત્તમ પોશાકમાં સજ્જ થઈને ઉભેલા છે અને રાજા પોતે ઠાઠમાઠથી રાજ-સભામાં વિરાજેલા છે. પણ હજી સ્વારી ચઢી નથી. એ સમયે કરણ-સિંહ અને વૈરીસિંહ વાઘેલો ઇડરના દરવાજે આવ્યા. એ દિવસે બહા-રના પણ બીજા ઘણા સરદારો ઇડરમાં આવેલા હોવાથી અને એ બન્નેએ બુકાનાં બાંધેલાં હોવાથી તેઓ કોઇના ઓળખવામાં આવી શકયા નહિ. અને નિર્વિઘ્ન તેમણે નગરમાં ધોળે દિવસે પ્રવેશ કર્યો. માર્ગમાં પ્રપંચી પ્રધાનનો અગીઆર વર્ષના વયનો પુત્ર પોતાને ઘેર જતો હતો, તેને જોઈ મનમાં એક નવીન કલ્પનાનો સંચાર થવાથી વાઘેલાએ અચાનક તેનો હાથ ઝાલી લીધો અને તરત તેને લઇને તે બન્ને નગર બહાર નીકળી ગયાં! કેટલાક વખત પછી સ્વારી ચઢવા સમયે રાજાને પ્રધાનપુત્રના ખોવા-યાની ખબર પડી અને તેથી તરત રાજા પોતે કેટલાક સૈનિકોને લઇને તેમની પૂઠે પડ્યો. પેલા બન્ને બહાદુર બારવટિયા ઇડરથી પાંચ સાત ગાઉ છેટા નીકળી ગયા હતા. ત્યાં વચ્ચે એક દ્રો આવ્યો અને તે દશબાર હાથ પહોળો તથા તેટલો જ ઉંડો હોવાથી તેઓ ત્યાં અટકી પડ્યા. એવામાં પાછળથી રાજા અને તેના સૈનિકો આવી લાગવાથી વાઘેલાએ ઠાકોરને કહ્યું કે;-"આ છોકરાને લઇને તમે નીકળી જાઓ." એટલે ઠાકોર બોલ્યો કે;-"તને એકલો છોડીને હું જવાનો નથી." એટલે વાઘેલાએ પોતાની પાસેના પ્રધાનપુત્રને ઠાકોરના ઘોડાપર આપી દીધો અને પોતે પાછો વળીને રાજાની સ્વારીમાં પેઠો. ત્યાં ખૂબ તલ્વારો ચાલી અને રાજપૂતો ખાંડાની ધારે ખેલ્યા. રાજા તરફના દશબાર રાજ-પૂતો મરાયા અને વાઘેલાને પણ જખમ થયા. એટલે તે પાછો કરણ-સિંહ પાસે આવ્યો. એ પછી કરણસિંહ તે પ્રધાનપુત્રને વાઘેલાની સંભાળમાં રાખી પોતે રાજાની સ્વારીપર ધસારો કરી ગયો. મ્યાનમાંથી તલ્વારો ચમકાટ કરતી બહાર નીકળી અને ઇડરના રાજાના પંદર વીસ ઘોડેસ્વારો જોતજોતામાં કામ આવી ગયા. એ પછી ત્યાંથી સટકીને કર-ણસિંહ પાછો વાઘેલાને આવી મળ્યો. બન્નેના ઘોડાને પણ ઘણા જખમ થયેલા હોવાથી તેઓ ત્રોપરથી ઘોડાઓને કુદાવીને અદ્રશ્ય થઈ ગયા. ઇડરનો રાજા કરોડી જગ્યાને જોઈ પરાજિત થઈ પાછો ચાલ્યો ગયો અને મનમાં અતિશય નિરાશ થયો.

ઠાકોર તથા વાઘેલાએ પ્રધાન પુત્રને લઈ જઇને પોતાની માતાના હાથમાં સોંપ્યો અને ચોકી પહેરાનો ઘણો જ સારો બંદોબસ્ત કરી દીધો. તેમના ઘોડાઓ બંધ છોડતાંની સાથે તે ક્ષણે જ રામશરણ થઈ ગયા.

પણ તે બન્ને વીરો યોગ્ય મલમપટા અને ઉપચારના યોગે લગભગ ત્રણ માસ પછી સાજા અને તાજા થયા

પ્રધાને જાણી લીધુ કે, 'મેં જે કરણસિંહની પાયમાલી કરાવી હતી, તેનો બદલો તેણે બરાબર વાળ્યો છે હવે તો કરગરી પડ્યા વિના પુત્ર પાછો મળે, એવી જરાય આશા નથી નહિ તો જો એ લોકો ક્રોધે ભરાઈને મારા પુત્રને મારી નાખશે, તો પછી લાખોની પૂંજીમા શુ પૂળો મૂકવાનો હતો!' આમ વિચારીને તેણે એક દિવસ રાજાને કહ્યુ કે,–"મહારાજાધિરાજ, મારા પ્રતિ કરણભાનો પ્રચંડ વૈરભાવ હોવાથી જો વધારે દિવસ જશે, તો તે મારા પુત્રને મારી નાખશે માટે કરણભાને તેની અસલ જાગીર પાછી આપીને મારા પુત્રને કૃપા કરી પાછો મગાવી આપો"

પ્રધાનની આ પ્રાર્થના સાભળી રાજાએ ભાટચારણોની બાયધરી (જામીનગિરી) લખાવીને કરણસિંહ પાસે મોકલી અને કહાવ્યુ કે,–"તમો બારવટુ ત્યાગીને પાછા ઈડરમા આવો, એટલે તમોને તમારી જાગીર વગેરે પાછી આપવામા આવશે" જ્યારે કરણસિંહે ભાટની બાયધરીનો કાગળ વાચ્યો, એટલે શકા ન રહેવાથી તે બન્ને વીરો પોતાનો અટારો ઉપાડીને ઈડરમા આવી પહોંચ્યા તેમના આવ્યા પછી રાજાએ કચેરી કરીને કરણસિંહ ઠાકોર તથા વૈરીસિંહ વાઘેલાને બોલાવ્યા અને બન્ને ભાઈઓની ઘણા આનદથી મુલાકાત લીધી. વાઘેલાએ રાજાને મુજરો કર્યો અને રાજાએ તેને શાબાશી આપીને કહ્યુ કે,–"રગ છેરે વાઘેલા, રગ છે! વચન તો બરાબર નભા વ્યુ" કરણસિંહની પચાસ હજારની જાગીર પાછી આપવામાં આવી અને બારવટાના ખર્ચ વગેરેના જે રૂપિયા થયા હતા, તે પણ રાજ્યની તીજોરીમાથી અપાયા એ વેળાએ કરણસિંહ અને પ્રધાન બન્નેએ મળીને કસુંબા પીધા અને વર્ષોના વેર ભાગ્યાં બન્ને ભાઈ પોતપોતામાં હળીમળી ગયા અને તેઓ જ્યા લગી જીવ્યા ત્યા લગી એક મતથી રાજ્યશકટ ચલાવતા રહ્યા. કોઈએ ખરુ જ કહ્યુ છે કે;–

> "બળિયાના બે ભાગ જગતમા
> ભનાતણી દુનિયા છે ક્યા?"

## ફૂલજાની બેગમ

(લેખક ધનશંકર હીરાશંકર ત્રિપાઠી)

"જો મયેં ઐસા જાનતી કી પ્રીત કીયે દુખ હોય,
નગર ઢીંઢોરા પીટતી કી પ્રીત કરો મત કોય"

અહમદનગર સમીપ હાલમાં એક ઉદ્યાન જર્જરિત અવદશામાં જોવામાં આવે છે. સહુ કોઈ જાણે છે કે, મોગલ શહેનશાહ ઔરંગઝેબ, મહારાજ શિવાજીને દમન કરવા માટે, દર વર્ષના ઘણો ભાગ દિલ્હીમાં ન રહેતાં, અહમદનગરમાં વીતાડતો હતો. અદ્યાપિ અહમદનગર પાસે એ બાદશાહની સમાધિ દૃષ્ટિગોચર થાય છે. ઉપર જે ઉદ્યાન જણાવ્યું છે તે, બાદશાહ ઔરંગઝેબની એક બેગમનું આવાસસ્થાન હતું. એ ઉદ્યાનની મધ્યમાં એક ભાંગ્યોતુટ્યો ફુઆરો આજ પણ દેખાય છે અને તેની નીચે, સ્થિર દૃષ્ટિથી જોતાં, ફારસી ભાષામાં એક છન્દ લખેલો જણાય છે. એ છન્દનો હિન્દી અનુવાદ નિમ્ન લિખિત છેઃ—

દ્વિહાર.

નહી જાન્યૌ હિય બાલિકા, હે ઈતનો રસ મૂલ,
ના તો કમૌં ન તોરતે, હમ હય સુન્દર ફૂલ.

જે ઉદ્યાન આજ અસ્તવ્યસ્ત સ્થિતિમાં છે, એ જ ઉદ્યાન આજથી બસો વર્ષ પહેલાં ઇંદ્રના સુંદર અને મનોહર કાનન સમાન હતું. જે ફુઆરો, આજ પોતાની ભગ્નાવસ્થા હોવાથી વિષાદ પામી ક્રંદન કરી રહ્યો છે, તે ફુઆરો એક દિન અત્તર, ગુલાબજલ આદિ સુગંધિ વેરી, હસી રહ્યો હતો. એ ઉદ્યાનમાં ભાંગીતુટી દિવાલો તથા અહીંતહીં પડેલા પત્થરોનો જે સમૂહ જોવામાં આવે છે, તે અગાઉ એક વિલાસભૂમિ સમાન મહેલ હતો. જ્યાં આજ શિયાળવાં રુદન કરી રહ્યાં છે ત્યાં એક દિન રમણીગણના મૃદુલ કંઠના સંગીત અને વાદ્યનો તાલ જામ્યો રહેતો હતો. અહો! સંસારની ઉદ્વાસ્ત ઘટમાળમાં આવી પડેલુ આ સ્થાન, માનવીને સંસારલીલાના વૈચિત્ર્યનો ખરેખરો બોધ આપે છે!

બસો વર્ષ પૂર્વે જ્યારે ઔરંગઝેબ અહમદનગરમાં વસતો હતો અને આ ઉદ્યાન ફળફુલ અને વૃક્ષઘટાઓથી ભરપૂર અને શોભાયમાન હતું ત્યારની આ વાર્તા છે.

એક દિન સન્ધ્યાકાળે આ ઉદ્યાનના દક્ષિણ ભાગમાં આવેલા એક મનોહર નિકુંજમાં એક યુવક, વિચારશીલ મુદ્રા ધારણ કરી બેઠો હતો. યુવકનું વય આશરે અઢારેક વર્ષથી ઉપરતુ હતું. તેનું શરીર બલિષ્ટ હતું;

અને વેષ મહારાષ્ટ્રીય હિંદુનો હતો. આ હિંદુવીરે ઔરંગઝેબની બેગમના એકાન્ત ઉદ્યાનમાં શા માટે પ્રવેશ કર્યો હશે? થોડીવારમાં નૂપુરનો ધ્વનિ સંભળાયો અને ચારે દિશાઓ પ્રકાશમાન કરતી એક લાવણ્યવતી સુન્દરી સાં-તેજ કુંજમાં આવી ઉભી રહી! યુવક, એકદમ પોતાના વિચારસ્વપ્નમાંથી જાગ્રત થયો અને તે યુવતીની પાસે જઈ, તેના નાજુક હાથ પકડવા ગયો. યુવતી, ચપળતાથી જરા દૂર ખસી અને બોલી: "મંગેશરાવ! હું અસ્પૃશ્ય છું. મને મા અડકશો." પણ મંગેશે એ તરફ લક્ષ ન આપતાં તે નવોઢાના કોમળ કરકમળ પોતાના હસ્તમાં લઈ તેને બે ચારવાર પ્રેમભર્યાં ચુંબન કર્યાં. સુન્દરીની આંખમાં એ વખત અશ્રુ ભરાઈ આવ્યાં. મંગેશે કહ્યુ: "વ્હાલી રાધે! તારું શરીર અપવિત્ર થયું છે એ હું ક્યાં નથી જાણતો? પરંતુ તારું હૃદય અપવિત્ર નથી બન્યું, એ હું ખરી ખાત્રીથી કહું છું. તારું એ પ્રેમાળ અને પુનિત હૃદય મારુંજ છે. આજ એ હૃદયની વિશુદ્ધતાને માટેજ મારું હૃદય વિચ્છિન્ન કરવા હું અત્ર આવ્યો છું." મંગેશના ખભા ઉપર પોતાનું મસ્તક ટેકવી, રાધા રોવા લાગી. મંગેશનાં નયન પણ અશ્રુપૂર્ણ બન્યાં. એ નિરવ પ્રકારની સ્થિતિમાં આ ઉભય પ્રેમીઓ કેટલોક વખત સુધી રહ્યાં. રમણીહૃદયને લોકો કોમલ કહે છે પરંતુ તેના સમાન કષ્ટસહિષ્ણુ હૃદય, જગતમાં કોઇનું હોતું નથી. રાધાએ પોતાનાં નેત્રનું જલ લ્હોઈ નાંખી કહ્યુ: "વ્હાલા, મેં નિશ્ચય કર્યો છે કે આ અપવિત્ર દેહ, હું હવે રાખી શકીશ નહીં. જો તેમાંનું હૃદય મારી માલકીનું હોત તો આજ લગી હું તેને આ દેહમાં રાખત જ નહીં. પરંતુ મંગેશરાવ, જ્યારથી તમે બાલક હતા ત્યારથી જ એ હૃદય તમે લઈ લીધેલું છે. આ શરીર પણ તમારુંજ હતું પણ તેને એક મહાપાતકીએ, બલપૂર્વક કલંકિત કર્યું છે. તો હવે હું એ શરીર રાખીશ નહીં. તમને બોલાવીને મેં વિપત્તિને આહ્વાન કર્યું છે; પરંતુ એથી જે સુખ અને આનંદ મળશે, તે જોતાં હું લેશપણ ગભરાતી નથી. હવે વિલમ્બ કેવો? ચાલો, હું મારો પ્રાણ પાડવા તૈયાર છું."

મંગેશે ધીરે ધીરે કટિબન્ધમાંથી બે છુરીઓ બહાર કાઢી અને એક રાધાને આપી કહ્યું: "દયા, માયા, સર્વ હું વિસર્જન કરીને જ અહીં આવ્યો છું. આજ આપણે અહીં સુખથી મરીશું અને ખચ્ચીત સ્વર્ગમાં મળીશું." રાધાએ વિશાદપૂર્ણ હૃદયવિદારક હાસ્ય કરી કહ્યુ: "તમારી ભૂલ છે. મારે માટે નર્કસ્થાન નિર્ણીત થઈ ચૂકયું છે. મને સ્વર્ગ શી રીતે મળી શકે?" મંગેશે મંદ પણ ગંભીર સ્મિતથી રાધાને પોતાની છાતી સાથે ચાંપી કહ્યુ: "નહીં, નહીં' જેનું હૃદય પરમ પુનિત છે, તેને સદા-સર્વદા સ્વર્ગ જ મળે છે."

એ પછી બન્ને જણાં ઘુંટણભેંડીએ બેઠાં અને ઈશ્વિરારાધન કરવા લાગ્યાં. બે ચાર ક્ષણ વીતતાં મંગેશે "શ્રીહરિ" એ શબ્દનો ઉચ્ચાર કરતાં, રાધાએ પોતાની ગર્દન ઝુકાવી અને પ્રેમીને હાથે મરવાનું પસંદ કર્યું. મંગેશે પોતાનો છૂરીવાળો હાથ જેવો ઉંચો કર્યો કે પાછળથી કોઇએ તે પકડી લીધો! બન્ને જણાં સફાળાં ઉઠ્યાં અને જેયું તો એક કૃષ્ણકાય ખોજો નજરે પડ્યો.

રાધાએ એકદમ ભાવ બદલીને આ ખોજાને કહ્યું: "મશરૂર! જાણે છે? હું કોણ છું?" ખોજાએ ગંભીર સ્વરે કહ્યું! "ફૂલજાની બેગમ." ફૂલ: "તો હું આજ્ઞા કરુ છુ કે આ યુવકનો હાથ એકદમ છોડી દે. એ મારો એક સગો છે."

ખોજો: બેગમ સાહેબની આજ્ઞા મંજુર છે; પરંતુ જનાબ બાદશાહની આજ્ઞા વિના એને કેમ છોડાય? એ આપની તથા પોતાની જિંદગી ખતમ કરવા માગતો હતો.

બેગમ બહુ સારું, જો તારાથી તેને બન્દીવાન કરાય તો કરી લે. એટલું કહી બેગમે પોતાનો એક પગ પૃથ્વી ઉપર પછાડ્યો. એકદમ મંગેશ, જમીનમાં અંતર્ધાન થઈ ગયો. થોડીવારમાં પાછી એ જમીન જેવી હતી તેવી થઈ રહી.

મદમસ્ત હસ્તીની સમાન મંદ ગતિથી ચાલતાં, ફૂલજાની બેગમે મશરૂરને કહ્યું: "જા, તારી મરજી હોય તો આ વાત તારા બાદશાહને કહેજે." તિરસ્કારયુક્ત હાસ્ય કરતી બેગમ જતી રહી.

ખોજે આ ઘટના જોઈ ચકિત બની ગયો. તે બોલ્યો: "મારે કાંઈ આ બાબત 'રજની ગજ' કરવી નહોતી, પરતુ હું એક બાળિકાથી ઠગાયો? ખુદ પયગમ્બર સાહેબ પણ એકવાર સ્ત્રીઓથી ઠગાયા હતા! પણ જો એ બેગમ એકલી હોત અને મને બનાવત તો વાંધો ન હતો પણ આ તો એક માણસ પણ ત્યાં હતો અને તે પણ વળી એક કાફિર! માટે એને તો પકડવો જ જોઇએ." એ પછી મશરૂરે એક સિસોટી વગાડતાં ત્યાં બે ખોજાઓ આવ્યા, અને સલામ કરીને ઉભા રહ્યા. મશરૂરે કહ્યુ; "તમે લોકો, અહીં કોઈ સુરંગ હોવા વિષે જાણો છો કે?" એક ખોજો: "હા હજુર, નામદાર બાદશાહના શયનગૃહથી શહેરના દરવાજા સુધીની એક સુરંગ અહીં જ છે." મશરૂર: "સારું, હાલ તુર્ત જાઓ." એ લોકોના ગયા પછી મશરૂર વિચારમાં ને વિચારમાં નિકુંજમાંથી બહાર ગયો.

---

* એ નામ ઔરંગઝેબ તરફથી પાડવામાં આવ્યુ હતું.

અત્રે ફૂલ અને મંગેશ સંબંધી કાંઇક પરિચય દેવો જરૂરનો છે. અહમદનગરથી પાંચ કોશ દૂર દેવીગાંવ નામક એક નાનું ગામડું હતું. હાલ એ શહેરનું કાંઈ નામ નિશાન પણ નથી. એ ગામમાં નારાયણ નામક એક સામાન્ય સ્થિતિનો ગૃહસ્થ વસતો હતો. મંગેશરાવ તેનું એકનું એક સંતાન હતું. એ ગામમાં રમણી નામની એક દુઃખિની વિધવા પણ રહેતી હતી; અને તેની કન્યાનું નામ રાધાબાઈ-તે આ ટુંકી વાર્તાની નાયિકા ફૂલજાની બેગમ હતી. લોકો કહેતા કે, આ વિધવા રમણી, કોઈ રજપૂત રાજાની રાણી હતી; પરંતુ ખરું શું હતું, તે બહાર આવ્યું નહતું. બાલ્યકાળથી રાધા અને મંગેશ સાથે રમતાં. વારંવાર રમણી અને મંગેશની માતા એક બીજાને ત્યાં છૂટથી આવજા કરતાં અને તેઓ વચ્ચે બહેનો જેવો સંબંધ બંધાઈ ગયો હતો. ધીરે ધીરે મંગેશનો વિવાહ રાધા સાથે કરવામાં આવ્યો. એ પછી આ બે યુવાન્ હૃદયોનો પ્રેમ અધિકતર વિકાસને પામતો ગયો. પરંતુ એ વિકાસનું થોડા જ વખતમાં છેદન કરવામાં આવ્યું. વિવાહ થયા પછી, એકાદ માસ વ્યતીત થયો હશે, તેવામાં એક દિન મોગલ બાદશાહ ઔરંગઝેબ શિકાર કરવા માટે એ તરફ આવ્યો. દેવીગાંવમાં તેણે આ ખીલતી રૂપવતી નવોઢા દીઠી અને તેના અપાર લાવણ્યથી મોહાંધ બની, તેને એકદમ અહમદનગરમાં પોતાના મહેલમાં લઈ જવાનો હુકમ કર્યો. તુર્તજ આજ્ઞાનું પાલન થયું. આ બાળા, એ વખત પોતાની સ્થિતિ તુર્તજ સમજી ગઈ હતી. તેણે ઘણું કલ્પાંત કરવા માંડ્યું, પણ બાદશાહે સાંભળ્યું જ નહીં. રાધાનાં માતાપિતાને ખબર થતાં તેઓ પણ બાદશાહ પાસે આવી રડવા કકળવા લાગ્યાં, જેઓને બાદશાહે ગુસ્સે થઈ ફરમાવ્યું કે-"વધુ ગરબડ કરશો તો તમને કેદ કરીશ-રીબાવીશ તથા દુઃખ દઇશ." બિચારાં લાચાર બન્યાં! જેની પાસેથી દાદ મળવાની તે જ અન્યાય કરે ત્યારે દાદ ક્યાંથી મળી શકે? રાધાને બેગમોના વિલાસભુવનમાં મોકલવામાં આવી. તેને મુસલમાની પોષાક પહેરાવવામાં આવ્યો અને ટુંકમાં તેને જબરજસ્તીથી મુસલમીન પંથની બનાવવામાં આવી. મંગેશ-અસહાય મંગેશના દુઃખનું વર્ણન ન કરી શકાય એવું હતું. દેવીગાંવના લોકો પણ આ બનાવથી હેબક ખાઈ ગયા.

એક મહિના પછી રાધા, જેનું નામ ઔરંગઝેબે ફુલજાની બેગમ પાડ્યું હતું તેને, મોતીબાગ નામના ઉદ્યાનની માલિક બનાવવામાં આવી. તેને દરેક પ્રકારની સાહેબી હતી પણ તેનું હૃદય, મંગેશવિના બેબાકળું જ બનેલું રહેતું. તેની દાસીઓમાં એક આબિદા નામની દાસી હતી. તે તેનો રુઆબ, તેનું પ્રચંડ શરીર અને તેની હિમ્મતને લીધે જનાનખાનામાં અને બાદશાહી કુટુંબમાં એટલી બધી જાણીતી હતી કે, તેને "જમાલ"

એવું પુરુષવાચક નામ આપવામાં આવ્યું હતું. સર્વ કોઇ તેને "જમાલ" કહેતાં અને તે જાણે એવા નામથી પ્રસન્ન થતી હોય એમ જણાતું. ફુલજાની બેગમે આ દાસીને પોતાના ખાસ વિશ્વાસમાં લીધી; અને તેની સહાય્યથી પોતાના અગાઉના વહાલા સ્વામીને એક પત્ર મોકલ્યો; જેમાં પોતાની વિહ્વલ દુર્ભાગી સ્થિતિનું હૃદયભેદક વર્ણન લખી, તેને જણાવ્યું કે, ગમે તેમ કરીને અહીં આવો અને આ કંગાળ દેહને તમારે જ હાથે નાશ કરો. તેણે લખ્યું હતું કેઃ-"જો મારા પ્રતિ તમને લેશમાત્ર પણ પ્રેમ હોય તો આવો આપણે બન્ને જણાં એકસાથે મરીએ! મરવાથી આ પાપમય પૃથ્વીમાં આપણે રહીશું નહીં; અને અહીં જે પ્રકારે રીબાવું પડે છે તેમાંથી મુક્ત થઇશું. સ્વર્ગમાં જઈ સુખી થઇશું. આ નર્કમાંથી ઉદ્ધાર થવાનો જ્યારે કોઇપણ માર્ગ હવે આપણે હાથ રહ્યો નથી તો આવો, તમારી સજેલી છૂરી મારા હૃદયમાં ભોંકી, મારું તારણ કરો." મંગેશ એક તીવ્ર સ્વભાવનો મરાઠો હતો. તેની રાધાને તેની પાસેથી જે વખતે ખૂંચવી લેવામાં આવી તે વખત જો, શિવાજીની તેને ઓથ હોત તો તે ઔરંગઝેબના પ્રાણ તેને તે વખતે લેત. પણ તેના દુર્ભાગ્યે અને કસંજોગે, તેવી કાંઈ સહાય તેને મળી શકી નહતી. એટલે લાચાર બન્યો હતો. પરંતુ જ્યારે ફૂલે આવું લખ્યું ત્યારે તે વાંચીને તેની આંખો ચમકી ઉઠી. હૃદય પ્રફુલ્લિત બન્યું અને પોતાની પરમપ્રિય પ્રિયાએ ઉત્તમ માર્ગ દર્શાવ્યો એમ તેને લાગ્યું. પોતાની સ્ત્રીને પાપ-પંકમાંથી જાણે પોતે ઉદ્ધારવા જતો ન હોય, તેમ તે તેની તરફ ચાલી નીકળ્યો. "જમાલ"ના બુદ્ધિ-કૌશલથી, મંગેશ મોતી-બાગમાં આવી શકયો કે, જ્યાં કોઇપણ પુરુષ કદાપિ આવી શકતો નહીં. એ પછી તે પોતાના પ્રેમી હૃદયને મળ્યો અને અન્ય સૃષ્ટિમાં યાત્રા કરવાની તૈયારીમાં હતો ત્યાં મશરૂરે તેને અટકાવ્યો, એ વાચકવૃંદે ઉપર જોયું છે.

ફુલજાની બેગમે પગ પછાડ્યાથી જે ભોંયરામાં મંગેશરાવ ઉતરી પડ્યો, તેમાં ઘણો જ અન્ધકાર હતો. પ્રથમ તો તે એવો વિમૂઢ થઈ ગયો કે શું કરવું, તેની તેને બિલ્કુલ સમજ પડી નહીં; પણ તેને એ સ્થિતિમાં વધુવાર રહેવું પડ્યું નહીં. સહસા, ગાઢ અન્ધકારમાં દીપપ્રકાશ પડ્યો અને "જમાલે" આવીને કહ્યું: "યુવક, અહીંથી તમે તુર્ત જ નાસો. મશરૂરે ગરબડ મચાવી મૂકી છે. પરંતુ ફુલજાની બેગમે તમારા રક્ષણ માટે સાવચેતી રાખી છે. અત્યારે બીજું કાંઈ પૂછવાનો કે કહેવાનો વખત નથી. બેગમે ફક્ત એટલું જ કહેવરાવ્યું છે કે, હાલ તુર્ત તમે અહીંથી નાસી જાવ. ખુદાની મહેર હશે તો ફરીથી મિલાપ થશે. આ સુરંગના બારણા આગળ તમે પહોંચશો, એટલે તમારે માટે એક ઘોડો તૈયાર હશે. તે પર બેસી પલાયન કરી જજો." એટલું કહી, "જમાલ" ચાલી

ઈ. મંગેશ ધીરે ધીરે તમસમાં આગળ વધ્યો. તેને સુરંગદ્વાર પાસે હોંચતાં વાર લાગી નહીં. બહાર પહોંચતાં ખરે, એક અરબ્બી ઘોડો ને એક ગુલામ ઉભેલો હતો. તેણે ઇશારત કરતાં મંગેશ તેની ઉપર ઢી બેઠો, અને ઘોડાને તેણે મારી મૂકયો.

જરા દૂર જઈ પાછું જોતાં તેને માલૂમ પડ્યું કે, બે ઘોડેસ્વારો ની પાછળ દોડ્યા આવે છે. તેણે ઘોડાનો વેગ વધાર્યો, ઘોડો અલમસ્ત તો, એટલે તે સપાટાભેર જવા લાગ્યો. પરન્તુ એક ઠેકાણે વાંક આવતો તો તે વળવા જતાં, પાછળથી સનનન કરતાં બે બાણ આવ્યાં અને ના ડાબા હાથમાં વાગ્યાં. એમ છતાંપણ સહિષ્ણુતાથી તે આગળ ધ્યો. પરંતુ તેણે જોયું કે, તેની પાછળના સ્વારો ક્રમશઃ વધુ પાસે આવતા ાય છે. અન્ધારું વધવા માંડ્યું હતું, એટલે એણે એક યુક્તિ કરી. તે લતે ઘોડે ઉતરી પડ્યો અને તે પછી ઘોડાની પીઠપર જોસભેર એક બૂક લગાવી, જેથી તે પ્રાણી એમને એમ આગળ દોડ્યું. ચપળતાથી ા યુવક પાસેની એક ઝાડીમાં છૂપાઈ ગયો. પાછળના ઘોડેસ્વારો ા યુક્તિ સમજી ગયલા જણાયા નહીં, કેમકે તેઓના ઘોડાઓ પણ ંથી પસાર થઈ ગયા.

જ્યારે સર્વત્ર પાછી શાંતિ છવાઈ ગઈ ત્યારે યુવક બહાર આવ્યો. ાતે ક્યાં છે, કેટલી રાત્રિ વ્યતીત થઈ છે વગેરે પ્રશ્નોનો વિચાર કર- ાનો અત્યાર સૂધી તેને વખત મળ્યો નહતો. હવે તેણે જોયું કે, અહ- દનગર પાસેના એક જનશૂન્ય વેરાનમાં પોતે ઉભો હતો. રાત્રિના ગભગ બે પ્રહર વીતી ગયા હોય એમ તેને લાગ્યું. થોડીવારમાં તેના ાથમાં સણકા ઉઠવાથી તેને યાદ આવ્યું કે, બે તીર તેને વાગેલાં છે. ારેથી તેણે એ તીર બહાર કાઢી લીધાં. પરંતુ એના પડેલા ઘામાંથી ષ્કળ રક્ત નીકળવા લાગ્યુ. તેણે પોતાના ઘર તરફ જવાનો નિશ્ચય ર્યો, પણ રક્તધારાના વહનથી તે ક્રમશઃ દુર્બળ બનવા લાગ્યો અને આખરે ચેષ્ટ થઈ પૃથ્વીપર પડી ગયો.

જ્યારે તેને ભાન આવ્યું ત્યારે તેણે જોયું કે, પોતે એક મોટા મકા- માં હતો અને પોતાને દોરડાંના સખ્ત બંધથી બાંધી લેવામાં આવ્યો તો. મજકુર મકાન કોઈ સામાન્ય મકાન ન હોતું. ત્યાં સેંકડો દીવાઓ કાશ પાડી રહ્યા હતા; અને તેમા બળતું તેલ કાંઇક ઔર સુગંધિ બહ- ાવતું હતું. ત્યાંના પ્રત્યેક સ્થંભમાં પુષ્પહાર ટીંગાડેલા હતા; વળી ઉપ- થી એક મોટો પંખો ઝુલતો હતો અને તેનો વાયુ શીતલતા આપતો તો. આંખો ચોળી તેણે વધુ નજર ફેરવી તો તે ચોંક્યો! સામેના સંહાસન ઉપર તેનો બલિષ્ટ પ્રતિસ્પર્ધી, દિલ્હીશ્વર ઔરંગઝેબ વિરાજેલો

હતો અને હા! તેની ગોદમાં, મંગેશની પોતાની જ પ્રાણપ્રિયા રાધા હતી! સેંકડો વીંછીઓએ તેને ડંખ માર્યા હોય તેમ, તે મૂચ્છિત થઈ ગયો.

શાહીહકીમે તેને કાંઇક ઔષધ સુંઘાડી ચેતન આપ્યું; અને તેને બાદશાહના સિંહાસનની ઘણે જ પાસે આણવામાં આવ્યો. તેની આસપાસ ચાર ખોજાઓ નગ્ન અસિઓ સાથે ઉભા રહ્યા. યુવકની સરલ મૂર્તિ જોઈ, પ્રથમ તો કઠોરહૃદયી ઔરંગઝેબ પણ કોમલ બન્યો હોય એમ જણાયું. કેમકે તે થોડીવાર વિચારમાં નિમગ્ન થઈ ગયો. વળી તે પછી તે શરુઆતમાં મંદસ્વરે બોલ્યોઃ યુવક, તારું સાહસ અદ્ભુત છે. જે બેગમોના મહેલમાં એક પક્ષી પણ પ્રવેશ કરી ન શકે, તે મહેલમાં તું કેવી રીતે આવ્યો? વળી તુ મને એમ બતાવે કે તું કોની પાસે આવ્યો હતો તો જા, હું તને માફી આપીશ." યુવક સમજ્યો કે, ખોજા મશરૂરે તેની ઉપર ફક્ત મહેલમાં પ્રવેશવાનો જ આરોપ મૂકેલો છે અને બીજી કાંઈ ઘટના કહેલી નથી. પોતે એ દિવસે ઘેરથી, પોતાની રાધા પાસે આવ્યો ત્યારે મરવાનો જ નિશ્ચય કરીને આવ્યો હતો. આ વખતે તેણે વિચાર્યું કે, ભલે આજ મૃત્યુ થાય પણ પોતે કોને માટે તથા શા કારણે આવ્યો હતો, એ તો કહેવું જ નહીં. તેણે પણ, મંદ પરંતુ દૃઢ સ્વરે ઉત્તર આપ્યો "બાદશાહ સલામત! મેં અપરાધ કર્યો છે એ હું કબૂલ કરું છું. દેહાન્ત દંડની શિક્ષા કરવી હોય તો બેલાશક કરો; પરંતુ હું કોને માટે તમાર મહેલમાં આવ્યો હતો, એ આ જન્મમાં તો બતાવનાર નથી જ." ઔરંગઝેબ ગુસ્સાથી લાલચોળ થઈ ગયો અને પોતાના કર્કશ સ્વરે બોલ્યો "ઉદ્ધત જવાન, બાદશાહના સમક્ષ આવું કહેનાર કોઈ નીકળ્યો નહતો તારી પર હું લેશમાત્ર દયા નહીં બતાવું. ચલાવો, અય્ ગુલામો! આ બહુબોલા કાફિરને ઠાર કરો."

જે સર્વ દાસદાસીઓ મંગેશ અને ફૂલજાની બેગમની ઘટનાથી કાંઈક જાણીતાં થઈ ગયાં હતાં, તે સર્વ તાજૂબ થઈ ગયાં. તેઓ પોતાની આંખે આ પ્રેમીનો અંત જોશે—એ વિચારે તેઓ ગભરાઈ ગયાં. કોઈ કાંઈ બોલી શકયું નહી. ઔરંગઝેબે ફરીથી કહ્યુ: "અત્યારે ને અત્યારે આ માણસને મારી નાંખો." બીજીવારની આજ્ઞાથી ચારે ગુલામો તૈયાર થઈ ગયા. તેઓએ પોતાની તરવારો હવામાં ઉંચી કરી. યુવક આ વખત ઘણો જ શાન્ત હતો. તેની દૃષ્ટિ ફક્ત પોતાની મનોરમા ઉપર હતી અને મરતાં મરતાં પણ તેની પ્યારી છવિ પોતાની સન્મુખ હોવા માટે તે પોતાને ભાગ્યશાળી સમજતો હતો. તેની શાંત પ્રકૃતિએ બાદશાહનો ગુસ્સો ઔર વધાર્યો. બાદશાહ પોતે સિંહાસન ઉપરથી, પોતાની તરવાર સાથે નીચે ઉતર્યો; પરન્તુ એ પછી તેણે શુ જોયું? એકદમ આખા

દરબારમાં ભયંકર ચીત્કાર વ્યાપી રહ્યો. બાદશાહે જે વખતે યુવકને મારવા માટે પોતાની અસિ હવામાં ઉછાળી, ઝટકો માર્યો, તે વખતે એક કોમલ ચીસ સંભળાઈ. એ ચીસ કોઇની જ ન હતી પણ ફૂલજાની બેગમની હતી. બાદશાહે આશ્ચર્યચકિત આંખોએ જોયું કે, સિંહાસન ઉપરથી ફૂલજાની બેગમ ત્વરાથી આવીને, વચ્ચે પડી હતી અને જે ઝટકો તેણે મંગેશ ઉપર મારવા ઉગામ્યો હતો, એ જ ઝટકાથી ફૂલજાની બેગમ કપાઈ ગઈ હતી! જે હૃદયવિદારક ચીસ પડી હતી, તે આ કોમલ બાલાથી ન સહન થઈ શકેલી વેદનાને લીધે જ પડી હતી. બીજી બાજુ ચુવાઓની તરવારથી મંગેશ પણ કપાઈ મૂઓ હતો. બાદશાહની તરવાર એકદમ નીચે પડી ગઈ. તેણે ફૂલજાનીનું કોમલ અને નિર્દોષ વદન પોતાના ખોળામાં લઈ કહ્યું: "ફૂલ, ફૂલ! તૂંને યહ ક્યા કિયા?" પરંતુ એનો ઉત્તર આપવાને ફૂલનો આત્મા ફૂલના દેહમાં નહોતો! કઠોર દિલના ઔરંગઝેબની આંખમાંથી અશ્રુબિન્દુ ટપક્યાં. તેણે દાસીઓના સમૂહ તરફ નજર કરી તો દરેકે દરેક દાસી શોકથી નીચું માથું નમાવી ઉભી રહી હતી. તેણે કુપિત સ્વરે કહ્યું: "કોઈ દાસી, મારા સુન્દર ફૂલની કહાણી જાણે છે? એને આમ શા માટે કરવું પડ્યું?" એ પ્રશ્નના ઉત્તરમાં "જમાલ" કાંઈક ગુસ્સાથી બહાર આવી અને જાણે ટાંણો મારતી હોય એવા અવાજમાં બોલી: "ગરીબ પરવર, આ બાંદીનો અપરાધ માફ કરશો. પણ જીનાબ, પોતાનો પ્યારો સ્વામી પોતાની આંખો આગળ માર્યો જાય, એ શુદ્ધ પ્રેમી સ્ત્રીથી જોયું જાય ખરું કે?" એ પછી તેણે ટુંકમા પણ માર્મિક રીતે આ કમનસીબ પ્રેમીઓની બિના, બાદશાહને કહી સંભળાવી; અને એ ટુંક કથાએ બાદશાહના પાષાણહૃદયને પણ દ્રવીભૂત કર્યું! તેણે ફૂલનું મસ્તક પોતાના મોં પાસે લાવી કંઈવાર સુધી તેને ચુમ્બ્યું. પણ હા! બાદશાહની એ કોમલતા ઘણી મોડી હતી. બાદશાહે પાડેલાં આસું ઘણાં જ કવખતનાં હતાં. બેગમ તો તેને કઠોર, પાપી, વ્યભિચારી, પ્રજાના સુખદુઃખની દરકાર વિનાનો અને નર્કાધિકારી બાદશાહ જ સમજીને મરણ પામી હતી. આથી તે વખતની બાદશાહની ખિન્નતા તે કદી જાણવા પામી નહીં!

ઔરંગઝેબની આજ્ઞાથી અહમદનગરમાં સાતદિન સુધી શોક પાળવામાં આવ્યો. મોતીબાગમાં ફૂલજાની બેગમ તથા મંગેશ જ્યાં મળ્યાં હતાં, તે નિકુંજવાળા સ્થાનમાં, આ બન્નેને એક કબ્રમાં દાટવામાં આવ્યાં; અને તેની ઉપર એક ફુવારો ચણાવવામાં આવ્યો. બાદશાહે એ વખતે આ સ્વર્ગીય પ્રણયીઓના યાદગિરીમાં એક સ્મરણ કરવા યોગ્ય કવિતા રચવાનો અને ફૂલબાગમાં તેની તખ્તી જડવાનો હુકમ આપ્યો.

દિલ્લીશ્વરની આજ્ઞાનુસાર ફુઆરો વગેરે, તર્ત્ત્ત તૈયાર થઈ ગયું. બીજે દિન સાંજને વખત ફૂલ અને મંગેશરાવની સમાધિ ઉપરના ફુવારામાંથી ગુલાબ જલ વહી રહ્યુ. બાદશાહ જાતે એ જોવા આવ્યો અને ગુલાબના વૃક્ષની એક ડાળી તેણે જાતે એ ફુઆરા ઉપર રોપી. તે પછી બેગમની દોઢ હજાર પરિચારિકાઓએ પણ અકેકો પુષ્પહાર બેગમની સમાધિ ઉપર ચઢાવ્યો. બાદ બાદશાહે સ્મરણલેખ જોવા માગ્યો અને કવિતા કોણે રચી છે એ જાણવા માગ્યુ. પરિચારિકામંડળમાંથી પ્રચંડકાય "જમાલ" ધીમી ગતિથી અને શોકપૂર્ણ વદન સહિત બહાર આવી તેણે ધીમેથી કહ્યુ જહાપનહા! સાંભળો! એમા આપની જ સ્થિતિ વર્ણવી છે –

> નહિ જાન્યૌ હિય બાલિકા, હૈ ઇતનો રસમૂન,
> ના તો કબૌં ન તોરતે, યહ હમ સુન્દર ફૂલ.

ગુજરાતી ભાવાર્થ —

> ના જાણ્યુ કે બાલિકા, હશે એવી રસમૂન,
> ના તોડત કદિ પણ અમે, હા! એ સુન્દર ફૂલ

## સેરોઇનો પરાક્રમી રાજા માનસિંહ.

(લેખક ઠક્કુર નારાયણ વિસનજી)

એક સમયે સિરોઇમા માનસિંહ નામનો રાજા રાજ્ય કરતો હતો. પિતાના પરલોકવાસ પછી સ્વતંત્ર રાજસત્તાનો તે અધિકારી થયો. એ વેળાએ તેનું વય વીસ વર્ષનું હતું અને એ અવિવાહિત હતો. એક દિવસ તે મૃગયા કરીને પોતાના ઘોડાક સૈનિકો સહિત અરણ્યમાંથી પાછો નગરભણી આવતો હતો, એવામા નગરની સીમામા એક અતુલ રૂપવતી ભિક્ષુકા બાળા તેના જોવામા આવી. રાજાએ તેના લાવણ્યમા લીન થઇને પૂછ્યુ કે–"અરે તું કોણ છે?"

"હું એક ભીખારણ છુ, મહારાજ!" તે બાળાએ કહ્યુ.

"ભીખ માગીને પેટ ભરવાનું કારણ?" રાજાએ પુન પૂછ્યું

"હું જો કે એક ગરાસીયાની છોકરી છુ, પણ મારા માતા પિતા મરી ગયેલાં હોવાથી અને મને પાળનાર બીજું કોઈ ન હોવાથી આમ ભીખ માગીને મારુ ગુજરાન ચલાવુ છુ." તે ષોડષવર્ષીયા ભિક્ષુકા બોલી.

"તારાં લગ્ન થયાં છે કે?" રાજાએ સવાલ કર્યો.

"મારુ વેવિશાળ કરવામા આવ્યુ હતું, પણ જ્યારે હુ આવી દુર્દશામા આવી પડી, ત્યારે મારા તે થનારા પતિએ મારી સાથે લગ્ન કર-

વાની સાફ ના પાડી અને બીજા કોઇએ પણ મારો હાથ ન ઝાલ્યો; એટલા માટે જ મારે આ ભિક્ષાવૃત્તિનો સ્વીકાર કરવો પડ્યો." તે બાળાએ ખુલાસો કર્યો.

"જે થાય છે તે સારાને માટે જ. બાળા, તારા ભાગ્યમાં રાજમંદિરનો નિવાસ લખાયલો છે. જો તારી ઇચ્છા હોય, તો તને મારી રાણી બનાવવાને હું તૈયાર છું. ચાલ, અત્યારે જ મારી સાથે." રાજાએ કહ્યું.

તે ભિક્ષુકા વધારે આનાકાની ન કરતાં રાજાની સાથે સિરોહીમાં આવી અને થોડા વખતમાં પરણીને સિરોહીના રાણીપદને પ્રાપ્ત થઈ. સિરોહીના લોકો તેને ભાગ્યવતીના નામથી ઓળખવા લાગ્યા. ખરી રીતે એ રાણી કોઈ ગરાસીયાની પુત્રી નહિ, પણ નીચ કુળના કુટુંબની કન્યા હતી.

રાજા એ રાણીના રૂપ અને હાવભાવમાં એવો તો લુબ્ધ થયો કે, પોતાના દેહભાનને પણ ભૂલી ગયો. સિરોહીના રાજપૂતોમાં કસૂંબો લેવાનો રિવાજ હદથી બહારનો છે, એટલે રાજાને પણ કસુંબાની ટેવ હોય, એ સ્વાભાવિક જ હતું. એ રાણીના આવ્યા પછી રાજાને એવી સખ્ત ટેવ પડી ગઈ હતી કે, જો સવારમાં રાણી ભાગ્યવતી પોતાના હાથે કસૂંબો પીવડાવે, તો જ તે ઊગી નીકળે, ને નહિ તો અમલ આવે જ નહિ.

અસ્તુ, એક સમયે દિલ્હીનો બાદશાહ પોતાના માંડલિકો પાસેથી ખંડણી ઉઘરાવવા નીકળ્યો હતો અને તેણે સિરોહીના પાદરમાં પોતાનો પડાવ નાખ્યો હતો. બાદશાહની છાવણીમાં પ્રભાતના સમયે સિતાર, સારંગી અને મૃદંગ વાદન સહિત ગણિકાઓ નૃત્ય અને ગાન કરવા લાગી. એ વેળાએ રાણી ભાગ્યવતી પોતાના રાજમહાલયની અગાસીમાં બેઠી હતી, તે એ નૃત્ય, ગાયન તથા વાદ્યવાદનથી અતિશય પ્રસન્ન થઇને મનમાં તેની પ્રશંસા કરવા લાગી. એટલામાં રાજા માનસિંહ પલંગપરથી ઊઠીને બારી આગળ જ્યાં ગાદી તકિયો રાખવામાં આવ્યાં હતાં ત્યાં આવી તકિયાને અઢેલી ગાદીપર બેઠો અને તે જ્યારે દાતણ પાણી કરી રહ્યો, એટલે રાણીએ તેના માટે કસૂંબો તૈયાર કર્યો. કસૂંબાને પોતાની હથેલીમાં લઇને તે કહેવા લાગી કે;—"પ્રાણનાથ, કસૂંબો તૈયાર છે." રાજાએ એક હથેલી ભરીને કસૂંબો પીધો, એટલામાં રાણીને બાદશાહની છાવણીમાંના નૃત્ય ગાયન આદિનું સ્મરણ થઈ આવ્યું અને તેથી તે બોલી કે;—"મહારાજ, આપણા નગરને પાદર બાદશાહનો પડાવ છે અને ત્યાં નાચ ગાયનની સારી જમાવટ થાય છે."

રાજાએ રીસમાં જ કહ્યું કે;–"પ્રભાતના સમયમાં તરકડાઓનું નામ ન સંભાર. ભગવાનનું નામ સ્મરણ કર, કે જેથી તારું કલ્યાણ થાય!"

"પણ એવાં ગાયન સાંભળવાથી આનંદ તો થાય છે ને કે!" રાણીએ પુનઃ તેની પ્રશંસા કરી.

"એ વાતને વિસારી દે." રાજાએ ટુંકામાં જ અપ્રસન્નતા દર્શાવી.

"પણ હું એ જાણવા માગું છું કે, આપણા દરબારમાં એવા નાચ-રંગના જલ્સા કેમ નથી થતા વારુ?" રાણીએ રાજાના વચનની જરા પણ દરકાર ન રાખતાં પોતાનો લવારો આગળ ચલાવ્યો.

રાજાએ અનેકવાર વારવા છતાં જ્યારે નાદાન રાણીએ પોતાની બોબડી બંધ ન જ કરી, એટલે તે રાજાનું રાજપૂત લોહી ઊકળી આવ્યું અને તેથી રીસે ભરાઇને તે કહેવા લાગ્યો કે;–"આટઆટલીવાર વારવા છતાં પણ તરકડાના નામનો જપ કરતી જાય છે. મારાં મહેલ ન ગમતાં હોય, તો જા તે તરકડાના જનાનખાનામાં અને નાચ મુજરા સાંભળ્યા કર!" એમ કહેતાંની સાથે જ રાણીને તેણે એક મજબૂત તમાચો પણ લગાવી દીધો, કે જેના યોગે રાણીનો ગાલ લાલચોળ થઈ ગયો.

રાણી વધારે કાંઈ પણ ન બોલતાં તરત ત્યાંથી મોઢું બગાડીને નીચે ઊતરી ગઈ અને પોતાના ખાનગી ઓરડામાં આવી અનેક પ્રકારના વિચારોમાં નિમગ્ન થઈ ગઈ. કેટલીકવાર પછી એક પ્રકારના નિશ્ચયપર આવીને બહારથી વિશેષ રોષ ન દર્શાવતાં નિત્ય પ્રમાણે ભોજન પણ કરી લીધું. ભોળા રાજાને તો એ વાતનું સ્મરણ માત્ર પણ નહોતું.

લગભગ એક પ્રહર જેટલો રાત્રિનો સમય વીતી ગયો, તે વેળાએ રાજાને નિદ્રાવશ થયેલો જોઇને રાણીએ સોળ શૃંગાર સજ્યા અને ત્યાર પછી પોતાની એક દાસીને બોલાવીને કહ્યું કે;–"દાસી, તું પણ સારાં વસ્ત્રો પહેરી લે; કારણ કે, આપણે એક અગત્યના કામ માટે જરા બહાર જવાનું છે."

દાસી વિચારમાં પડીને કહેવા લાગી કે;–"મહારાણી, બહાર વેલ, મ્યાનો કે બીજા કોઈ વાહનની તૈયારી તો દેખાતી નથી, એટલે આપની આ આજ્ઞાનો અર્થ હું સમજી શકતી નથી. ઓઝલ પડદામાં રહેનારાં રાણી શું ખુલ્લી રીતે બહાર જવાનાં છે?"

"તારે વધારે પંચાત કરવાની કાંઈ જરૂર નથી. હું કહું છું તેમ કર અને તૈયાર થા." રાણીએ વક્ર દૃષ્ટિથી કહ્યું.

"જેવી આજ્ઞા." કહીને દાસી કંપતી કંપતી જઈ સારાં વસ્ત્રો પહેરીને આવી લાગી અને તેને સાથે લઇને રાણી બાદશાહની છાવણી ભણી જવાને મહેલમાંથી બહાર નીકળીને ચાલતી થઈ! જ્યારે તે બન્ને

જઈ છાવણીની પાસે આવી પહોંચી ત્યારે રાણીએ દાસીને કહ્યું કે;–"દાસી, જઈને કોઈ સિપાહીને ખબર આપ કે, રાજા માનસિંહનાં રાણી પધાર્યાં છે, એટલે જો બાદશાહ સલામતનો હુકમ હોય તો આવે અને નહિ તો પાછાં ઘર તરફ વળી જાય!" દાસીએ એક સિપાહી માર્ફત આ સંદેશો બાદશાહને કહેવડાવ્યો. બાદશાહે જ્યારે આ વાત સાંભળી, એટલે તરત તેણે નૃત્ય ગાયન આદિના જલ્સાને બંધ રખાવ્યો અને રાણીને લાવવાનો તે સિપાહીને હુકમ ફર્માવ્યો. આ હુકમ સાંભળીને રાણીએ દાસીને ત્યાંથી રાજમહાલય તરફ વિદાય કરી દીધી અને પોતે બાદશાહના દરબારમાં આવીને ઊભી રહી. તમામ સરદારોએ પોતાના આસનપરથી ઊઠી નમીને તેને મુજરો કર્યો અને ત્યાર પછી તેઓ 'એ રાજપૂત રાણી આવા રાત્રિના સમયમાં અહીં શા કારણથી આવી હશે' એ વિશેના વિચારમાં પડી ગયા. બાદશાહને ઉદ્દેશીને તેનો બુજર્ગ વજીર કહેવા લાગ્યો કે;–

"બાદશાહ સલામત, રાણી સાહબાને આપ પૂછી જુઓ કે, અહીં અત્યારે એમનું પધારવું શા કારણથી થયું છે?"

"રાણીજી, આપ આ નાચીજના ગરીબખાનામાં અત્યારે શા સબબથી પધાર્યાં છો?" બાદશાહે વિનયથી પૂછ્યું.

"હુજૂરેવાલા, આ લૌંડી એક બહુ જ જરૂરીના કામ માટે આવી છે." રાણીએ નેત્રકટાક્ષ કરીને કહ્યું.

"જે કામ હોય, તે ખુશીથી ફર્માવો." બાદશાહ બોલ્યો.

"પ્રથમ વચન આપો, એટલે પછી જણાવું." રાણીએ કહ્યું.

"હયો આ કૌલ." બાદશાહે વચન આપતાં કહ્યું.

"ત્યારે સાંભળો, ખુદાવન્દ, હું આપની જોડે નિકાહ કરીને આપના જનાનખાનાની બેગમ થવાની ઇચ્છાથી જ અહીં આવી છું." એમ કહેતાંની સાથે જ રાણીએ પોતાની આંગળીમાંની રત્નજડિત વીંટીને કાઢીને બાદશાહની આંગળીમાં પહેરાવી દીધી અને પાસે જ શીતલ ગુલાબના પાણીનો કૂંજો ભરેલો હતો, તે પોતાના હાથે ઉપાડી તેમાંનું પાણી પી જઈને તત્કાળ જાતિપ્રતિબંધને તોડી નાખ્યો! મૂર્ખ રાણીએ સ્ત્રીજાતિમાં રહેલા સાહસ અને નીચતા આદિ અવગુણોનો સાક્ષાત્ પરિચય કરાવ્યો.

રાણીના આ અતિ સાહસને જોઈને સર્વ સભાજનો આશ્ચર્યચકિત થઈ ગયા અને અધોમુખ બની ગયા. વિચારશીલ વજીરે બાદશાહને પ્રાર્થના કરીને કહ્યું કે;–"આલમપનાહ, આ તો ગજબ થઈ ગયો! માનસિંહ મહા કટ્ટો રાજપૂત છે, એટલે જ્યારે પ્રભાતમાં આ વાત તેના

જાણવામા આવશે, તો આપણા બધાનાં માથાંને તે ધૂળ ચાટતાં કરી નાખશે માટે યા તો રાણીને રવાના કરી દ્યો અને જો એમને જનાનખાનામાં રાખવા જ હોય, તો અત્યારે અને આ ક્ષણે જ કૂચનો ડંકો વગડાવો "

દાના વજીરની આ સલાહ વ્યાજબી લાગવાથી બાદશાહે તરત નગારે ગેડી કરાવી, એટલે બધી ફોજ તૈયાર થઈ ગઈ. તરત ત્યાંથી કૂચ કરી રાણીને મ્યાનામા બેસાડીને બાદશાહે દિલ્લી તરફનો રસ્તો પકડી લીધો સૂર્યોદય થતાં સુધીમાં તો બાદશાહ પોતાના લશ્કર સાથે ઘણો દૂર નીકળી ગયો.

રાતે રાજા માનસિંહ જરા સારી રીતે ગાંટો પાણી લઇને સૂતેલો હોવાથી સવારમાં કાંઇક મોડો ઊઠ્યો અને દાતણ પાણી કરી રહ્યા પછી જ્યારે કસૂમાનો વખત થયો, તે વેળાએ રાણીનું સ્મરણ થવા સાથે તેને આગના દિવસના કનેશનું પણ સ્મરણ થઈ આવ્યુ. છતાં તે એમ જ ધારતો હતો કે, રાણી રીસાઇને પોતાના ખાનગી ઓરડામા બેઠી હશે અને આપણે બોલાવીશુ એટલે તે તરત આવીને હાજર થશે. આવી ધારણાથી તેણે દાસીને બોલાવીને કહ્યુ કે,–' જારે બાદી, જો તો હજી રાણીજી કેમ નથી પધાર્યાં જા–રાણીને જઇને કહે કે, કસૂબાનો વખત થઈ ગયો છે માટે જલ્દી આવો–રાજા બોલાવે છે જો રીસે ભરાયાં હોય, તો જરા મારીવતી સમજાવજે, સમજી કે ?'

એ દાસી તે રાતે રાણી સાથે બાદશાહની છાવણીમા ગએની દાસી જ હતી અર્થાત્ રાણીના ભેદને એ બરાબર જાણતી હોવાથી રાજાની આ આજ્ઞા સાંભળીને થરથર ધ્રૂજવા લાગી, અને કાંઈ પણ બોલી શકી નહિ. એટલે રાજાએ પુન ધમકાવીને પૂછ્યુ કે,–"કેમ અહીંથી જતી નથી અને કાંઈ બોલતી પણ નથી જા રાણીને જલદી બોલાવ–મારો કસૂબાનો વખત ચાલ્યો જાય છે'

"મહારાજાધિરાજ, મારા અન્નદાતા, રાણી મહાલયમાં હોય તો તેડી લાવુ ને ? રાણી સાહેબ તો રાતનાં જ બાદશાહની છાવણીમાં ચાલ્યાં ગયાં છે, તે હજી પાછાં આવ્યા નથી" અને દાસીએ ખરેખરી વાત જણાવી દીધી

દાસીના મુખથી આ સ્નાતના સમાચાર સાંભળતાં જ રાજા માનસિંહના સર્વાંગમા કોપની ભયકર જ્વાળા સળગી ઊઠી તરત કસૂબો લઇને સભા ભરી તેણે પોતાના સર્વે સામતો તથા સરદારોને બોલાવ્યા અને ત્યાર પછી તેમને ઉદ્દેશીને કહ્યુ કે,–"મારા બહાદુર પટાવતો, સામનો

અને સરદારો, દિલ્હીનો કૂતરો આપણી લાજ લૂટી ગયો છે–અર્થાત્ ચોરીથી તે મારી રાણીને રાતોરાત ઊપાડી ગયો છે. હવે તમારો શો વિચાર છે?"

"વિચાર એજ કે, યુદ્ધ કરવું અને મારવું કે મરવું!" સર્વ સામંતો એકત્ર સ્વરથી બોલી ઊઠયા.

તત્કાળ સૈનિકો તૈયાર થઈ ગયા અને ઘોડા, હાથી તથા ઊંટ-આદિપર સામાન ભરીને નગર બહાર નીકળી પડ્યા. એ વેળાએ સિરોઇના પ્રધાને સૈનિકોની ગણના કરી તો તેમની સંખ્યા કુલ ૬૦૦૦ ની થઈ. એથી તે વિચારશીલ પ્રધાને મનમાં વિચાર કર્યો કે;–"દિલ્હીના બાદશાહની બાર લાખ માણસની ફોજ સાથે લડતાં આ છ હજાર શૂરવીરો તો ચાંચડની પેઠે ચોળાઈ જશે અને રણમાં રોળાઈ જશે." એ વિચાર કર્યા પછી રાજાને અંદરની વાત જણાવીને તેણે સર્વ સુભટોને ઉદ્દેશીને કહ્યુ કે;–"અત્યારે સૈન્યને લઇને દિલ્હી જવાનું નથી. પ્રથમ હું અને રાજાજી બન્ને એકલા દિલ્હી જઇએ અને જોઇએ કે રાણીજી ક્યાં છે અને કેવા બંદોબસ્તમાં છે. પછી જરૂર પડશે ત્યારે સૈન્યને બોલાવીશું." સર્વ સામંતોએ તેની એ મંત્રણાને માન્ય કરી લીધી.

એ પછી પ્રધાન મોતીશાહ અને રાજા માનસિંહ ગુપ્ત વેશ ધારણ કરીને ઉત્તમ જાતિના અશ્વોપર આરૂઢ થઇને ઊતાવળથી દિલ્હી તરફ જવાને સિરોઇમાંથી રવાના થયા. તેઓ બહુધા માર્ગમાં નામની વિશ્રાંતિ લઇને જ વેગપૂર્વક પ્રવાસમાં આગળ વધતા ગયા.

પ્રવાસમા ને પ્રવાસમાં જ કેટલાક દિવસ વહી ગયા. અંતે જ્યારે દિલ્લી થોડા અંતરપર રહી, એવામાં પ્રભાત સમયે એકવાર રાજાનો કસુંબાનો વખત થયો અને તેણે પ્રધાનને કહ્યુ કે;–"પ્રધાનજી, મને કસુંબો કાઢીને પાઓ." પ્રધાને અફીણ ઘોળી કસુંબો કાઢીને રાજાને પીવડાવ્યો અને ત્યાર પછી ત્યાંથી ચાલીને બન્નેએ દિલ્લી નગરમાં પ્રવેશ કર્યો. તેઓ એક કૂવાના પનઘટ કે જ્યાં નગરના કેટલાક ભાગની સ્ત્રીઓ પાણી ભરવા આવતી હતી ત્યાં જઇને બેઠા. એ પનઘટની રહામે જ બાદશાહનો બગીચો આવેલો હતો, તેમાંથી એક માલણ ફૂલ વીણીને નીકળી અને તેણે એ બન્ને આસામીઓને જોયા. પહોંચેલી માલણે મનમાં ધાર્યું કે, 'આ કોઈ સારા માણસ દેખાય છે, એટલે એમનો મારાથી બનતો સત્કાર મારે કરવો જોઇએ. જરૂર પાંચ પૈસાનો લાભ જ થશે.' આમ ધારીને તેણે તેમની આગળ જઇને નાના પ્રકારનાં તાજાં પુષ્પો તેમને આપ્યાં; એટલે માનસિંહજીએ પ્રસન્ન થઇને એક સોના મહોર કાઢી માલણના હાથમાં મૂકી. સોનામહોર હાથમાં લઈ આશ્ચર્ય દર્શાવતી માલણ કહેવા લાગી કે,–"ભાઈ, મારા સાંભળવા પ્રમાણે એક તો

સિંગાપુરના રાજા માનસિંહજી સોનામહોર આપે છે અને બીજા સોનામહોર આપતા આપને દીઠા." રાજાએ આનો કાંઈ પણ જવાબ ન આપ્યો; પરંતુ કદાચિત્ રાજા કાંઈ બકી જાય એવી બીકથી પ્રધાને કહ્યું કે,-"ભાઈ, માનસિંહજી તો મોટા રાજા છે, અને અમે તો સાધારણ ગૃહસ્થ છીએ. છતાં અમારા શેઠ ઉદાર હોવાથી ઘણીકવાર પોતાની શક્તિ ઉપરાંત પણ ઇનામ આપી દે છે, એટલે આશ્ચર્ય પામવાની કશી પણ આવશ્યકતા નથી." એ પછી વધારે વાતચીત ચાલતાં તેમણે ક્યાંય ઉતારો કર્યો નથી અને તેઓ દિલ્લીમા નવતર આવેલા છે, એમ જાણવામા આવતા માલણે તેમને બગીચામાંના પોતાના ઘરમા આદરભાવસહિત ઉતારો આપ્યો, અને પોતે પાણીનું બેડુ ભરી લાવીને રસોઈ કરી જમાડ્યા. એ પછી પ્રધાને માલણને એકાંતમા બોલાવીને પૂછ્યુ કે;-"બાઈ, અમારા સાભળવામાં આવ્યુ છે કે, તમારા બાદશાહ નવી રાણી લાવ્યા છે, તો તે રાણી ક્યાં છે વારુ ?" માલણ બોલી કે;- "શુ, તમારે તેને જોવી છે?" પ્રધાને કહ્યુ કે,-"ના, અમારે તેને જોવી બોવી તો નથી મેં તો સાભળ્યુ હતું તે સહજ પૂછી જોયુ." માલણે જવાબ આપ્યો કે,-"એ નવી રાણીને બાદશાહે ઘણા જ બદોબસ્તમા રાખેલી છે. રાણીને સાત માળની હવેલીમા રાખી બાદશાહે તેની આસપાસ ચોકી માટે સાત કિલ્લા બધાવ્યા છે, ૭ પાણીની નેહેરો અને એક અગ્નિની ખાઈ રખાવી છે. વળી સિપાહીઓનો સુમાર જ નથી. છતાં તે નિત્ય આ વખતે આ બગીચામા હવા ખાવાને આવે છે-હમણા જ કદાચિત્ તે આવશે, એટલે છેટેથી હું તમને બતાવીશ." માલણની આ વાતથી રાજા જો કે હર્ષાતુર થયો, પણ પ્રધાન શોકાતુર થઈ ગયો.

માલણ કાંઇ કામ માટે બહાર ગઈ, એટલે રાજા પ્રધાનને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;-"અરે મોતીશાહ, એ ગધેડીની આવે કે તરત એને મારા કબ્જામા લઈ લઇશ. જો તો ખરો મર્દોના સપાટા."

રાજાને શાત કરતો મોતીશાહ બોલ્યો કે,-"પૃથ્વીનાથ, એવી રીતે આ ક્ષણે જ રાણીને લઈ શકાય નહિ. એમ કરવાથી આપના ક્ષત્રિય ધર્મની હાનિ થશે; કારણકે, રાણીને આમ બારોબાર લઈ જવાં, તે ચોરી કર્યા સમાન છે. આપણી મર્દાઈ તો લડીને રાણીને બળાત્કારે સહુના દેખતા લઈ જવામાં જ સમાયલી છે."

રાજા અને પ્રધાન વચ્ચે આવા પ્રકારનો વાદવિવાદ ચાલતો હતો, એટલામાં રથમા બેસીને રાણી બગીચામાં હવા ખાવાને આવી લાગી. તેની સંભાળ માટે સાથે પચીસ ઘોડેસવારો હતા. રાણી રથમાંથી ઊતરી

દાસીઓ સાથે વિનોદવાર્તા કરતી થોડીકવાર બગીચામાં ફરતી રહી અને હવા ખાઇને તરત પાછી રથમાં બેસી ચાલતી થઈ. રાજા માનસિંહ એ વેળાએ જો કે ઘણો જ અધીર બની ગયો હતો, તો પણ પ્રધાનના ઉપદેશથી જેમ તેમ શાંત થઇને બેસી રહ્યો. સંધ્યાકાળ થતાં પ્રધાને કહ્યુ કે;–"અન્નદાતા, ચાલો સારે રાણીને જે મહેલમાં રાખવામાં આવી છે, તે મહેલના બંદોબસ્ત વગેરેની આપણે તપાસ કરી આવીએ."

રાજા અને પ્રધાન બન્નેએ ભિક્ષુક બ્રાહ્મણનો વેશ કરી લીધો અને ત્યાંથી નીકળી જેવા તેઓ ઉપદુર્ગના દ્વારમાં પેસવા જાય છે, તેવા જ તેમને રોકીને ત્યાંના દ્વારપાળે પૂછ્યું કે;–"તમો કોણ છો અને ક્યાંથી આવો છો?" એના ઉત્તરમાં બ્રાહ્મણે જણાવ્યું કે;–"અમો યાત્રાળુ બ્રાહ્મણ છીએ અને ભૂખ્યા હોવાથી નગરમાં ભિક્ષાવૃત્તિ માટે જઇએ છીએ." દ્વારપાળે ગરીબ ભિક્ષુક ધારીને તેમને અંદર જવા દીધા. તેઓ પાણીની ખાઇ અને કિલ્લા આદિ જોતા જોતા ચાલ્યા જતા હતા, એટલામાં અગ્નિની ખાઈ આવી. એમાં દિવસ અને રાત અખંડ અગ્નિ સળગ્યા કરતો હતો. આવી સ્થિતિને જોઇને રાજાએ પ્રધાનને કહ્યું કે,–"આપણ બન્નેમાંના એક આનંદથી મરણનો સ્વીકાર કર્યા વિના રાણીને લઈ જઈ શકાય તેમ નથી."

"વખત આવતાં સહુ થઈ રહેશે." પ્રધાને કહ્યું.

આવી વિકટ સ્થિતિને જોઇને તેઓ ત્યાંથી પાછા ફર્યા અને પોતાના ઊતારામા આવી ભોજન આદિના કાર્યથી નિવૃત્ત થયા.

લગભગ દોઢ પ્રહર રાત્રિ વીત્યા પછી ચોકાનાં બાંધી, માથે પટકા વીંટી હાથમાં ઢાલ તલ્વાર લઇને તે બન્ને બહાર નીકળી પડ્યા. તેઓ બે દરવાજાની વચ્ચેની કિલ્લાની દીવાલ પાસે આવ્યા. ત્યાં પ્રધાને ભીંતે બે હાથ ટેકવીને રાજાને કહ્યુ કે;–"મારા ખભાપરથી કોટપર ચઢી જાઓ." એમ કહીને પ્રધાને પોતાના દુપટ્ટાને છોડી હાથ હાથને અંતરે ગાંઠો મારી અને તેનો એક છેડો રાજાના હાથમા આપ્યો. રાજાએ કોટપર ચઢી ગયા પછી તે છેડાને મજબૂતાઇથી હાથમાં ઝાલી રાખ્યો, એટલે તે ગાંઠોમાં પગનો અંગૂઠો ભેરવતો પ્રધાન ભડાભડ કરતો કે ઉપર ચઢી ગયો. એ પછી પાણીની ખાઇઓ આવતા તેમાં પોતાની ઢાલો નાખી તરીને તેઓ પાર થઈ ગયા. એ રીતે પાણીની છ ખાઇઓને પાર કરીને તેઓ સાતમી અગ્નિની ખાઇપર આવી લાગ્યા. ત્યાં પ્રધાને પોતાની ઢાલને છોડીને ખાઇમાં નાખી. તે બરાબર વચ્ચે જઈ પડી. એથી બબ્બે હાથ અગ્નિ ઢંકાઈ ગયો એટલે તેણે પોતાનો એક પગ ઢાલપર રાખ્યો અને બીજા પગને સાથળ સાથે બાંધી તલ્વારની અણીને ઢાલપર ટેકવીને ઉભો

રહ્યો. એ સર્વ વ્યવસ્થા કરી લીધા પછી તેણે રાજાને કહ્યું કે;-"મારા અન્નદાતા, કૂદીને મારા ખભા ઉપર આવો અને ત્યાંથી કૂદીને સ્હામે પાર ઉતરી જાઓ." રાજા કૂદકો મારી તેના ખભાપર આવ્યો અને ત્યાંથી બીજો કૂદકો મારી પેલીબાજૂએ ઉતરી ગયો. એ પછી પ્રધાને રાજાને સૂચના આપી કે;-"ઉતાવળથી રાણીને લઈ આવો; કારણ કે, આ ખાઇમાંથી હવે હું જીવતો પાછો નીકળી શકવાનો નથી."

રાજા પૂઠ વાળીને રાણીની હવેલી સ્હામો ચાલ્યો. પણ ત્યાં આવીને જોયું તો આસપાસનાં સર્વ દ્વારોને મજબૂત તાળાં વાસેલાં હતાં. પરંતુ ત્યાં એક તાડનું ઝાડ હતું અને તે હવેલીની બરાબર જ ઉંચું વધેલું હતું. એને બાથ ભેરવીને રાજા ઉપર ચઢ્યો અને ટોચે આવીને જોયું તો હવેલીના સાતમા માળની બારી ઉઘાડી હતી અને અંદરના ભાગમાં ઝગઝગાટ કરતો દીવો બળતો હતો. અંદર જવાને તે ડાળીએ લટકીને હીંચોળા ખાવા લાગ્યો; પરંતુ ડાળી ટૂંકી હોવાથી કોઇવાર પોણો હાથ તો કોઇવાર એક હાથ જેટલો તે બારીથી છેટો રહી જતો હતો. અંતે માથાપરના પટકાને છોડી તાડ સાથે બાંધી હીંચોળાથી તેણે બારીની સાખને પકડી લીધી અને પોતાના જમૈયાવતી બારી પાસેની ભીંતને કોતરી તેમાં પટકાના છેડાને બાંધી રાખ્યો. એ પછી મ્યાનમાંથી તલ્વાર કાઢી જ્યાં બાદશાહ અને પોતાની રાણી નિર્ભયતાથી નિદ્રાવશ થયેલાં હતાં, તે શયનમંદિરમાં તે આવીને ઉભો રહ્યો. પ્રથમ તો કોપના આવેશમાં તેનો બાદશાહને ઠાર કરી નાખવાનો વિચાર થયો; પરંતુ તે કાળના લોકો કાંઇક વિશેષ સદાચારી અને વિવેકી હોવાથી પોતાના કોપને શમાવીને પુનઃ તેણે વિચાર કર્યો કે;-"મારે એને શા માટે મારવો જોઇએ? એ મારી રાણીને બળાત્કારે કાંઈ ઉપાડી લાવ્યો નથી. નીચ રાણી પોતાની ખુશીથી આવી છે, એટલે એનો શો અપરાધ?" આવી ભાવનાથી બાદશાહને કાંઈ પણ ઇજા ન કરતાં કમ્મરેથી બીજો પટકો છોડીને તત્કાળ રાણીને તેણે નિદ્રામાંથી જાગૃત કરી અને કટાર બતાવીને સંકેતથી જણાવી દીધું કે,-"જો જરા પણ બોલી છું તો અત્યારે જ ઠાર કરી નાખીશ!" એ પછી રાણીને ગાંસડીની પેઠે બાંધી લઇને પીઠપર ઉપાડી તાડના ઝાડના આધારે નીચે ઉતરી તે પોતાનો પ્રધાન જ્યાં ઊભો હતો ત્યાં આવી લાગ્યો. પ્રધાને દૂરથી જ પૂછ્યું કે;-"કેમ મહારાજ, સિંહ કે શિયાળ?" એના ઉત્તરમાં ખોંખારો કરીને રાજાએ કહ્યું કે;-"મારા નિમકહલાલ પ્રધાન મોતીશાહ, તારા પ્રતાપે આ માનસિંહ સિંહ થઇને જ આવ્યો છે!" પ્રધાને કહ્યું કે,-"ચાલો-આજે મારો જન્મ સફળ થયો. પણ રાજાજી, મારો એક પગ તો બળી રહેવા આવ્યો છે અને જે બીજો પગ તમારા

માટે બાંધી રાખ્યો છે, તેને અત્યારે હું ઉલ્લાસથી છૂટો કરી નાખું છું. આપ પ્રથમની પેઠે કૂદીને નીકળી જાઓ." રાજા પ્રથમ પ્રમાણેના પ્રયોગથી જ અગ્નિની ખાઇને ઓળંગી ગયો અને નિરુપાયવશતાથી મોતીશાહને બળતો મૂકી તેની વિરલ સ્વામિભક્તિના સ્મરણથી અશ્રુ વર્ષાવતો ચાલતો થયો. પોતાના ઊતારામાં આવ્યા પછી પોતાનો ઘોડો તેણે રાણીને આપ્યો અને મોતીશાહવાળી ઘોડીપર પોતે બેસી રાજા માનસિંહ સિરોહી તરફ જવાને દિલ્હીની સીમાને છોડી રવાના થયો.

સૂર્યોદય થતાં સુધીમાં તેઓ લગભગ પચીસ ગાઉ જેટલો પંથ કાપી આવ્યાં. એટલામાં અચાનક કસુંબાનો વખત થવાથી રાજાએ ઘોડીપરથી ઊતરીને રાણીને પ્રથમ એક ઝાડ સાથે જકડી લીધી અને પછી પોતે દાતણ પાણી કરવા બેઠો. મોઢું ધોઇને જેવો કમ્મરે હાથ નાખ્યો તો અફીણનો દાબડો હાથમાં ન આવ્યો. રાત્રે જ્યારે રાણીને બાંધવા માટે બાદશાહના શયનમંદિરમાં તેણે પટકો છોડ્યો હતો, તે વેળાએ અફીણનો દાબડો બાદશાહના પલંગતળે પડી ગયો હતો, પણ એનું તે વેળાએ એને ભાન રહ્યું નહોતું. હવે જો ઘોડીને દપટાવીને આગળ વધે તો સાંઝ થતાં સુધીમાં તો તે સિરોહી પહોંચી જાય એમ હતું, પરંતુ કસુંબો ન મળવાથી તે નિર્બળ થઇને જમીનપર પડી ગયો અને ટાંટિયા ઘસતો ઘસતો બેભાન બની ગયો. કોઈ પણ પ્રકારના વ્યસનના દાસ બની જવાથી કોઇવાર કેવી વિડંબના અને પ્રાણ જવાના ભયમાં આવવું પડે છે, એનું આના જેવું તાદૃશ્ય ઉદાહરણ બીજું ભાગ્યે જ મળી શકશે. અસ્તુ.

• હવે બાદશાહને ત્યાં શો બનાવ બન્યો, તે આપણે જોઇએ. બાદશાહ શય્યામાંથી ઉઠ્યો અને રાણીને આસપાસ ક્યાંય ન જોવાથી ગભરાયો. પહેરેગીરોને બોલાવી ધમકી આપીને તેણે પૂછ્યું કે;–"બે ઈમાન ગુલામો, રાણી ક્યાં છે? તમારા ચોકી પહેરામાંથી તે ક્યાં છટકી ગઈ?"

"બાદશાહ સલામત, અમે અમારા પહેરાપર બરાબર હાજર હતા; પણ રાણી ક્યાં ગયાં ને ક્યાં નહિ, એ વિશે અમે કાંઈ પણ જાણતા નથી." પહેરેગીરોએ જવાબ આપ્યો.

એવામાં અચાનક બાદશાહની નજર રાજાના ત્યાં પડી ગયેલા અફીણના દાબડાપર પડી અને તેનાપર માનસિંહનું નામ વાંચીને તે પાછો સિપાહીઓપર ચીડાઇને કહેવા લાગ્યો કે;–"હરામખોરો, આ જોયું કે? તમારો બાપ માનસિંહ તમારી આંખોમાં ધૂળ નાખીને રાણીને રાતોરાત ઉપાડી ગયો છે." એ પછી તે જરાક શાંત થઇને બોલ્યો કે;– "પણ એને શાબાશ છે કે, મને એણે જીવતો છોડી દીધો! નહિ તો

જેમ રાણીને ઉપાડી ગયો તેમ મને મારી નાખતાં તેને કેટલીવાર લાગ ? જરાય નહિ. અત્યારે તો મારો જનાજો પણ નીકળી ચૂક્યો હોત! એણે જ્યારે મારી જોડે આટલી બધી ભલાઈ કરી છે અને આવી ઉદારતા બતાવી છે, તો મારે પણ કાંઇક ભલાઈ તો જરૂર કરવી જ જોઇએ. એ રાજાને કસૂંબા વિના ચાલી શકે એમ નથી અને એનો અફી-ણનો દાબડો તો અહીં રહી ગયો છે. અરે સિપાહીઓ, આ દાબડો લઇને જલ્દી જાઓ અને તે હજી રસ્તામાં જ હશે, એટલે તેને કસૂંબો પાઈ તાજો તવાનો કરીને જીવતો જ પકડી મારી આગળ લઈ આવો." બાદ-શાહના સિપાહીઓ તરત ત્યાંથી નીકળ્યા અને સૂર્યાસ્ત થતાં પહેલા તો જ્યાં રાણી ઝાડ સાથે જકડાયલી અને રાજા બેભાન થઇને પડ્યો હતો ત્યાં આવી પહોંચ્યા. રાજાએ આખો દિવસ હાથ પગ ઘસેલા હોવાથી તે જ્યાં પડ્યો હતો, ત્યાં જમીનમાં બબ્બે હાથના ખાડા થઈ ગયા હતા. એ મુસ'માન સિપાહીઓને આવેલા જોઇને રાણીએ પૂછ્યું કે;—"મિયાં કેમ આવ્યા છો?" એના ઉત્તરમા મિયાં બોલ્યા કે;—"રાજાને તથા તમોને લઈ આવવા માટે બાદશાહ સલામતે અમને મોકલ્યા છે." એ સાંભળીને દુષ્ટ રાણી બોલી કે,—"ત્યારે મારો ઝટકો અને ઉડાવો આ બાદશાહની બેગમના ચોરની ગર્દન!" સરદારે કહ્યુ કે;—"રાજાને મારવાનો અમને બાદશાહનો હુકમ.નથી. અમને તો એમને કસૂંબો પાઈ હોશિ-યાર કરીને તમારી સાથે જીવતા જ દિલ્લીમાં લાવવાનું ફર્માન થયેલુ છે." રાણી હસીને કહેવા લાગી કે,—"મિયાં, કસૂંબો પાયા પછી તો મને કે એને તમારો પીર પણ લઈ જઈ શકે તેમ નથી. માટે મારું વચન માનો અને એને આવી હાલતમાં જ લાબો કરી નાખો. બાદશાહ પૂછે તો કહેજો કે, એણે અમારાપર હલ્લો કર્યો અને અમારે અમારા તથા બેગ-મના બચાવ માટે એને મારી નાખવો પડ્યો. સાક્ષી હું પૂરીશ."

પરંતુ રાણીના એ ઉપદેશને ન માનતાં તે ત્રણ ઘોડેસ્વારો પોતાના ઘોડાપરથી ઉતરી પડ્યા અને પાસેની વાવમાંથી પાણી લાવી કસૂંબો કાઢીને તેમણે ખોબામાં ભરી ટાંટિયા ઘસતા રાજાના મોઢામાં રેડી દીધો. થોડીવારે બીજો ખોબો પાયો અને જ્યાં ત્રીજો ખોબો પાયો, ત્યાં તો રાજાની આંખ ઉઘડી અને જ્યારે કસૂંબો રાજાની રગેરગમાં ઉગી નીક-ળ્યો, ત્યારે તે ઉઠીને બેઠો થયો. સિપાહીઓને જોતાં રાજાએ અનુમાન કર્યું કે;—"આમને બાદશાહે મોકલ્યા હોય એમ જણાય છે. મેં બાદશાહનો જીવ ઉગાર્યો, તો અત્યારે બાદશાહે મારો જીવ ઉગાર્યો." રાજાને ટટાર થયેલો જોઇને અફીણનો દાબડો રાજાના હાથમાં આપી, તે સિપાહી-ઓના સરદારે કહ્યુ કે;—"રાજા સાહબ, અમારા બાદશાહનો આપને

જીવતા દિલ્લીમા લઈ આવવાનો હુકમ હોવાથી આપ અમારી સાથે ચાલો. જો ખુશીથી આવશો, તો ઠીક જ છે, નહિ તો અમારે બળાત્કારે પણ આપને લઈ જવા પડશે" એના જવાબમા રાજા કહેવા લાગ્યો કે,–"જો મને નમો એ બાળપણામાં જ ઉપાડીને લઈ ગયા હોત, તો વાંધો નહોતો, પણ હવે મને પકડીને લઈ જવાની કોઇની પણ શક્તિ નથી." એમ કહેતાની સાથે જ તે પોતાની ઘોડી પર સ્વાર થઈ ગયો સિપાહીએ તેને રોકવા માટે પોતાની બર્છી ઉગામી, પણ રાજાએ ઘોડીને કૂદાવી લેવાથી તે બર્છી નીચે પડી ગઈ એ પછી રાજા કોપમા આવીને બર્છી મારવા ગયો, એટલે તે સરદારે ઘોડો કૂદાવી લીધો. લગભગ અર્ધ પ્રહર પર્યન્ત એવી રીતે દ્વંદ્વયુદ્ધ ચાલતું રહ્યુ, પણ કોઈ કોઇના દાવ પેચમા આવ્યો નહિ અંતે રાજા ઘોડીપરથી હેઠો ઉતર્યો અને જેવો સરદારને તલ્વાર મારવા ગયો કે, તરત સરદારે પોતાની બર્છીવતી તેની તલ્વારને કાપી નાખીને તેના બે કટકા કરી નાખ્યા રાજાએ કમ્મર માથી કટાર કાઢીને હાથમાં લીધી, એટલે સરદારે રહાગો બર્છીનો વાર કરવાથી કટાર મૂઠમાથી છૂટી પડી ગઈ એ પછી તેઓ પરસ્પર બાથબાથ આવીને મલ્લયુદ્ધ કરવા લાગ્યા રાજાનુ શરીર કેટલેક અંશે કોમળ હોવાથી સરદારના ખડતલ હાથના મારથી તે જેર થઈ ગયો સરદારે પછાડવાથી મૂર્છાગત થઈને ધરણીપર ઢળી પડ્યો તેના પડવાનો લાભ લઈ મુસલ્માન સરદારે તેના હાથ જકડીને વડસાથે ઉંચો બાંધી દીધો અને રાણીને છોડી રાજાને તેની ચોકીમા રાખીને ત્રણે સિપાહીઓ મગરિબની નમાજનો વખત થયેલો હોવાથી વજૂ કરવા માટે પાસેની એક વાવમાં ઉતરી ગયા એ વેળાએ રાજાએ રાણીને ઉદ્દેશીને નમ્રતાથી કહ્યુ કે,– "રાણીજી. તમે રાજપૂતના પુત્રી છો. એટલે તમે જ આ તલ્વાર લઈને

કાઢ્યો કે;–"અરે આને તો આપણે વડ સાથે લટકતો બાંધી આવ્યા'તા ને આ અહીં ક્યાંથી આવી પહોંચ્યો !" વાવમાંથી ન્હાસવાનો ક્યાંય લાગ નહોતો. નીચે ઊતરે તો પાણી હતું અને ઊપર સ્હામા આવે તો રાજાની કાળસ્વરૂપ તલ્વાર લોહી પીવાને તૈયાર થઈ ઊભી હતી. એમ ધારી તેઓ પોતાનાં ખાસડાને હાથમા ઢાલને ઠેકાણે ધારણ કરીને ઊપર આવવા લાગ્યા. જ્યારે વાવનાં ત્રણ પગથિયાં ચડવાનાં બાકી રહ્યાં, એટલે રાજાએ ચપચપ તલ્વારના એવી તો ચપળતાથી ત્રણ વાર કર્યા કે, ત્રણેનાં માથા ત્યાં જ ધડથી જૂદાં થઈ ગયાં. રાજા ખૂને ભરાયલી તલ્વારને લઇને રાણી પાસે આવ્યો. રાજા પોતાને પણ અવસ્ય મારી નાખશે, એવા ભયથી રાણી થરથર ધ્રૂજતી હતી, પણ તેને ન મારતાં મુસ્કે બાંધીને તે ત્યાંથી ચાલતો થયો અને ક્ષેમ કુશળતાથી પોતાની રાજધાની સિરોઇમાં આવી પહોંચ્યો.

પોતાના પ્રજાવત્સલ અને દયાળુ રાજાને પરિપૂર્ણ વિજય મેળવી પાછો આવેલો જોઇને રાજભક્ત પ્રજાજનોએ હર્ષમાં આવી મોતીડે વધાવી લીધો, આનંદગીતો ગાયાં અને નગરમાં મહા ઉત્સવ કરી દીધો. એ પછી ખાસ દરબાર ભરીને રાણીને એક ભયકર અપરાધિની તરીકે ન્યાયાસન સમક્ષ ઉભી રાખીને રાજાએ તિરસ્કાર દર્શાવી તથા લાનત વર્ષાવી કહ્યુ કે;–

"સર્પને પાયેલુ દૂધ વિષનું સ્વરૂપ જ ધારે છે; હાથીને ગમે તેટલા લાડ લડાવો પણ જ્યારે તે છેડાય છે ત્યારે પોતાના પાલકને જ મારે છે; ગુલાબજળનુ સિંચન કરવા છતાં બાવળ તો કાંટાના સમૂહને જ વધારે છે, અને નીચ કુળના મનુષ્યપર ગમે તેવા ઉપકાર કરો, પણ અંતે તે અપકાર કરીને ઉપકારકને જ વિદારે છે. મારા સુભટો, એ તો તમો સારી રીતે જાણો જ છો કે, આ સ્ત્રી એક ભિક્ષુકા હતી, તેને મેં રાણી બનાવીને ઉચ્ચપદે ચઢાવી, છતાં એણે એક સાધારણ શબ્દથી ચીડાઇને મારા કુળની કીર્ત્તિને કલંક લગાડયું અને અંતે મને મારી નાખવાને પણ તૈયાર હતી. તો હવે આની શી દશા કરવી–આ અપરાધિની એને શી શિક્ષા આપવી ?"

અંતે સર્વાનુમતિથી રાણીને આઠ દિવસ સૂધી ચૌટાના મધ્ય ભાગમા એક થાંભલા સાથે બાંધી રાખીને સખ્ત પહેરો રાખવામાં આવ્યો અને સર્વ લોકોને આજ્ઞા આપવામા આવી કે, આવતા જતાં સર્વેએ રાણીને પોતાથી બની શકે તેટલો ખાસડાનો માર મારવો. છ દિવસ સૂધી તો તે જલ્દી મરી ન જાય, એટલા માટે તેને થોડુ થોડું અન્ન અને પાણી અપાતુ હતું; પણ ત્યાર પછી તે બંધ કરવામાં આવ્યું અને યાતના અસહ્ય થવાથી નવમે દિવસે રાણી પોતાનાં કુકૃત્યોની આ જગતમાં

શિક્ષા ભોગવી બાકી રહેલી શિક્ષાને નરકમાં ભોગવવા માટે ચાલતી થઈ ગઈ. જગતમાંથી એક મહા ભયંકર પાપ ઓછું થયું.

સ્વામિસેવામાં આણુ અર્પનાર પ્રધાન મોતીશાહના કુટુંબને રાજાએ મોટી જાગીર આપી અને સિરોઇમાં તેના નામનો એક સ્મરણસ્તંભ કરાવ્યો કે જેની નિશાનીઓ હજી પણુ કાયમ છે.

કેટલાક દિવસ પછી જ્યારે રાજાના સિરોઇમાં સહીસલામત પહોંચી જવાના બાદશાહને સમાચાર મળ્યા અને પોતાના સિપાહીઓની તપાસ કરાવતાં સડેલી લાશો મળી આવી, એટલે તે પોતાની પચરંગી સેનાને લઇને લડવા માટે નીકળ્યો અને પ્રતિજ્ઞા કરી કે,–"સિરોઇને બાળીને ગધેડાનુ હળ ફેરવુ, તોજ હું બાદશાહ ખરો!" સિરોઈ પહોંચતાં પહેલાં તેણે પાંચ ઘોડેસ્વારોને આગળ મોકલીને રાજાને કહાવ્યું કે;–"અમને ઘાસ દાણો પૂરા પાડો, અને તેમ ન કરી શકાય તો આવતી કાલે જ લડાઇની શરુઆત કરો!" એના જવાબમાં માનસિંહે કહ્યુ કે;–"આ મારા બાંધવો બેઠા છે, તેઓ જો કહેતા હોય, તો અમે ઘાસ દાણો પૂરા પાડીએ!" રાજાના એ ઉત્તરથી ઉત્તેજિત થઇને સર્વ સુભટો ગર્જના કરીને બોલી ઉઠ્યા કે;–"ઘાસ દાણાને બદલે રાજપૂતોની તલવારનો સ્વાદ ચાખવાને ભલે બાદશાહ તૈયાર થઈ જાય!" બીજે જ દિવસે રણભૂમિમા ઉભયપક્ષના સૈનિકો યુદ્ધ કરવા માટે આવીને ઉભા રહ્યા.. રાજપૂતો ઘણુ જ બહાદુરીથી મરણિયા થઇને લડ્યા અને આઠ દિવસમાં શત્રુપક્ષના પચાસ હજાર સૈનિકોને ઘાસની પેઠે કાપી નાખ્યા. રાજપૂતોના કેવળ ૪૦૦૦ સનિકો જ મરાયા. આવી સ્થિતિ જોઇને બાદશાહનો વજીર રાજાના પ્રધાનને મળીને કહેવા લાગ્યો કે;–"પાડા લડે તેમાં ઝાડનો ખો થાય છે. અર્થાત્ રાજા અને બાદશાહ પોતે જ લઢે તો વધારે સારું. વિનાકારણુ બિચારી ગરીબડી રૈયતનું કાસળ શા માટે કાઢો છો?" આવી રીતે સાત્વિક શાંતિની પતાકા ફેરવવામાં આવી, એટલે બન્ને સેનાઓ પોતપોતાના સ્થાનમાં ચાલી ગઈ અને યુદ્ધ બધ રાખવામાં આવ્યુ. એ પછી સૈન્યને ચારે તરફ ગોઠવી વચ્ચે કુંડાળુ કરીને બાદશાહ પોતાના પચરંગી ઘોડાપર બેઠો અને રાજા પોતાની ભૂતડી ઘોડીપર સ્વાર થયો. જેને રોજ એક બકરું ખાવાને જોઇએ, તેને ભૂતડી ઘોડી કહેવામાં આવે છે. તેઓ એકબીજાપર સ્હામ-સ્હામા ધસી આવ્યા અને દ્વંદ્વ યુદ્ધનો આરંભ થયો. તેઓ અનેક પ્રકારના દાવપેચ લડાવવા લાગ્યા, પણુ કોઈ કોઇથી ગાંજ્યો જાય એવો નહોતો–બન્ને બહાદુરી અને યુદ્ધકળામાં એક સરખા હતા. કેટલીકવાર પછી અચાનક લાગ જોઇને બાદશાહે ભૂતડી ઘોડીપર પોતાની બર્છી નાખી અને તે તેના કપાળમાં વાગવાથી લોહીની ધારા વહી નીકળી

રાજા હેઠો ઉતરી પડ્યો અને કહ્યું કે;–"તેં મને પ્યાદો કર્યો તો હવે ચાખી લે સ્વાદ!" એમ કહી આગળ ધસી તલ્વારના એક જ વારથી તેણે બાદશાહના પગને કાપી ઘોડાના પેટને ચીરી નાખ્યું–જ્યાં બીજો વાર કરવા જતો હતો, ત્યાં બાદશાહ કરગરીને કહેવા લાગ્યો કે;–"જો મને મારો તો તમને તમારા પૂર્વજોની આણ છે!" માનસિંહ તલ્વારને મ્યાનમાં નાખી પાછો વળી ગયો. બાદશાહે સિરોહીના પરાક્રમી રાજા માનસિંહના શૌર્ય તથા બુદ્ધિબળની અતિશય પ્રશંસા કરી અને રાજા સાથે મિત્રતા કરીને દિલ્લીભણી પાછો ચાલ્યો ગયો. એ સમયથી માનસિંહે દિલ્લીના બાદશાહને ખંડણી આપવાનું બંધ કર્યું.

માનસિંહે બીજાં લગ્ન કર્યાં અને એ નવી રાણી અત્યંત સુશીલ તથા પતિપરાયણ હોવાથી રાજાને સંતોષ આપવા લાગી. તેણે ધીમે ધીમે રાજાને કસુંબા પાણીના વ્યસનથી પણ મુક્ત કરી નાખ્યો અને પતિને પુત્રની ભેટ આપીને તેની ભાવિચિંતાનો પણ નાશ કર્યો. સિરોહીના લોકો અત્યારે પણ અભિમાનપૂર્વક રાજા માનસિંહના નામનો ઉચ્ચાર કરે છે.*

## ગુરુઘાતક નવ્વાબ સિરાજ.

(લેખકઃ ધનશંકર હિરાશંકર ત્રિપાઠી)

"કિસ વાસ્તે દુનિયાંકે હકૂમતકે લિયે રંજ?
કિસ વાસ્તે દો રોજકે હુનમકે લિયે રંજ?
હરજાઈ જો દોલત હુયે દૌલતકે લિયે રંજ?
દો રોજકે આરામ વ અશ્રતકે લિયે રંજ?
તા મર્ગ જો રખતે થે સદા જાહો હુરમ સાથ
ક્યા લે ગયે વો લોગ, જો લે જાયેંગે હમ સાથ?"

જે વખતે બંગાળામાં સમુદ્ર અને મેઘ્ના નદીના કિનારા ઉપર વસી રહેલાં નગરો પોર્ટુગીઝ તેમ જ બીજા લૂંટારાઓનાં અતીવ આક્રમણોથી અશાન્ત બની રહ્યાં હતાં અને અંગ્રેજ તથા ફ્રેન્ચ લોકો વ્યાપારવાણિજ્યને લીધે ઠેરઠેર દઢતાથી વસવા માંડ્યા હતા, તે વખતે પોતાના માતામહ અલીવર્દીખાંના રાજ્યાસન ઉપર સિરાજુદ્દૌલા અધિષ્ઠિત થયો.

દેશની એ વખતની ભયાનક સ્થિતિને લીધે એક ન્યાયી, દૂરદર્શી તથા બુદ્ધિમાન્ શાસકની આવશ્યકતા હતી; પરંતુ તેને બદલે એક અન્યાયી, હિતાહિતજ્ઞાનવિહીન અને યથેચ્છાચારી નવ્વાબ, બંગાળા,

* પ્રકારાન્તર માટે આ વિભાગમાં આપેલી 'અખેરાજ દેવડા'ની કથા સુજ્ઞ વાંચકો જોશે.

બિહાર અને ઓરિસ્સાના રાજ્યાસન ઉપર આરૂઢ થયો! જ્યાં ઉદાર, ગંભીર અને મહાન્ સિંહરાજની જરૂર હતી ત્યાં એક ક્રૂર, સંકુચિત હૃદયનો અને નીચ સ્વભાવનો વ્યાઘ્ર વિરાજ્યો!

અલીવર્દીખાંએ પોતાના અન્ય દૌહિત્રોની ઉપેક્ષા કરી, ફક્ત સિરાજુદ્દૌલાને પોતાની પાસે રાખ્યો હતો અને તેને પોતાની સંભાળ નીચે ઉછેરતી વખત તેણે નિશ્ચય કર્યો હતો કે "સિરાજને જ મારા અવસાન પછી રાજ્ય મળે, એવી ગોઠવણ હુ કરીશ." જોકે અલીવર્દીખાંના હૃદયમાં એ બાબત ખાસ અગત્યની હતી, તોપણ તેના લાંબા આયુષ્યથી, સિરાજની આશાઓ પરિપૂર્ણ થવાનો વખત સત્વર આવ્યો નહીં; આથી તે રાજ્ય મેળવવા એટલો બધો આતુર બની ગયો કે, તેણે બંડ ઉઠાવ્યું. ઇતિહાસ જાણનારાઓને એ માહિત છે કે, અલીવર્દીખાંએ તે દાબી દીધુ, તોપણ, પોતાની સામે પ્રપંચો રમનાર પૌત્ર પ્રત્યે આ માયાળુ માતામહનો પ્રેમ ઓછો થયો નહીં. ઉલ્ટુ તેણે કહ્યુ કે "આ છોકરો, આગળ જતાં જબરજસ્ત થશે અને બંગ દેશની અશાન્તિના વખતમાં પણ તે પોતાની હકૂમત સારી રીતે જમાવી શકશે." તેનું આ ધારવું જોકે ખોટું હતું તો પણ તેને એમ સમજાવે કોણ? રાજ્ય મેળવવા માટે પૌત્રે અધીર બનીને જે માતામહના પ્રાણ લેવા પેરવી કરી, તે જ માતામહે તે પૌત્રને ભોળપણથી કહો કે શિશુપ્રત્યેના પ્રેમથી કહો—બંગદેશના રાજ્યાસન માટે લાયક ગણ્યો! અલીવર્દીખાંનુ એ પગલું પાછળથી ઘણુ જ અયોગ્ય વિચારાયું હતુ.

વખત વહેતાં, અલીવર્દીખાં પરલોક સિધાવ્યો; અને તે પછી ૪૦ દિવસ સૂધી નવ્વાબી રસમ મુજબ, શોક પાળવામાં આવ્યો. અમીર ઉમરાવ અને નાના ખંડીઆ રાજાઓને ત્યાં નોબત વાગતી બંધ રહી; શહેરમાં શાદી રામશની બંધ રહી અને આનન્દ ઉત્સવના પરિપાલનના પ્રતિબંધ થયા.

શોકનો ઉપર્યુક્ત સમય વ્યતીત થયા પછી, નવ્વાબ સિરાજુદ્દૌલાના સિંહાસનારોહણ માટે એક શુભદિન નિયત કરવામાં આવ્યો. મુર્શિદાબાદના નવ્વાબની જાહોજલાલી તે વખતે એટલી બધી હતી કે, રાજ્યદરબાર માટે જે મોટો અને વિશાળ મંડપ રચવામાં આવ્યો હતો તે બાંધવા માટે, લાંકડાંને બદલે સોનાચાંદીના સ્થંભો અને સાધારણ કપડાંને બદલે રેશમ અને મુખમલનાં કિંમતી વસ્ત્રોનો ઉપયોગ કરવામા આવ્યો હતો.

દરબારને દિવસે પ્રાતઃકાલથી નરનારીઓનો સમૂહ રાજ્યાભિષેકને લગતી થનારી ક્રિયા જોવા માટે, એ ભવ્ય મંડપ આગળ એકત્ર થતો ગયો. અનેક અમલદારો અને ઉમરાવોની ધમાલ થઈ રહી. ડંકા-

નિશાન, વાજાં, શરણાઈ વગેરેનો ઠાઠ જામી રહ્યો અને હથીઆર બંધ સિપાઇઓ પોતાના સુસજ્જ પોષાકમાં હારદોર ઉભા રહ્યા. રાજ્યભુવનમાંથી સિરાજુદ્દૌલા એક સરઘસ સાથે એ મંડપમાં આવી લાગ્યો. તેની ટટ્ટાર ચાલવાની ઢબ, તેનું ખડખચડું હૂંપદ ભર્યું મ્હોં અને તેની લાલચોળ આંખો ઉપરથી તેનો ક્રૂર સ્વભાવ તે જ વખતે જણાઈ આવતો હતો. ધીમેધીમે તેની સ્વારી મંડપ આગળ આવી પહોંચતાં, સિપાઇઓએ પોતાનાં શસ્ત્રો નમાવી તેને માન આપ્યું; તોપોએ સલામી આપી અને ગંભીર દેખાવથી અંજાયલા ભોળા બિચારા લોકો, "નવ્વાબનો જય" એમ પુકારી ઉઠયા."

નવ્વાબના સિંહાસનપર વિરાજ્યા પછી, ધર્મક્રિયા સહિત અને પરાપૂર્વથી ચાલતા આવેલા નિયમાનુસાર યોગ્ય રીતે તેનો રાજ્યાભિષેક કરવામા આવ્યો. તે પછી સરદારોએ એક એક તેની પાસે જઈ, તેને નમન કર્યું અને એ રીતે ઘણા વખતથી રાજ્ય માટે તલપતા આ યુવકને તખ્તનશીન કરવાની ક્રિયા પરિપૂર્ણ થઈ.

પરતુ વાચક! એ પછી જે કરુણાજનક બનાવ એ જ દરબારમાં બન્યો, તેને લીધે એ દરબારને રાજ્યાભિષેકનું સ્થાન નહીં પણ પાપસ્થાન અથવા તો નર્કસ્થાનની ઉપમા આપીએ તોપણ ઓછી છે. જે વખતે દરબારીઓ સિરાજને નમન કરી રહ્યા, તે વખતે તેણે ધર્મગુરુને પૂછ્યું: "હું હવે નવ્વાબ થઈ ચૂકયો કે?"

ધર્મગુરુએ ઉત્તર આપ્યો: હા જહાંપદનાહ! આજથી આપ, મહા પ્રતાપી અલીવર્દીખાંની જગ્યાએ સ્થપાઈ ચૂકયા અને મુર્શિદાબાદની આખી પ્રજા આપના પૂર્વજ તરફ જે દૃષ્ટિથી જોતી, તે જ દૃષ્ટિથી આપને હવે જોશે.

નવ્વાબ: ત્યારે હવે હું હુકમ કરી શકું ખરો કે?

મુખ્ય વઝીર: બેશક એકવાર નહીં પણ અનેકવાર.

નવ્વાબ: તો તુર્ત જ મારા શિક્ષક કુલીખાંને બોલાવો.

બધા સમજ્યા કે, નવ્વાબ પોતાના શિક્ષકને મોટો શિરપાવ આપશે અને પોતાને સદ્જ્ઞાન આપવા માટે તેનો આભાર માનશે; અને કુલીખાં પણ એ જ ધારણાથી તુર્ત જ નવ્વાબ સમીપ આવી પહોંચ્યો. દરબારીઓ એકી નજરે અને અતિ આતુરતાથી જોઈ રહ્યા કે, નવ્વાબ કેવે પ્રકારે પોતાના શિક્ષક પ્રત્યેની ગુરુભક્તિ બતાવે છે; પરંતુ નવ્વાબના પહેલા જ શબ્દથી તેમની બધી શુભ ધારણાઓનો નાશ થઈ ગયો. નવ્વાબે, વિહસિત વદને, નમ્રતા અને મૃદુતાથી બોલવાને બદલે એકદમ ક્રોધાન્વિત થઈ, અઘોર અને કઠોર સ્વરે કહ્યું: "હરામઝાદા! શું એ વખત તને ખબર નહોતી કે, એક દિન હું આ સિંહાસનપર બેસનાર છુ?" આ

શબ્દો શા કારણે કહેવામાં આવ્યા છે, તે બીજાઓ તો સમજી શકયા જ નહીં પરંતુ કુલીખાં તુર્ત જ સમજી ગયો. એ શબ્દો સાંભળતાં સમેત જ તેણે રાજસન્માનની આશા છોડી દીધી.

વાત એ હતી કે, કુલીખાંએ સિરાજુદ્દૌલાની શિષ્ય તરીકેની સ્થિતિને વખતે તેની સાથે કડકપણે કામ લીધુ હતું. જ્યારે સિરાજ પોતાને આપાયલા પાઠ બરોબર કરતો નહીં અને રમતમાં ધ્યાન આપતો ત્યારે ગુરુ કુલીખાં તેને મારતો, તેમ જ નઠારા નિશાળીઆને યોગ્ય બીજી કેટલીક શિક્ષાઓ કરતો. અલબત્ એ સર્વ, સિરાજના ભવિષ્યના લાભાર્થે તેને કરવાની ફરજ પડતી; પણ મૂળથી જ મહા ઇર્ષાખોર સ્વભાવના સિરાજે એ બધાનો બદલો પોતાના રાજ્યકાલમાં સૌથી પહેલી તક મળતાં વ્યાજ સાથે વાળી આપવાનો દૃઢ નિશ્ચય કરી મૂકયો હતો. જે વખત તેને સોટીઓ પડતી, તે વખત તે ઘણો ત્રાસી જતો; પરંતુ પોતાની પરવશતાને લીધે તે કાંઈ પણ કરી શકતો નહીં. હા! પોતાને પડેલી એ સોટીઓના બદલામાં તેણે આજ તરવારના ઘાથી પોતાના એક વારના ગુરુને દંડ આપવાનો ઠરાવ કર્યો હતો! કહો કે અત્યારે તે કુલીખાંને પોતાનો શિક્ષક નહીં, પણ શત્રુ ગણતો હતો.

થરથર કંપતા ઉભેલા કુલીખાંને તેણે કહ્યુ: "શયતાન! કેમ બોલતો નથી? એ વખતનું તારું જોર હવે કયાં ગયું? એ વખતની તારી સોટીઓ હવે તું કેમ અજમાવતો નથી. નાપાક! આજ હું તારો જાન લઇશ. જલ્લાદ સામે આવ."

તુર્ત જ જલ્લાદ તખ્તનિકટ ગયો. સિરાજે હુકમ કર્યો: "બસ, ઉડાવ આ બદજાતની ડોક! કર તેની કત્લ!!" કુલીખાંનાં મોતીઆં મરી ગયાં. તેનો શ્વાસ રુંધાઈ ગયો. ગાત્ર શિથિલ થઈ ગયાં. તે પરસેવે ગરકાવ થઈ ગયો. જાણે તેના દેહમાં આત્મા જ નથી એમ તેને લાગ્યું. તેણે નક્કી માની લીધું કે, આ કીનાખોર છોકરો મારો જાન લેશે એમાં નવાઈ નહીં. ખરે, એ ભયંકર વિચાર આવતાં તેણે મોતને પોતાની સમીપ ઉભેલું દીઠું. ઘણા કષ્ટથી તેણે "અલ્લા" નામનો પુકાર કર્યો કે જે સાંભળતાં આ વાઘ ત્રાડી ઉઠયો: "કયાં છે, કયાં છે, તારો બચાવનહાર અલ્લા? અહીંનો અલ્લા હું છું. બચ્ચાંઓને સોટીઓ લગાવતી વખત તેમની પીઠને, તેમના હાથને, શું તમે મોતની ડોક, લાકડાંના કટકા સમજો છો? તમને ચામડી હોય છે અને તેમને શુ પત્થર હોય છે? ચલાવ, ઓ મસ્તાન, ઝુકાવ ગર્દન. જલ્લાદ કર ઘા. આજ હું મારો કીનો પૂરેપૂરો લઇશ.

એ વખતે મિરઝાફર, રાજા રાજવલ્લભ વગેરે વૃદ્ધ અનુભવી અને માનનીય વ્યક્તિઓએ વિનીત ભાવથી નવાબને આજીજી કરી અને કુલીખાનો વાંક માફ કરવા કહ્યુ. પરંતુ એ જીદ્દી, સગર્દિન સખ્શે કોઇનુ માન્યુ નહીં. ઉલ્ટુ તેઓને ચોખ્ખુ સભળાવી દીધુ કે, "જો વધુ ગરબડ કરશો તો તમને પણ આ બદમાશની સાથે ઉભા રહેવા ફરમાવીશ" આથી પોતાના પ્રાણ જવાના ભયે તેઓ વધુ બોલી શકયા નહીં. જે જ નાદને કુલીખાનું શિર છેદવાનો હુકમ અપાયો હતો તે, આ શિક્ષક બચી જાય તો સારુ એમ ધારી ઉભો રહ્યો હતો તથા ઉપરના અમલદારોની અરજ વખતે હાથ જોડીને પોતે પણ જાણે તેમને પુષ્ટિ આપતો હોય, એમ દીનવદન સાથે ઉભો હતો. સિરાજ તેનો હેતુ કળી ગયા વિના રહ્યો નહીં તેણે તેને કહ્યુ જો તુ મારો હુકમ તામીલ કરીશ નહીં, તો ખુદ મારા હાથોથી તારા તથા આ બે નીના—મનેના ડોકા હું પોતે ઉરાડી દઇશ

આથી અન્ય કોઈ માર્ગ ન જોતા, જ નાદ, કુલીખાનો હાથ પકડી, તેને બહાર લઈ જવા લાગ્યો પણ નવાબે કહ્યુ "નહીં, એને બહાર ના લઇ જા અહીં મારા દેખતા જ તેની કત્લ કર!" ખરે, એ વખત શોક અને તિરસ્કારની લાગણીથી ઘણાખરા દરબારીઓ પોતાના નીચા નમાવેલાં માથા ઉંચા કરી શકતા ન હતા ઘણા ભયત્રસ્ત થઈ, પોતાનો શ્વાસ બહાર કાઢી શકતા ન હતા, ઘણાઓની આખો આસુથી તરબોળ થઈ ગઈ હતી અને એવી તદ્દન ચૂપકીદીને વખતે જલ્લાદની તરવારના એક જ સખ્ત ફટકાએ બિચારો નિરપરાધી ગુરુ માર્યો ગયો !

નિશ્ચલ નેત્રોદ્વારા પોતાની તરફ જોતુ કુલીખાનું કપાઈ પડેલુ શિર જોઈ, એ પાપી, ક્રૂર અને દુરાચારી સિરાજના મ્હોં ઉપર, એ વખતે ભયંકર હાસ્ય છવાઈ રહ્યુ હા! એવા ખવિસ દિલના આદમીઓ, શુ પ્રજાપાલક નામને લાયક ગણાય કે?

દરબારીઓ, અત્યારે, સ્તભિત થઈ ગયા હતા જોકે અત્યારે કોઈ કાઈપણ શબ્દ ઉચ્ચારી શકે તેમ ન હતું તોપણ સર્વ કોઇના હૃદયમા આ નવાબ માટે એક જ પ્રકારની લાગણી હતી અને એ બીજી કોઈ જ *જાતની નહીં, પણ અત્યંત ધિક્કારની હતી રહમ વિનાના*, આ બેહયા નવાબની પ્રચડ ક્રૂર આકૃતિએ અને જ્યારે દરબાર બરખાસ્ત કર્યો ત્યારે બધા દરબારીઓ તુર્ત જ એ કમકમાટ ઉપજાવનારા વધસ્થાનમાંથી ઘેર જતા રહ્યા! સિરાજે પોતાના રાજ્યાભિષેકનો પ્રથમ જ દિન, પ્રજામા અને અમલદાર વર્ગમા ભય અને ધિક્કારની લાગણી સાથે શરુ કર્યો !

કુલીખાંના મૃત્યુ પછી, તેના ધડ અને શિરને એક કોથળામાં બાંધી એક હાથી ઉપર ચઢાવ્યાં અને તે કબ્રસ્તાનમાં મોકલવામાં આવ્યાં. એમ કહેવાય છે કે-મુર્શિદાબાદના બજારમાંથી જ્યારે આ હાથી પસાર થતો હતો, ત્યારે તે અચાનક એક સ્થળે ઉભો રહી ગયો હતો. મહાવતે તેનું કારણ જાણવા માટે જ્યારે નીચે નજર કરી, ત્યારે તેને જણાયું કે, કોથળામાંથી થોડુંક રક્ત ટપકી રહ્યુ હતું અને હાથી પોતાની સુંઢથી તે સુંઘી રહ્યો હતો! અંકુશના સખ્ત પ્રહાર પછી હાથી ત્યાંથી ખસ્યો હતો અને કબ્રસ્તાનમાં જઈ પહોંચ્યો હતો; જ્યાં યથાવિધિ કુલીખાંને દફનાવ્યામાં આવ્યો હતો.

પણ ખરે, પ્રારબ્ધમાં જે લિખિત હોય છે, તે થયા વિના રહેતું નથી અને જેવી કરણી હોય છે તેવાં ફળ મળ્યા વિના રહેતાં નથી. એ સિદ્ધાંતનો પ્રત્યક્ષ દાખલો સિરાજને ત્યારે જ મળ્યો કે જ્યારે, તે પાપમય જિંદગી ગાળનાર પોતાના દેવરૂપ ગુરુને મરાવનાર, દોજખી શયતાન નવ્વાબના કંગાલ દેહનો અંત, મિરજાફરના પુત્ર મિરનના હાથથી થયો હતો! સિરાજના શિરચ્છેદ પછી ઉપરના જ હાથી મારફત તેના મૃતદેહને કબ્રસ્તાનમાં મોકલવામાં આવ્યો હતો જે વખતે, કહેવાય છે કે, એ હાથી બરોબર એ જ જગ્યાએ અટકી ગયો હતો કે જ્યાં કુલીખાંના દેહમાંથી રક્તપાત થયો હતો! અચંબા સાથે તે વખત ઉપરના જ મહાવતને માલુમ પડ્યું હતું કે, સિરાજુદ્દૌલાના દેહમાંથી તે વખતે ઝીણી રક્તધાર એ જ જગ્યાએ વહી રહી હતી અને હાથી તે સુંઘતો હતો!

ખરેખર, નિરપરાધી કુલીખાંની હત્યાનું વેર, આ પ્રમાણે લેવામાં વિધિએ ઘણું યોગ્ય કર્યું હતું!

---

## ઉમ્મરખાં અને ગેરીખાં

(લેખકઃ બારોટ દામોદર)

શહેર દિલ્હીમાં પાદશાહની રાજધાની હતી, પાદશાહ અલ્લાઉદ્દીન હતો. અલ્લાઉદ્દીન પાદશાહની રાસદમાં ઉમ્મરખાં અને ગેરીખાં એ બે ભાઇઓ હતા, અને તેઓ જાતના પઠાણ હતા. આ બે ભાઇઓ પાદશાહના ઘણા વિશ્વાસુ અને મોટા માનકારી અમીર હતા. પાદશાહ એમ સમજતો હતો કે, આ ઉમ્મરખાં અને ગેરીખાં એ બે અમીરો છે, તે મારા રાજના રખા છે. ઉમ્મરખાં અને ગેરીખાં પાદશાહના જેવા વૈભવ ભોગવતા હતા. આ સલામત પાદશાહને બેગમો પર હતી. તેમાં એક

બેગમ મોટી માનકારી હતી. તેના ઉપર પાદશાહની અત્યંત પ્રીતિ હતી. એ માનકારી બેગમને હમેલ હતો, તેથી પાદશાહ અને સર્વે પ્રજા આનંદમાં હતી, કે સલામત પાદશાહને ખુદા શાહજાદો આપશે. એમ કરતાં કરતાં પાંચ છ માસ વ્યતીત થઈ ગયા. તે દરમિયાનમાં પાદશાહ સલામતને એકાએક લાંબી મુસાફરીએ જવાનો વખત આવ્યો. પાદશાહે પોતાની રાસદ ભેગી કરી અને મુસાફરીમા જે જે અમીર અને નોકરોને લેવાના હતા, તેમને હુકમ ફરમાવ્યો કે, તમે તમારા સાહિત્ય રસાલા સાથે મારી સાથે આવવા સારુ તૈયાર થાવ. ત્યાર બાદ ઉમ્મરખાં અને ગેરીખાંને પોતાની હજુર બોલાવીને કહ્યુ કે,–હું લાંબી મુસાફરીએ જાઉં છુ, પણ તમારા વિના મને એક દિવસ ચેન પડશે નહિ. તેમ છતાં તમને સાથે લઈ જવા મારો વિચાર નથી. કારણ કે હું અને તમે જ્યારે સર્વ મુસાફરીએ જઇએ ત્યારે આ દિલ્લીની રાજગાદીનો બંદોબસ્ત કોણ રાખે? આ મારી ગાદીના જાપ્તાના માટે તમને અહીં મૂકું છુ, અને થોડા દિવસમાં હું પાછો આવીશ. આવો હુકમ પાદશાહે ઉમ્મરખાં અને ગેરીખાને કહી સંભળાવ્યો. આ બે અમીરોએ પાદશાહનો કરેલો હુકમ માથે ચડાવ્યો અને કહ્યુ કે;–"ખુદાવિંદ કીસી બાતકી ફીકર કરના નહિ." પાદશાહ તે સાંભળી ખુશી થયા અને બીજે દિવસે પાદશાહને મુસાફરી જવાનું નક્કી હતું, તેથી લાવલશ્કર તૈયાર કરી રવાના થવા તૈયારી કરી. માવતે પાદશાહની સ્વારીનો હાથી શણગારી તૈયાર કરી પાદશાહી ચોકમાં લાવી ઉભો કર્યો. સલામત પાદશાહ નીકળતી વખત જનાનામાં પધાર્યા અને જે માનકારી બેગમ હતી તેની પાસે જઈ કહ્યુ કે;–હું મુસાફરી ઉપર જાઉં છુ અને ત્યાંથી થોડા દિવસમાં પાછો ફરીશ. હું પાછો ફરું ત્યાં સુધી આપણા રાજનો તથા રાસદનો કુલ બંદોબસ્ત રાખવા સારુ ઉમ્મરખાં અને ગેરીખાને ખાસ ભલામણ કરી છે. આ બન્ને અમીરો મારા માનકારી છે, તેથી મારા વગર તેમને ફાવશે નહિ. માટે મારી ખાસ ભલામણ છે કે;–થોડા થોડા એટલે દશ દશ પંદર પંદર દિવસમાં એકાદ એકાદ વખત કોઈ કોઈ બગીચામાં મેફલ કરવી, અને નાચ મજરા કરાવવા, અને ઉમરખાં ગેરીખાં બે અમીરોને આમંત્રણ કરી તમારે બોલાવવા, એટલે રમત ગમતમાં દિવસ જાય. એવી બેગમ સાહેબને પાદશાહે ખાસ ભલામણ કરી પાદશાહે પોતાના લશ્કર સાથે મુસાફરી ઉપર પ્રયાણ કર્યું. તેઓ કુચપર કુચ, મુકામ કરી પોતાના દેશને જોતા જાય છે. એમ કરતાં કરતાં બસેં ત્રણસેં ગાઉની મુસાફરીએ પાદશાહ જઈ પહોંચ્યા. પાદશાહે કહેલું હતુ કે, થોડી મુદતમાં પાછો ફરીશ, પણ પાદશાહ કા મામલા કહેવાય! તે વિષે કહ્યું છે કેઃ–

દુહો—સમદર કેટલા ઘડુલા, અને મેરુ કેટલા શેર;
પાદશાહુંદા મામલા, એ તો દરીયાં હુંદા લહેર.

આ મુસાફરીમાં કેટલાક કારણથી પાદશાહને વધારે દિવસ રોકાવું પડ્યું. એ હકીકત એટલેથી બંધ રહી.

હવે અહીં શહેર દિલ્લીમાંથી સલામત પાદશાહને મુસાફરી ઉપર નીકળે વીશ દિવસ થઈ ગયા, એટલે બેગમ સાહેબને પેલી પાદશાહની કહેલી ભલામણ યાદ આવી. તેથી તેજ વખતે પોતાના ખાનગી વઝીરને બોલાવી કહ્યું કે-આપણા શહેરની બહાર કેશર બાગ છે, તે બાગમાં આવતી કાલે એક મોટી મેફલનો જલસો કરવાનો છે, અને ત્યાં ઉમ્મરખાં અને ગેરીખાંને આમંત્રણ કરી બોલાવવાના છે. માટે ખાણ ખાવાનો બંદોબસ્ત તે બગીચામાં કરવાનો છે, અને તેની સાથે તાયફા વિગેરેનો નાચ પણ ત્યાં કરવાનો છે. બેગમ સાહેબના ફરમાન મુજબ ખાનગી વઝીરે મેફલનો તમામ બંદોબસ્ત કેશર બાગમાં કરાવી દીધો. બીજે દીવસે સવારના પહોરમાં બેગમ સાહેબે પોતાના ખાનગી વઝીર સાથે ઉમ્મરખાં અને ગેરીખાંને આમંત્રણ કરાવ્યું. વઝીર હુકમ પ્રમાણે આ અમીરોને ત્યાં ગયો. આ બે ભાઇઓ, એક હવેલીમાં ભેગા રહેતા હતા અને એક બીજા ઉપર ઘણો પ્રેમ રાખતા હતા. આ બે ભાઇઓ પોતાના ખાનગી દિવાનખાનામાં કચેરી કરી બેઠા હતા. એ અરસામાં આ વઝીર ત્યાં જઈ પહોંચ્યો અને કહેવરાવ્યું કે-બેગમ સાહેબના વઝીરનું આવવું થયું છે. આ વાત સાંભળી આ અમીરોએ તુરતજ માનપૂર્વક વઝીરને પોતાના દિવાનખાનામાં બોલાવ્યો. વઝીર દિવાનખાનામાં આવી સલામ કરી બેઠો. અમીરોએ વઝીરની તબીયતની ખુશી હકીકત પૂછી અને પછી બેગમ સાહેબના પણ ખુશખબરીના સમાચાર પૂછ્યા. આ વાતચીત થઈ રહ્યા બાદ વઝીરે કહ્યું કે-નામદાર આજે કેશર બાગમાં મોટી મેફલ છે અને ખાણું પણ ત્યાંજ ખાવાનું છે. આ મેફલનો બંદોબસ્ત બેગમ સાહેબ તરફથી થયો છે, અને આપને આમંત્રણ કરવા સારુ બેગમ સાહેબે મને મોકલ્યો છે. માટે આપ આપની સોબત સાથે કેશર બાગમાં પધારવાનું કરશો. આ વઝીરની હકીકત સાંભળી આ બે ભાઈઓ આપસઆપસમાં એક બીજા સામુ જોઈ ગેરીખાં બોલ્યા કે-વઝીર સાહેબ! બેગમ સાહેબના ફરમાન અમકો શીરસા વંદ્ય હૈ. ઓર બેગમ સાહેબકુ અમારા બોત દુવા સાથ સલામ બોલના ઓર એસા કહેનાકે-આપકા આમંત્રણ પહુચા ઓર અમ ખાણા બી ખા ચુકે, યહ બાત કુછ ગુસ્સે હોનેકી હય નહિ. હમ કહેણેમે તો લાચાર હય મગર કહે બીના ચાલતા

નહિ હમ ઉસમે કહેણાઇ પડેગા. જબ બેગમ સાહેબકુ કહેના કે–સલામત પાદશાહ મુસાફરી ઉપર ગએહૈં, ઔર હમ પાદશાહકી બેઠકમેં બેઠને વાલે અમીરહૈ તબ યહ બગીચેકી મેફલમેં સલામત પાદશાહ તો હૈ નહિ. ઔર બેગમ સાહેબ મેફલ કરતે હૈ તો તીસ મેફલમેં કુચ અમેરા આનેકા જરૂરત નહિ હૈ વઝીર આ હકીકત સાંભળી ત્યાંથી તુરત જ ઉઠયો અને બેગમ સાહેબ પાસે આવ્યો. બેગમ સાહેબે કહ્યું કે–કયુ વઝીર, ઉમ્મરખા ઔર ગેરીખાંકુ ઇજન કીયા? વઝીર હાથ જોડીને બોલવા લાગ્યો કે–આપકા ફરમાન મુજબ મયને આમંત્રણ કીયા હૈ ઉમ્મરખા ઔર ગેરીખાંકા ઐસા કહેના હુવા કી–હમ તો પાદશાહકી મેફલમા બેઠનેવાલે હૈ ઔર- તોકી મેફલ ઔર બેઠક હોતી હૈ વહાં અમેરા કામ નહિ. વઝીરે બે વાતો વધારે કહી કે જેથી બેગમ સાહેબને અને આ અમીરોને પૂરેપૂરી દુશ્મ- નાવટ પડી. આ વઝીરની પૂરેપૂરી હકીકત સાભળી બેગમ સાહેબને એકદમ ક્રોધ ચઢી આવ્યો અને એવી જ રીતે મનમાં ધાર્યું કે, ઉમ્મ- રખાં અને ગેરીખાંનુ હવે નામ રહેવા દેવુ નહિ. સલામત પાદશાહ જે વખતે પાછા આવશે, તે વખતે હુ જાનથી તેમને મારી નખાવીશ ઓરો અબળા શુ નથી કરતી? એ વિશે કહ્યુ છે કે—

દુહો—મેન મકુ હરી હરકી કાઠી, અને જાસે બુધ તરીયાકી માઠી,
જો આપનો જાન્યો કરે, કે પ્રાણ તજકે આપે મરે.
નદી નાળાં ઋષી કુળા, કામન ને કમળાં;
એતાં અંત ન લીજીએ, ઘર વાછીએ કુશળાં.
ટાઢાં સીતળ વન ડહણ, જળ પથ્થર વહેરંત,
અબળા રુઠી જો કરે, જો દહી વાત ન કરત.

બેગમ સાહેબે આ ઉમ્મરખાં અને ગેરીખાની વાત મનમાં રાખી અને તે દિવસે કેશર બાગમાં ધારેલી મેફલનું કામ પૂરું કર્યું એ બગી- ચામા બેગમ સાહેબના આમંત્રણથી બીજા સરદારો ત્યા હાજર થયા હતા. તેમાં ખાણ ખાઈ નાચ મજરા સાથે સારો જલસો થયો હતો પણ ગેરીખાં અને ઉમ્મરખા તે મેફલમાં ગયા ન હતા. એમ કરતા કરતાં બેગમ સાહેબને પૂરા દિવસ થવાથી અને ખુદાતાલાની મરજીથી તે બેગમ સાહેબને શાહજાદાનો જન્મ થયો. આ વાત શહેર દિલ્હીમાં બહાર પડતાં સાથે, આખા શહેરમાં આનદ વર્તાણો. પાદશાહીમાં શાહજાનાં વાજા વાગવા માંડ્યાં, અને શહેરમાં લાખો રૂપિયાની ખેરીયત થવા માંડી તથા હજારો મણ સાકરો વહેંચાવા માંડી. શાહજાદાનો જન્મ થયો તે જ વખતે સાંઢણી સ્વાર તૈયાર કરી સલામત પાદશાહનો જે શહેરમાં મુકામ હતો, તે તરફ

સ્વાર વધામણી ખાવા સારુ રવાના થઈ ગયો. સાંઢણી સ્વાર દડ મજલ કરતો સલામત પાદશાહના મુકામે જઈ પહોંચ્યો અને સલામત પાદશાહને વરધી કહેવરાવી કે-દિલ્લીથી સાંઢણી સ્વાર આવ્યો છે અને તે આપ હજુર આવવા પરવાનગી માગે છે. એવી અરજ સલામત પાદશાહને મરજીદાને કહી તુરત જ પાદશાહે આ હકીકત સાંભળી મરજીદાનને કહ્યુ કે,-જાવ, દિલ્હીથી આવેલા સાંઢણી સ્વારને મારી પાસે રજુ કરો. હુકમ થતા બગાગ મરજીદાન પેલા સાંઢણી સ્વારને પાદશાહ પાસે લઈ ગયો. સ્વારે પાદશાહને હાથ જોડીને સલામ કરી અને કાગળનો ખરીતો કદમમાં રજુ કર્યો પાદશાહ સલામત ખરીતો પોતાના હાથમા લઇને માહેથી કાગળ કાઢી વાચવા માંડ્યો આ કાગળ શાહજાદાના જન્મની વધાઇનો હતો અને તેમા વિશેષ બેગમ સાહેબે પાદશાહને તુરત ઘેર તેડાવવાના સમાચાર લખ્યા હતા. પાદશાહ કાગળ વાચતા વાચતા ઘણો આનંદિત થયો અને ખુદા પાસે હાથ જોડી દુવા માગી શાહજાદાના જન્મની વધાઈ જાણી પાદશાહ વારંવાર ઘણો ખુશી થયો. ખુશી થવાનુ આ મોટુ કારણુ છે, એ વિશે કહ્યુ છે કે,-

દુહો—રણ જીતે કંકણ વધે, પુત્ર વધાઈ આવે;
એ તીન અવશર મર્વકે, કુણુ રંક કુણુ રાવ.

સલામત પાદશાહે તે જ વખતે સેનાપતિને બોલાવી હુકમ આપ્યો કે-લશ્કરની તૈયારી કરો કારણુ કે અહીંથી મુકામ કુચ કરી એકદમ દિલ્લી જવાનું છે. પાદશાહના ફરમાન મુજબ સરદારો અને લશ્કર પોતપોતાના રસાલા સાથે તૈયાર થઈ ગયુ પાદશાહ ત્યાંથી કુચપરકુચ મુકામ કરતા થોડા દિવસમા શહેર દિલ્લી નજીક આવી પહોંચ્યા અને દિલ્હીમા ખબર પડી કે સલામત પાદશાહની સ્વારી કાલે શહેરમા પધારવાની છે આવુ સાંભળી આખા શહેરમા ધામધૂમ થઈ રહી હતી અને બીજે દિવસે સલામત પાદશાહની સ્વારી જ્યારે શહેરમાં પધારી ત્યારે સલામીની તોપો ફૂટવા માંડી. તેના અવાજ એવા થવા લાગ્યા કે, જાણે ભાદરવા માસનો વરસાદ ગાજવા માંડ્યો હોયની. સલામત પાદશાહના સામૈયામા આ ગેરીખાં તથા ઉમ્મરખાં પોતાના રસાલા સાથે ધામધૂમથી ગયા હતા અને પાદશાહની મુલાકાત લીધી હતી. હવે તેમના ઉપર જે બેગમ સાહેબે કપટ ધારેલું હતું, તેની ખબર ઉમ્મરખાં અને ગેરીખાંને બિલકુલ ન હોતી. આ બન્ને ભાઇઓ ઘણા નેકબક્ષ અને હૈયાના ભોળા હતા. એમની કોઈ પ્રકારે બદદાનત ન હોતી. આ અમીરો પાદશાહની સ્વારીમાં સાથે સાથે રાજમહેલ સુધી આવ્યા હતા. સલામત પાદશાહની સ્વારી

ઉતરી સૌ લશ્કર તથા સરદારો પોતપોતાને મુકામે ગયા અને પાદશાહ જનાનખાનામા પધાર્યા, તેથી ઉમ્મરખાં અને ગેરીખા પોતાના મુકામે ગયા. પાદશાહની પ્રીતિ બેગમ સાહેબ ઉપર ઘણી હતી અને વળી શાહજાદાનો જન્મ થયેલો, તેથી પાદશાહ બેગમ સાહેબને વશ થયો. સલામત પાદશાહ જનાનખાનામાં જે વખતે ગયા, તે વારે બેગમ સાહેબને અને શાહજાદાને જોઈ પાદશાહ ખુશ થયો પાદશાહે બેગમ સાહેબના સામુ જોયુ કે તેમની આખમાથી દડદડ આસુ પડવા માંડ્યાં તે પાદશાહના જોવામા આવ્યાં. આ બનાવ જોઈ પાદશાહ ઘણા ઉંડા વિચારમાં પડી ગયો કે, બેગમ શા કારણથી રોતી હશે. વળી મનમાં એમ પણ લાગ્યુ કે, મેં કહ્યુ હતું કે-મુસાફરીમાંથી થોડી મુદ્દતમા પાછો ફરીશ અને મને વધારે મુદ્દત રહેવુ પડ્યું, તેની કઈ દીલગીરી હશે! એમ જાણી પાદશાહ બેગમને પૂછવા લાગ્યા કે-આજ બડા ખુશીકા દિનમેં દિલગીરીકા કારણ ક્યાહે? મુસાફરીકા મામલા હૈ ઇસ લીયે દો દિન જ્યાદામી લગ ગયે તો ક્યા હુવા? બેગમ સાહેબ બોલી કે-ખુદાવિંદ, ઇસ મુસાફરી કે વાસ્તે મેરેકું દિલગીરી નહિ હૈ મેરેકુ દિલગીરી દુસરી હૈ પણ વો બાત મૈં કહ નહિ શકતી. પાદશાહ બોલેકે એસી ક્યા વાત હૈ કે આપ નહિ કહ સકતી હૈ. જબ બેગમ કહેનેકુ લગી-સલામત આપકા મુસાફરીકે પર જાણા હુવા સારબાદ આપકે જો માનકારી અમીર ઉમ્મરખાં અને ગેરીખા જીસકા ઉપર આપકા ભરોંસા હૈ પણ વો અમીર બડે બદમાશ હૈ ક્યું ઇનિકે દીલમેં એસા થા કે આ સલામત પાદશાહને લડકા ન હોય તો અચ્છા. ક્યુકે લડકા ના હોય તો સબ રાજગાદીકે માલિક અપન હોઇ જાય. પાદશાહ ક્યા કર સકતાહે. જબ મેરે શાહજાદાકા જન્મ હુવા કે ઉસ રોજ ઇંહાંકી રાસદમેં ઓર સારા શહેરમાં બડા આનંદ હો રહાથા. મગર ઉમ્મરખાં ઓર ગેરીખાંકુ બડી ઉદાસી હોઈ રહીથી કે ખુદાને કયા કીયાકે પાદશાહકે લડકા હુવા. એવી વાત બેગમના મુખમાં સાંભળીને પાદશાહના શરીરનો રગ બદલાઈ ગયો અને પાદશાહ કહેવા લાગ્યા કે-બેગમ એ બાત સબ જુઠ હૈ. ઉમ્મરખાં ઓર ગેરીખાં મેરે ખાસ મરજીદાન અમીરહે મૈં ઉસકુ અચ્છી તરેહગી જાનતા હૂં. તુમ બાત કરતે હૈ વો સબ જૂઠ હૈ ઓર કોઈ દુશ્મનને આપકુ ખોટી હકીકત જાહેર કી હોગી. લેકીન ઉમ્મરખાં ઓર ગેરીખાંકુ કભી વૈસા બિચાર ઉત્પન્ન હોનેવાલા નહિ. ત્યારે બેગમે કહ્યુ કે-બંદેનવાજ આપ ખાત્રી કર લીજીએ. પાદશાહ બોલ્યો કે, કીસ તરેહસી ખાત્રી કરના? બેગમે કહ્યુ કે-ખુદાવિંદ શાહજાદાકા જન્મ હુવા હૈ ઓર ખુશાલીકા કુચમી ઇનામ અકરામ કીયા નહિ હૈ. જબ આપ એસા કરો કે સબ અમીર ઉમરાવ હૈ, વો સબકું આપ પાદશાહ

તરફથી ઇનામ હોના ચાહીએ, ઔર ઉમ્મરખાં અને ગેરીખાં એ દો અમી-યોંકા ઇનામ મેરી તરફથી હોના ચાહીએ. જો વો સબ ખુશાલીકા ઇનામ લેવેંગા ઔર ઉમ્મરખાં અને ગેરીખાં ઓ દો જણ કભી ઇનામ નહિ લેવેંગા તબ આપકી ખાત્રી હોઇગી કે-નક્કી બદદાનતહે. જો ઓ બાતમેં ખુશ હોયગા તો ઇનામભી લેવેગા. એ દાખલા પ્રત્યક્ષ હે યહ બાત સુણ કે પાદશાહને કબૂલ કીયા કે, બરાબર તુમેરા કહેના સચ હૈ. હમ ઇસી તરેહસી કલ બંદોબસ્ત કરેંગે. પણ પાદશાહને આ વાત બહુ અજાયબ લાગી કે-યાઃ ખુદા આ બાત ક્યા, કુચ ખરી હોયગી. ઉમ્મ-રખાં અને ગેરીખાં એસા ખરાબ આદમી નહિ હે. બેગમકા કહેના ઐસા હે પણ ઓ બાત ખરી ખુદા જાણે. આ પ્રમાણેની હકીકત બેગમે રાજાને કહી. હવે તે દિવસ તો વાતચીતમાં પૂરો થઈ ગયો. બીજે દિવસે પાદશાહે ઇનામની તૈયારી કરી. આ ઉમ્મરખાં અને ગેરી-ખાને ઇનામ આપવા સારુ બેગમ સાહેબે લાખ લાખ રૂપિયાની બે કુડકી બનાવી. આ કુડકનો દાગીનો છે, તે ઓરતને પહેરવાનો દાગીનો છે. આ દાગીનો મરદને પહેરવાનો નથી. આવો પેચ બેગમે રચ્યો, પણ તેની ખબર પાદશાહને પડી નહિ. એમ કરતાં કરતાં બે ચાર દિવસ વીતી ગયા. જે દિવમેં ઇનામનો મેળાવડો થવાનો હતો, તે દિવમે દરબાર ભર-વાનો પાદશાહે ઠરાવ કર્યો. હવે આ ઠરાવેલા દિવમે આમંત્રણ જવાથી સીતેર ખાન ને બહોતર ઉમરાવ તમામ ભેગા થયા. આજે પાદશાહ તરફથી ખુશાલીનું ઇનામ થવાનું હોવાથી પાદશાહે તમામ રાસદમાં જાસુદ મોકલ્યા અને કહેવરાવ્યું કે-આજે મોટો દરબાર ભરાવાનો છે, માટે પાદશાહ તરફથી આમંત્રણ છે કે સૌએ પધારવું દરબાર ભરવાનો વખત થયો, એટલે ખાન ઉમરાવ તથા બીજા લોકો તમામ આવવા લાગ્યા. તે વખતે સલામત પાદશાહને બેગમે બોલાવીને કહ્યું કે;-આપ તરફનું ઇનામ વેંચાય, તે સર્વે કચેરીમાં અને ઉમરખાં અને ગેરીખાંને ઇનામ મારી તરફથી તેમના મુકામે જવાનું છે. તે ઇનામના દાગીના પહેરી અને પછી એ બે ભાઇઓ કચેરીમાં આવે. બેગમનું એવું કહેવું સાંભળી પાદશાહ સલામત બોલે કે-બહોત અચ્છા, ઊસકા તુમ જાદેમાન કરતે હૈ. ઇસસે હમ બહોત ખુશી હૈ. એટલુ કહી સલામત પાદશાહ દર-બારમાં ગયા અને ત્યાં દરબારમાં સભા ભરાવા લાગી. પાદશાહના જનાન-ખાનામાંથી ગયા બાદ દાસીને બોલાવી ચાંદીનો થાળ મંગાવી પેલી સોનાની બનાવેલી કુડકી તે થાળમાં મૂકી, તેની ઉપર ભરગચ્ચીનો રુમાલ નાંખ્યો અને કહ્યુ કે-છોકરી (દાસી) આ થાળ લેઇને તું પેલા ગેરીખાં ઓર ઉમ્મરખાંના મકાનપર જા અને કહેજે કે, આજ સલામત પાદશા-

હની કચેરીમાં શાહજાદાના જન્મ ખુશાલીકા ઇનામ વહેંચાય છે. બધી રાસદને પાદશાહ તરફથી ઇનામ અપાવવાનું છે અને એ ઇનામનો મેળાવડો દરીખાનામાં થવાનો છે. પણ તમારે માટે બેગમ સાહેબ તરફથી ઇનામ-લઇને હું આવી છું. એ ઇનામ પહેરીને આપ કચેરીમાં ચાલો-એમ કહીને થાળ રજુ કરજે. દાસી આજ્ઞા પ્રમાણે બે ભાઇના મકાનપર ગઈ. આ વખત બન્ને ભાઇઓ દરબારમાં જવાની તયારી કરતા હતા. દાસીના હાથમાં થાળ લઇને ઉપરથી રુમાલ ઉપાડી જોયું તો અંદર કુડકાં જોઈ વિચારમાં પડ્યા કે, આ તો સ્ત્રીઓનો દાગીના છે તે મરદથી કેમ પહેરાય. આવો વિચાર કરી થાળ પાછી છોકરીના હાથમાં આપી કહ્યું કે-બેગમ સાહેબકુ અમેરા બહોત સલામ કહેના, ઓર એસા કહેના કે-આપકુ શાહજાદા ખુદાને દીયા તો અમ બહોત ખુશી હે. અમ ખાતે પીતે હે વો સબ અનાપ પાદશાહકા હે. લેકીન એ ઇનામ અમકું નહિ ચાહીએ. ઉમ્મરખાં અને ગેરીખાંનું કહેવુ સાંભળી લુંડી વાંથી પાછી ફરી, અને બેગમ સાહેબ પાસે આવી થાળ પાછો રજુ કર્યો. બેગમે ઉત્કંઠાથી પૂછ્યું કે, શા સમાચાર. દાસીએ મુજરો કરીને કહ્યું કે, અમીરોએ આ ઇનામ લેવાની ના પાડી છે અને પછી સર્વે વિગત યથાસ્થિત કહી. આ વાત સાંભળીને બેગમને ક્રોધ ચડ્યો. થાળ પોતાની પાસ રખાવી પાદશાહને બોલાવા મોકલ્યું. બીજી બાજુ વખત થવાથી દરીઆખાનામાં સૌ અમીર ઉમરાવ અને રાસદના તમામ નોકરો આવી ગયા. ફક્ત ઉમ્મરખાં અને ગેરીખાં પધાર્યા આવ્યા ન હોતા. બાદશાહ તેઓની રાહ જોતો હતો, એટલામાં બેગમ સાહેબની દાસી તેમને બોલાવા આવી. બાદશાહ કચેરીમાંથી ઉઠીને જનાનખામાં ગયો. બાદશાહને આવેલો જોઈ બેગમે પોતાના પ્રપંચની યુક્તિ લડાવી કહ્યું કે, ખુદાવિંદ આપ કહેતે થે કે, ઉમ્મરખાં ઓર ગેરીખાં મેરે ભરોંસાકા અમીર હૈ પણ દેખીએ શાહજાદાકી ખુશાલીકા ઇનામ મૈને લુડીકી સાથ ઉનકે મકાનપર ભેજાયા પણ વો ઉસને લીયા નહિ. ઓર વાપીસ કરદીયા તો ઇશ્વર રખા હૈ. ઇનામમાં મોકલેલી ચીજ કઈ અને શું છે તે બાદશાહ બીલકુલ પોતે જોતા નથી. કેમકે ભવિષ્ય ખોટું બનવાનું હતું. બનવા કાળ એમ જ બને છે. આ વાત સાંભળી બાદશાહે લુંડીને ફરી હુકમ કર્યો કે-તું જા ઓર ઇનકુ કહેના કે-સલામત બાદશાહે મને ભેજીહે સો એ ઇનામ લેના ઓર પેનકર કચેરીમેં ચલો. આ લુંડી બીજી વખત ઇનામનો થાળ ભરી કચેરીમાંથી ગઈ. ઇનામમાં શું છે, તે રાજા જોતા નથી. પણ વાટ જોઈ રહ્યા હતા. વખત થયો હતો, પણ ઉમ્મરખાં અને ગેરીખાં કચેરીમાં ગયા નહોતા. થાળ લઇને લુડી ઇનામ અમીરોની આગળ ફરી

રજુ કરી ફીર બોલી કે-ને ખુદ સલામત પાદશાહે મેરેકુ ભેજી હૈ સો એ ઇનામ લેકર પહેનો ઔર દોનુ ભાઈ કચેરીમેં ઝટ ચલો. આ બીજો હુકમ પાદશાહ ખુદનો સાંભળી આ બે અમીરો વિચારમાં પડ્યા કે આ હુકમ ખુદનો છે માટે પાછો ઠેલવો તે ઠીક નહિ. આ બે ભાઇઓમાં ગેરીખાં મોટા હતા. ગેરીખાંએ કહ્યું કે ઉમરખાં તમે મકાનમાં રહો અને આ ઇનામ મને પહેરવા દો. એવું કહી આવેલી લુંડીને બહાર ઊભી રાખી અને ગેરીખાંએ તે જ વખતે ઉમરખાંને કહ્યું કે-આ મારું માથું ઉતારી પાદશાહની કચેરીમાં મોકલો અને તમારી જરૂર પડે તો તમે પણ તેમ કરજો. એમ કહી ગેરીખાંએ પોતાનું માથું પોતાના હાથે કાપી નાંખ્યું. બાદ ઉમ્મરખાંએ તે મસ્તક લુછી અને પેલા બેગમના થાળમાં મૂકી રુમાલ ઢાંકી દીધો, અને આવેલી લુંડીના હાથમાં આપી ઉમરખાં બોલ્યા કે-બાંદી આ થાળ પરભારો પાદશાહના દરીખાનામાં લઈ જઈ અને પાદશાહને હાથોહાથ આપજે અને કહેજે કે, આ ગેરીખાં અને ઉમ્મરખાંએ ભેટ મોકલી છે. બાંદી થાળ લઈ ત્યાંથી ચાલી. તેને ખબર નથી કે તેમાં માથું મૂકેલું છે. આ થાળ લઈ બાંદી દરીખાનામાં દાખલ થઈ. ત્યાં તમામ દરીખાનું ભરેલું હતું. ત્યાં સતારોના તાર તુટતા હતા, પાતરે પાવ પલખ્યા હતા, ઢોકડા માથે થાપો પડતી હતી, તમામ દરીખાનામાં કડેકડું થાસતું હતું અને ચોપદાર લલકાર કરી રહ્યા હતા. પાદશાહ તખ્ત ઉપર બીરાજમાન થયા હતા, ચમ્મરના ઝપાટા થઈ રહ્યા હતા. શાહજાદાની ખુશાલીના ઇનામનો દરબાર હોવાથી પાદશાહ રંગમાં બેઠેલા હતા. તે અરસામાં આ બાંદડી થાળ માથે ઉપાડી દરીખાનામાં પેઠી. બાંદડીને જોઈ પાદશાહ વિચાર કરવા લાગ્યા કે-આ બાંદડી કયા લેકર દરબારમાં આતી હૈ. એટલામાં બાંદી તખ્ત પાસે આવી હાજર થઈ ગઈ અને બોલી કે-જીવી જહાંપનાં, દીન દિલ્લીકે પાદશાહ, વો ઉમ્મરખાં ઓર ગેરીખાંએ આપકુ ભેટ ભેજીહે. કયું કે મેં ઇનામ લેકર ઇનકે વાં ગઈ થી જબ ઇનામ સ્વીકારકે મેરી સાથ યહ ભેટ ભેજી હૈ. પાદશાહને કીયા બહોત અચ્છા નીચે રખ. જબ પાદશાહ બોલે, એ બાંદી કે ઉમ્મરખાં ઓર ગેરીખાં કયું દરબારમેં નહિ આયે? જબ બાંદીને કીયા-જી હજુર મીજે ખબર નહિ હૈ. એટલું કહી સલામત પાદશાહે પેલો થાળ હાથમાં લઈ રુમાલ ખસેડી જોયા બરાબર એકદમ ચમકી ઊઠ્યા અને નીસાસો નાંખી બોલ્યા કે-અલ્લા તોબા! એ કયા બડી ગજબકી બાત હોઈ ગઈ! આ કાપેલા માથાની પાસે થાળમાં કુડકા પડેલી હતી, તે જોઈ પાદશાહને ઘણો ખેદ થયો. અલ્લા, બેગમને બોત જુલમ કીયા, યહ ઓરતોકુ પહેરનેકી ચીજ

-નહિ. બેગમનું જોર શાહજાદાના જન્મ પછી વધારે વધી ગયું હતું. ગેરીખાંના મરણ પછી પાદશાહે બેચાર મહિના સુધી તેમની નીમનોક ઘેર બેઠાં પહોંચાડી હતી. આખરે બેગમે વજીરને કહી, આ અમીરોની રોજી બંધ કરાવી દીધી. આ વાતની પાદશાહને બીલકુલ ખબર ન હોતી. આનું જોવાપણું વાંચકે એટલું જોવાનું છે કે-મોટાંની પ્રીતિ આટલી કે જ્યાં સુધી સામાસામી નજર મીલાવ હોય ત્યાં સુધી, નહિ તો જુઓ કે આ ઉમ્મરખાં અને ગેરીખાં પાદશાહના ખાસ અમીર હતા. પણ ગેરીખાંના મરણ પછી ઉમ્મરખાંએ પાદશાહની મુલાકાત લીધી નહિ અને સામી રોજી બંધ કરી. પાદશાહે ઉમ્મરખાંને પછી યાદ પણ કર્યો નહિ. મોટા લોકોની ખાસ દોસ્તીનાં વખતે આવાં ફળ પણ ચાખવાં પડે, તેનો આ એક નમુનાદાર દાખલો છે. હવે આ ગેરીખાંના મરણ પછી થોડી મુદતમાં તેની સ્ત્રી પણ ગુજરી ગઈ હતી. ઉમ્મરખાં અને તેની સ્ત્રી બન્ને હયાત હતાં. આ વખતે ઉમ્મરખાંને કંઈ ફરજન ન હોતું. જ્યારે ગેરીખાંના મરણને ચાર પાંચ માસ જેટલી મુદત થઈ ત્યારે ઉમ્મરખાંએ વિચાર કર્યો કે, આજે તો પાદશાહની મુલાકાત સારુ જાઉં. અહીં બેગમે વજીરને કહી ચોકીપારાવાળાઓની સાથે એવો બંદોબસ્ત કરાવ્યો કે, કોઈ દિવસે ઉમ્મરખાંને સલામત પાદશાહની હજુર જવા દેવો નહિ અને આવે તો તેમને કહેવું કે, તમારી નીમનોક બંધ છે અને તેની સાથે તમારે દરબારમાં નહિ જવા દેવા પાદશાહનો હુકમ છે. પાદશાહ તમારી સલામ લેવાના નથી, એવું હજુરનુ ફરમાન છે. હવે આ ઉમ્મરખાં ઘેરથી તૈયાર થઈ પાદશાહની મુલાકાત સારુ દરબારના દરવાજે આવ્યો. પ્રથમ ઉમ્મરખાં દરબારમાં આવતો ત્યારે હજારો માણસો ઊભાં થઈ સલામો કરતાં અને પોતાની સુખદુઃખની વાત બાદશાહને પહોંચે તેમ નિવેદન કરતાં. તે ઉમ્મરખાંનો વખત એવો આવ્યો કે, કોઈ દરવાજામાં પણ રહેવા દેતા નથી. એવી વખત આવે તે વિષે કહ્યું છે કે;-

દુહો-સાંયાં અંખીયાં હેઠી, તો વેરી ખલક તમામ;
ટકુ એક ઝોલા મહેરકા, તો લાખુ કરે સલામ.

આ ઉમ્મરખાં ચોકી આગળ આવ્યો ત્યારે પહેરાગરી લોકે ઊભો રાખી કહ્યું કે તમને જવા દેવાનો હુકમ નથી. પાદશાહનું એવું ફરમાન છે કે ઉમ્મરખાંને દરબારમાં પેસવા દેવો નહિ. ઉમ્મરખાંએ વાત ખરી માની કે સર્વ હકીકત ખરી હશે. એમ જાણી પાછા વળ્યા અને શોકાતુર થઈ કહેવા લાગ્યા કે ખુદાકી મરજી. આ વાત પાદશાહ કંઈ પણ જાણતા નથી. હવે ઉમ્મરખાં પોતાના મકાનમાં બેસી રહેતા. ઉમ્-

રખાં હાથીના હોદા ઉપર બેસવાવાળો હતો, તેથી તેને દરબારમાં જવા ન મળવાથી ઘણું માઠું લાગ્યું. તે ગામમાં પોતાનું મકાન છોડી કોઈ ઠેકાણે ફરવા પણ જતો નહિ. આ ઉમ્મરખાંની નીમનોક મળતી બંધ થઈ, પણ તેણે પોતાનું ખર્ચ ઓછું કર્યું નહોતું. પેદાસ બંધ તેથી ખાવાની તંગી પડી. પૈસાનો જેમ જેમ તોટો પડતો ગયો તેમ તેમ ઉમ્મરખાંએ નોકર ચાકર વિગેરેનું ખર્ચ ઓછું કરવા માંડ્યું. છેવટ જે નોકર હતા, તેમને પગાર નહિ મળવાથી જતા રહ્યા. ઘરમાંથી નાણું ખુંટી ગયું ત્યારે ઉમ્મરખાં અને તેની સ્ત્રી સિવાય પાસે કોઈ રહ્યું નહિ. ગેરીખાંના મરણને આ વખતે બે ત્રણ વરસની મુદ્દત થઈ હતી. ઉમ્મરખાંની પણ આ વખતે વૃદ્ધ અવસ્થા થઈ હતી. બીજે રસ્તે કમાવાની શક્તિ ઉમ્મરખાંને બીલકુલ નહોતી. તેથી ખરચી માટે પૂરી તોટ હતી. આ ઉમ્મરખાંના ઘરમાં જૂની પાદશાહી વખતની ગેબ ઈલિમ નામની એક કિતાબ હતી. તે આ ઉમ્મરખાં કિતાબ વાંચતા હતા. જ્યારે કિતાબ વાંચતાં વાંચતાં આઠ માસ થયા, ત્યારે એ કિતાબમાં એવું અગમ સુઝી આવ્યુ કે–શહેરની બહાર દક્ષિણ બાજુ ઉપર એક મેદાન છે. તેના મધ્ય ભાગમાં કોટાંત રૂપીયાંનો ખજાનો ભરેલો છે. એ ખજાનામાં રૂપાનાણાથી સોનાનાણું વધારે છે. દાટેલી તમામ માલ મિલ્કતની હકીકત કિતાબમાં બરાબર નિશાની સાથે લખેલી હોવાથી ઉમ્મરખાંને ખબર પડી, એટલે મનમાં વિચાર કરવા લાગ્યો કે–જે વખતે પાદશાહ આગળ મારું ચલણ હતું, ત્યારે મને આ ખબર પડી હોત તો તે મકાનમાં બંગલો કરી જમીન મારે કબજે કરી ખજાનો ખુલત, પણ હાલ ઇલાજ નથી. તે અરસામાં ઉમરખાંની સ્ત્રી સગર્ભા હતી અને પ્રસુતનો વખત નજીક આવ્યો હતો, પણ આ વખતે ઉમ્મરખાંની એવી દુર્બળ સ્થિતિ હતી કે–ખાવાના પણ સાંસા પડતા હતા. પછી ઉમરખાંએ વિચાર કર્યો કે–વજીરનું ચલણ પાદશાહ આગળ વધારે છે, તો તેની પાસે જઈ આ હકીકત તેને કહું. જો કદાપિ તે વજીર જમીન પોતાના કબજે લઈ એ ખજાનામાંથી પૈસા કાઢી લેશે અને જ્યારે તેને કરોડો રૂપીયા મળશે ત્યારે લાખએલાખ રૂપિયા મને પણ આપશે, જેથી મારું ગુજરાન ચાલશે. એવો વિચાર કરી ઉમ્મરખાં ત્યાંથી ઉઠી વજીરના મકાને મળવા ગયો. વજીરના દરવાજા આગળ જઈ સિપાઈ સાથે કહાવ્યું કે–ઉમ્મરખાં આપને મળવા સારુ આવે છે. પેહેરેવાલે વજીરને આવી કહ્યું કે–સાહેબ ઉમ્મરખાં આપને મળવા સારુ આવ્યા છે. આ સાંભળી વજીરે વિચાર કર્યો કે–ઓહો પાદશાહની જોડે બેસવાવાળા અમીર હતા; પણ હાલ તેમના કેવા હાલ થયા છે. પણ ખેર મારા મકાનમાં આવ્યા

માટે મારે મળવું જોઇએ. એમ કહી ઉમ્મરખાંને વજીરે પોતાના બંગલામાં સારા માન સાથે બોલાવી વાતચીત કરી. પછી વજીરે પૂછ્યું કે, ઉમરખાં કેમ આપનું પધારવું થયું, ત્યારે ઉમ્મરખાંએ કહ્યું કે, વજીર સાહેબ! એક ખાનગી વાત તમને કહેવાની છે અને તેમાં તમારું અમારું હિત થાય તેવું છે. જ્યારે લાભની વાત આવી ત્યારે વજીરે કહ્યું કે, કહો, શું હિત થાય તેવું છે કહો. ઉમરખાંએ કહ્યું કે, આપણા શહેરથી બહાર એક મેદાન છે. તે મેદાનના મધ્ય ભાગમાં કરોડો રૂપિયાનો ખજાનો છે, એવી મને સૂઝ પડી આવી છે અને તે વાત તમામ ખરી છે. માટે તે જમીન કબજે લઈ તે નાણાં તમારા કબજે કરો; અને તમને મળ્યા પછી તમારી ખુશી મુજબ લાખ બે લાખ જેટલાં નાણાં મને પણ આપશો તો મોટો ઉપકાર થશે. અને આ આપેલી ખબર માટે આટલી રકમ આપવી આપને ભારે પણ નહિ પડશે. વળી એ રકમથી મારો નિર્વાહ નિર્વિઘ્ને ચલાવી શકીશ, એટલો મને પણ લાભ થશે. આ વાત સાંભળી વજીરે તુરત ગાડી જોડાવી તેમાં પોતે અને ઉમ્મરખાંને બેસાડી પેલા મેદાન ઉપર જગ્યા જોવા માટે રુબરૂ ગયા. ઉમ્મરખાંએ જગાનું મૂળ ઠેકાણુ બરાબર બતાવ્યું અને કહ્યું કે, આ ઠેકાણે કરોડો રૂપિયાનો ખજાનો ભરેલો છે. આ હકીકત સાંભળી વજીર કહે ઠીક. આ જગ્યા પાદશાહ પાસેથી માગી અને વરંડો બનાવી તેમાં બંગલો ચણાવી તમને ખબર આપીશ, એટલે તમો તુરત અહીં આવજો. આ વાત નક્કી કરી ઉમ્મરખાં પોતાને મુકામે આવ્યા. વજીર પાદશાહ પાસે ગયો. સલામત પાદશાહને અરજી કરી કહ્યું કે, ખુદાવિંદ, શહેરની બહાર એક હવા માટે બંગલો બનાવવાનો છે. જો આપનું ફરમાન હોય તો બનાવું. પાદશાહે હસીને કહ્યું કે, ઇસમેં કયા પૂછતાહે, જાવ તુમેરી મરજી હોય વહાં બંગલા કરવા દો. પાદશાહનો હુકમ થવાથી વજીરે તે બતાવેલી જગાએ વરંડો કરી તુરત બંગલો તૈયાર કર્યો. વજીરે બંગલો બનાવ્યા બાદ તે જગા ખોદાવી તો તેમાંથી ઉમ્મરખાંના કહેવા પ્રમાણે કરોડો રૂપિયાની ઝવેરાત નીકળી. વજીર આ દ્રવ્ય જોઈ ચકિત બની ગયો ને મનમાં વિચાર કર્યો કે, આહો, ઉમ્મરખાંને આ કયાંથી ખબર પડી હશે. હવે ઉમ્મરખાં ખરચીથી તંગ થઈ ગયેલો, તેથી વજીર શું કરે છે, તે દેખરેખ રાખતાં માલુમ પડ્યું કે, વજીરે બંગલો તૈયાર કર્યો છે. આ વખતે ઉમ્મરખાંની સ્ત્રી સગર્ભા હતી. તેથી ઉમ્મરખાંએ વિચાર કરી સ્ત્રીને કહી વજીરના નવા બંગલે ગયો અને દરવાજામાંથી કહેવરાવ્યું કે, ઉમ્મરખાં પરોણા આવ્યા છે. ખબર સાંભળ્યા બરાબર પોતાના બંગલામાં તુરત વજીરે બોલાવી લીધા અને એક હીંચોળા ખાટ ઉપર બેસાડ્યા. વજીરની

પાસે એક સીધી પેહેલવાન નોકર હતો. ઉમ્મરખાંને બેસાડી વજીરે વિચાર કર્યો કે, જે આ દ્રવ્યનો ખજાનો ઉમ્મરખાંએ મને બતાવ્યો, તે વાત ઉમ્મરખાં કદી પાદશાહને કહી દેશે તો? પાદશાહ ગુસ્સે થઈ મને મારી નાંખશે. તેથી ઉમ્મરખાંને અહીં મારી નાખવા. તે સારુ બંગલાથી થોડે છેટે એક ઓરડો કરાવ્યો હતો; તેમાં આ કામ પૂરું થતાં વધેલા ચુનાનો ગંજ કરેલો હતો. વજીરે પેલા સીધીને બોલાવી અને ખાનગી કહ્યુ કે, હુ કચેરીમાં જાઉં છુ. મારા ગયા બાદ આ ઉમ્મરખાં છે તેને આ ચુનાવાળા ઓરડામાં લઈ જઈ માથુ કાપી નાંખજે અને તે ઓરડાના ચુનાના ઢગલામાં દાટી દેજે. એટલુ કહી વજીર કચેરીમાં જવા તૈયાર થયો અને ઉમ્મરખાંને બોલાવીને કહ્યુ કે, ઉમ્મરખાં, આ સીધી મારો ખજાનચી છે. તે પેલા સામા ઓરડામાંથી જોઇશે તેટલો પૈસો આપશે. તમારે જોઇએ તેટલું દ્રવ્ય લેજો આ દ્રવ્ય આપવા ભલામણ સીધીને ઉમ્મરખાંની રુબરૂ બોલાવી કીધી અને ફરી વિશેષ કહ્યુ કે, ઉમ્મરખાંને પેલા ઓરડામાં લઈ જઈ તેમને જોઇએ તેટલી સોના મહોરો લેવા દેજો. એવુ કહી વજીર કચેરીમાં ગયો. તેના ગયા બાદ થોડીવારે સીધી ઉમ્મરખાંને પેલા ચુનાવાળા ઓરડામાં લઈ ગયો. ઉમ્મરખા ખુશીથી તે ઓરડામાં ગયો અને ચુનાના ઢગલા પાસે ઊભો કર્યો. ઉમ્મરખાં બોલ્યો કે, હે સીધી! તું કહેતો હતો કે, ખજાનો બતાવુ છુ, અને આ તો ચુનાનો ઢગલો પડ્યો છે. સીધીએ પોતાના પાસેથી ખંજર નામનું હથિયાર કાઢીને બતાવ્યું કે, તારા માટે આ ખજાનો તૈયાર છે. જ્યારે આ વાત જાણી ત્યારે ઉમ્મરખાં કહેવા લાગ્યો કે, હે સીધી! મેં આ વજીરનું કંઈ બગાડ્યુ નથી મેં તો કરોડો રૂપિયાનો ખજાનો બતાવ્યો છે. તેમાંથી આપવા પડે માટે મને મરાવે છે. જો એમ હોય તો મારે કંઈ પણ લેવું નથી. મને મારે ત્યાં જીવતો જવા દે. સીધી કહે કે તેમ નહિ બને. મને તો તને મારી નાંખવા ખાસ હુકમ આપ્યો છે, માટે હું તને માર્યા વગર મૂકનાર નથી. ઉમ્મરખાંએ નક્કી કર્યું કે, આ હરામખોર નક્કી મને મારશે. એવુ જાણી ઉમ્મરખાંએ સીધીને કહ્યુ કે, હે સીધી! મને ભલે માર, પણ એક મારુ કામ તું કરજે. આ હરામખોર વજીર મને મુવા બાદ તને જે દ્રવ્ય આપે, તે તું મારી ઓરતને આપી આવજે અને મારી ઓરતને કહેજે કે, તને હમેલ છે. ખુદાતાલા તને દીકરાનો જન્મ આપશે તો તે દીકરાનું નામ બદરૂ ચુમેર પાડજે. આટલા સમાચાર તું મારી ઓરતને નહિ કહે તો આગળ ખુદાતાલાની દુરગામાં પલ્લો પકડી તારો ઇન્સાફ લઇશ. એટલું કહી ઉમ્મરખાં હેઠો બેઠો કે, પેલા સીધીએ તુરત માથામાં ખંજર મારી માથું કાપી નાંખ્યુ. આ વખતે ઉમ્મરખાંની વૃદ્ધ અવસ્થા

હતી અને તેમની પાસે હથિયાર પણ નહોતું. ખુદાની મરજી તેવી હશે. વજીર સાંજે મકાનમાં આવી સીધીના મોઢેથી ઉમ્મરખાંને મારવાના સમાચાર સાંભળ્યા પછી સીધીને તે વજીરે રૂ ૨૦૦) બસો આપ્યા અને કહ્યું કે, આ રૂપિયા તું ઉમ્મરખાંની ઓરતને આપી આવ અને કહેજે કે, ઉમ્મરખાંને નોકરી ઉપર દાખલ કરી લાંબી મુસાફરી ઉપર મોકલ્યા છે. તેથી તમોને ભેગા થવા આવ્યા નથી. પેલા રૂપિયા લઈ સીધી ઉમ્મરખાંને ત્યાં ગયો. જઈને પેલા બસો રૂપિયા આપ્યા. સ્ત્રીએ કહ્યું કે, મારા મીયાં ક્યાં છે, ત્યારે તેને કહ્યું કે, તેમને નોકરી ઉપર દાખલ કરી મુસાફરીએ મોકલ્યા છે. અને વજીરે આ બસો રૂપીયા તમને આપવા તથા સમાચાર કહેવા મોકલ્યો છે. મને નીકળતી વખતે મીયાં સાહેબે કહ્યું છે કે, મારી સ્ત્રીને કહેજે કે, મને પાછો આવતા ઘણી મુદત થાય અને તમને દીકરો થાય તો તેનું નામ તમે બદરૂમુનેર પાડજો. એવું મીયાં સાહેબે મને કહ્યું છે. એટલું કહી સીધી પાછો ઘેર આવ્યો. ઉમ્મરખાંની સ્ત્રીને આ વાત કેટલીક ખરી અને કેટલીક ખોટી લાગી. એમ કરતાં આ બાઈને નવ માસ પૂરા થવાથી તેને દીકરો જન્મ્યો. આજ સુધી ઉમ્મરખાંનો કાગળ નહિ હોવાથી બાઈ બહુ દિલગીર થઈ. પછી દીકરાનું નામ પેલા સીધીના કહેવા પ્રમાણે બદરૂમુનેર પાડ્યું. છોકરો તેજસ્વી હતો. આ વખતે બાઈની સ્થિતિ ઘણી નરમ હોવાથી ખાવાપીવા ખરચીની ઘણી તંગી હતી, પણ છોકરાને તેના પ્રમાણમાં સારી રીતે સાચવતી હતી. એમ કરતાં આ છોકરાની ઉમર ૭ સાત વરસની થઈ, એટલે તેને મોલવી પાસે ભણવા સારુ બેસાડ્યો. તે મોલવી પાસે મોટા મોટા અમીર લોકોના ત્રીસ છોકરા ભણતા હતા. તેમાં આ છોકરો બુદ્ધિનો સારો હતો, તેમ જ તે રૂપાળો પણ હતો. દ્રવ્ય વગર બધા ગુણ તેમાં હતા. અહીં ભણનાર નિશાળીયા તેને બાંધવ જેવો ગણતા. તેમણે એક વખત એવો વિચાર કર્યો કે, વારા ફરતી દરેકે એક એક મીજબાની કરવી. તે વાત સૌએ કબૂલ રાખી. મીજબાનીઓ કરવા શરુ કરી, તેમાં આ બદરૂમુનેર ખાણું લેવા જતો હતો. એમ કરતાં બે છોકરા પછી તેનો વારો આવવાનો હતો. એટલે તે દહાડે બદરૂમુનેર ભણીને ઘેર આવ્યા પછી ખાવા બેઠો નહિ. ત્યારે તેની માએ પૂછ્યું, 'બેટા આજ ખાણા કયું નહિ ખાતા.' બદરૂમુનેર બોલ્યો, 'મા, હમ ભણને વાલે ત્રીસ છોકરે દોસ્તાર હુવે હૈ. ઓર એક મોલવી સાહેબકી પાસ અમ સાથ પઢતે હૈ. ઓ સબને વારે ફરતી મીજબાની કરનેકા ઠરાવ કીયા હૈ. સબકી મીજબાની હો ચૂકી હૈ. અબ સબ મીજબાનીમેં ખાણેકું જતે થે. તો આવતે આતવાર કે દિન મેરી મીજબાનીકા વારા આતા હૈ. જબ મેરેકુ મીજબાની કરની પડેગી. તો

જરૂર ચાળીસ રૂપિયેકી જરૂર પડેગી, એત્તા ખરચ લગેગા.' આ વાત સાંભળી ઉમ્મરખાંની સ્ત્રી રોવા લાગી અને બોલી; 'બેટા! ચાળીસ રૂપિયે તો નહિ પણ ચાળીસ પાયાંભી મેરી પાસ નહિ હૈ. જબ દિન યા તીસ દીન પાદશાહાંકી બરાબર દૌલત ઔર વૈભવ ભોગવતે થે. પણ ઈસ વખત તો ખુદાતાલાને સબ ફના કર ડાલા. જબ ખુદાકી મરજીકી બાત હૈ, અપના જોર નહિ.' માની વાત સાંભળી બદરચુમેર રડવા લાગ્યો. બદરચુમેરકા રડના દેખકે ઇસકી મા બહોત ગીરગીર હુઈ. ઔર કહેનેકુ લગી; 'બેટા મત રોના. તેરા રોનેસે મેરા કલેજા કટ જાતાહૈ. લડકેને કીયા, મા, મેરેકુ એસી ખબર હોતી તો મેં ઓ મીજબાનીમેં કભી ખાનેકુ જાતા નહિ. એક એક ફેરી તો મેં સબકે વાં ખા આયા હું. તો એક વખત મેરેકુ મીજબાની કીયા બીન છુટકા નહિ હૈ. ફીર કભી નહિ જાઉંગા.' લડકેકી બાત સુણકે માને કીયા, 'બેટા! દુસરા તો કુચ નહિ હૈ. લેકીન એક જૂના બખતકી કિતાબ અપના ઝરુખાકી ઉપર હૈ વો તેરા બાપ એસા બોલતા થાકે દુનિયામેં એસી કિતાબ નહિ હૈં. એ કિતાબ તેરા બાપુ બહોત વાંચતે થે. ઔર ઓ જીસ દિનસે વજીરકે વાં ગયા ઔર વજીરકે વાંસે સમાચાર મીલા કે ઇનકુ પાદશાહને નોકરી દેકે કુચ મુસાફરીએ ભીજ્યે હેય. ઓ દિન તેરા જનમ નહિ થા. ઓ દિનસે આ કિતાબ પડી હૈ. તો એ દિનસે ઓ કિતાબ પે ગોર સાંપ રહેતા હૈ જો અબ ઓ સાંપ જતા રહા હોગા તો તુમ દેખકે એ કિતાબ લેકર શહેરમેં બડે બડે મોલની પાસે જાકર બેચેગા તો કોઈ તરેહ રૂપિયા પચાસ તુજે દેગા.' આ વાત નક્કી કરી બીજે દિવસે સવારમાં આ છોકરો પોતાની મેડી ઉપર ચઢી ઝરુખે જોયું તો અભરાઈ ઉપર કિતાબ પડી હતી અને તેના ઉપર ઘોર સાપ ફેણ ચઢાવી બેઠેલો જોયો. છોકરે વિચાર કર્યો કે, હવે આ જીવવા કરતાં મરવું તે સારું. કારણ કે, ઘરમા ખરચી માટે પાઈ પણ નથી. ઘરમાં હોયા વગર મારી મા ક્યાંથી મને રૂપિયા આપે? છોકરો બોલ્યો કે—ખુદાને ઓ અચ્છા જોગ મીલાયા હૈ, કયુ કે એ સાંપકુ મેં પકડકે કિતાબ લેઉંગા ઔર એ સાંપ મેરેકુ કાટેગા ઔર મેં મર જાઉંગા તો સબ છોકરા એસા બોલેગા કે ઓ નહિ મરતા તો સબસી અચ્છી મીજબાની કરતા. એસી મેરી બાત રહે જાયગી. એસા બિચાર કે બીસમીલ્લા કરકે કિતાબપર હાથ ડાલા તો ઓ જો ગોર સાંપ થા, ઇસકા સોનાકા લંગર હો ગયા. છોકરા ઉઠ કે માકી પાસ રાજી હોકર ગયા ઔર બોલે કે—મા કિતાબપર ઓ સાપ થા ઉનકા તો સોનાકા લંગર હો ગયા. મા બોલી; 'બેટા! ઉસકુ વટાકે તુમ અચ્છી મિજબાની કરો' ફીર ઓ લંગરકુ કાટકે ટુકડા કરકે

શરાફ કે વાં વેચ્યા. ઇસકા રૂપિયા લેકર ઘેર આયા. દુસરે દીન મિજ-બાનીકા વારા થા. જે રીનાજ મુજબ જે ઠેકાણે મિજબાની થતી હતી, તે ઠેકાણે સારી ધામધૂમથી મિજબાની કરી તેથી બધા છોકરા ખુશી થયા અને બોલ્યા કે, સૌથી આજે બદરુ સુમેરે સારી મિજબાની કરી. સાર પછી એ બદરુ સુમેરકુ કિતાબ વાંચનેકા શોખ લગા ઓર ખાનપા નમે આનંદ હોવા, કયુ કે એ ગ્નાનેકી કીંમત બહોત અણી ઉપ-જથી, ઉસ કારણસે એ સુખી થે એ છોકરા કિતાબ પઢતે પઢતે એ ઇનકા બાપ ઉમ્મરખાને જે કિતાબમેંથી એ વજીરકુ ખજાના બતાયા થા વો હકીકત વાંચને વાંચને કિતાબમેં આઈ કે એ ખજાના મેરે બાપને વજીરકુ બતાયા હૈ. તો વો હરામજાદા વજીરને બદ દાનત કરકે મેરે બાપકુ મારતો નહિ ડાલે હૈ. ઐસા વિચાર કરકે કિતાબમેં વાંચ-નેકુ લગા તો ફીર આગળ વાંચનેમી સબ હકીકત માલૂમ પડી કે એ વજીરને મેરા બાપકુ ઇસકા બંગલાકી ઓરડીમેં સુનાકા ઢગલેમેં મારકે કડકા કરકે રખ ડાલે હૈ ઇસ બંગલેકે બગીચેમેં એક સાપકુ માળીને મારકે રખ ડાલે થે. ઓર એ વિના બગીચામેં કયા કયા હકીકત હુઇ, વો સબ ઇસ કિતાબ પરસી દેખનેમે આ ગઇથી. ઉમ્મરખાકુ વજી-રને માર ડાલા હૈ, એ બાત તેને સબ જાણી મગર ઇસકી માકુ કીયા નહિ વિચારકે એકદમ ઉઠકે વજીરકુ મીલનેકુ ઇનકા મકાનપે ગયે. બપોરકા વખત થા, ઇસ કારણમે મકાનકા દરવાજા બંધ થા. દરવાજા આગળ જઈ પોકાર કર્યો કે—દરવાજા ખોલો. અમેરેકુ અંદર આના હૈ. અવાજ સુણકે—માળી દરવાજા ખુલનેકુ આયા. તબ એ બદરુસુમેરને કીયા કે—માળી! તું દરવાજા સંભાળકે ખોલ કયુ કે યહ બગીચામેં તેને સાપ મારા હૈ. ઇસકી સાપણ તેરેકુ કાટનેકી રાહ દેખ કે દરવાજાકી બાજુપે અંદર આનેકુ તૈયાર હોકર છુપ રહી હૈ માળીને દેખા તો સાપણ વા તૈયાર પડીથી. માળીને સાપણસે બચકે દરવાજા ખુલ્યા. ફીર સાપણકુ પકડકે બડી દૂર ફેંક દી. વાં તલક બદરુસુમેર દરવાજામાં ખડા રહ્યા હતા. સાપણકુ ફેંકકે માળી આયા ઓર પુછને લગા કે તુમેરા ઉધર આણા કયું હુવા? લડકેને જવાબ દીયા કે, વજીરકી સાથ મેરે મુલાકાત કરતી હૈ. એ વાત માળીને જાકે વજીરકુ કીયા કે, એક મુસલમાનકા લડકા આયા હૈ. લડકા બડા ખૂબ સૂરતકે. ઓર ઇલમમેંભી પૂર હૈ. કયુ કે મેને કલ બગીચેમેં સાપ મારા થા એ વાત ઇસને બહાર ખડે ખડે કહ દીયા. વજીર યહ વાત સુણકે તુરત બદરસુમેરને અપને બંગલેમેં બોલાયા. ઓર બડા માનકી સાથ બેઠાયા. ફીર પુછને લગે કે, લડકે તુમ કહાં રહેતેહો. બદરુસુમેરને કીયા કે રહેનેકા ઠેકાણા હય નહિ. અબ તુમેરી પાસ નોકરી

કે ઇરાદેસી આયા હૈ ઓર ઇલમભી સારા જાનતા હું. વજીરને પૂછા કે, કયા ઇલમ જાનતે હો. છોકરેને જવાબ દીયા કે, ગેબ વાત સબ મેરેકુ માલૂમ પડતી હે વજીરને કીયા કે, આ મકાનકી ગેબ વાત કયા હે સો તુમ કહો. જબ બદરુચુમેરને કીયા કે, ઓ મકાનમેંમે તેરેકુ કોટાંત રૂપિયાકા ખજાના મીલ્યા હે. વજીર એ સુણકે વિચારમાં પડા કે, કભી ઓ લડકા પાદશાહકી પાસ જાકે મેરી વાત સબ કહેગા તો! પાદશાહ મેરેકુ માર ડાલેગા યહ કારણસે ઓ લડકાકુ માર ડાલના બહોત અચ્છા હૈ. લડકાકુ બેઠાકે બંગલાસે બહાર નીકલ કર ઓર ઉસકા નોકર સીધીકુ બોલા કે કીયા કે, ઓ ચુનાકી કોટડીમેં જાકે ઓ લડકાકુ માર ડાલના. મય ઓ લડકાકુ છોડકે બહાર જાતા હું. એસા કહ કે વજીર પીછા બંગલામેં આયા ઓર બદરુ ચુમેરસી બોલને લગા કે— તુમ ઇહાં રહો મેં જરા દરબારમેં જાકે આતાહું. ફીર આકે હમ તુમેરેકુ નોકર રખેગા. એસા કહકે વજીર દરબારમેં ગયા. જબ સીધીને બદરુચુમેરકુ બોલાયા ઓર કહને લગકિ—આવોજી હમ તુમકુ બગીચા દેખાવે. એસા બોલકે બદરુચુમેરકુ ઓ ચુનેકી ઓરડીકી અંદર લે ગયા. લડકા ખુશીસે અંદર ગયા. ઓરડામેં ખડા કરકે તલવાર નીકાલી સીધી બોલા કે—તેરેકુ મેં મારંગા. કયું કે એસા વજીરકા હુકમ હે. યહ સુણકે બદરુચુમેર બહોત હસનેકુ લગા. સીધી વિચારમેં પડા. લડકા કાયકો હસતા હે. બદરુચુમેરને જવાબ દીયા કે—મેરા બાપકુ તેને મારા હે. ઓર મારકે ઓ ચુનામેં દાટ્યા હે. હમ ઓ ઉમરખાંકા લડકા હું, ઓર મેરેકુ બી તું મારતાહે. હસનેકા કારણ એસાહે કે આખરકે ભવમે તુ ઘોડા હોને વાલા હૈ. વો વખત મેરા બાપ ઓર મેં એ દો તેરીપર સ્વારી કરને વાલે હૈ. તો મેરેકુ એ હસના આતા હે કે અબ દો કીસ તરેહસી તેરેપે બેઠેંગે. એ વાત સુણ કે સીધી પોતાકી મનમેં કાંપ ગયા કે કયા ગજબકી વાત. જબ ફીર બદરુચુમેરને કીયા કે, ઓ સીધી! તુ એ વજીરકી લડકી ઉપર આશક હુવા હે, એસા મેરેકુ માલુમ પડતા હૈ. જો કભી મેરેકુ તું જીવતા રખેગા તો ઓ દીનસે એક માસમેં તેરી સાદી વજીરકી લડકી સાથ જરૂર કરુંગા અને મેરેકુ મારેગા તો તેરેકુ કુચ મીલને વાલે નહિ. ઓર એ કમબખ્ત વજીરકુ એક માસ ઉપર મેરી જરૂર પડેગી. જબ ઓ વજીર તેરેકુ કહેગા કે ઓ લડકાકુ લાવ. નહિ લાવેગા તો તેરેકુ માર મારને લગ જાયગા. જબ તુ મેરા મકાનપે બોલાણેકુ આણા. સીધીને સબ વાત ખરી માનકે બદરુચુમેરકુ મકાનસે બહાર કર દીયા બદરુચુમેર પોતાકા મકાનપે આ ગયા. સામકુ વજીર દરબારમેંસે આયકે સીધીકુ પૂછને લગા કે—લડકાકુ માર ડાલા? સીધીને કહા

કી હો માર ડાલો. દુસરે દીન પાદશાહકુ એસા ખુશાલ (સ્વપ્ના) હુવા. ઇસમે એક અજાયબ વાત દેખનેમેં આઈ. સો બાત કયા થી કે જાણે બાવન પ્રકારકી ખાણેકી ચીજે જૂદા જૂદા થાળમેં રખીતી. સબ ખાણા પાદશાહને દેખા ઇસમે એક સોનેરી હલવાકા ખાણા પાદશાહને પસંદ કીયા. ખુશ હોકે ઇસમેંમે એક નવાલા ઉઠાયા. સામેં એક કાલા કુત્તા આયા. આકે ઝડપ મારકે પાદશાહકે હાથમેંસે ઓ નવાલા ગીર ડાલા. ઇસ દરમીયાનમેં પાદશાહકી આંખ ખુલ ગઈ ફીર છપનાકી વાત પાદશાહ ભૂલ ગયા. ફજરકી પહોરમેં બડા દરીખાના ભર્યાં. ઓર પાદશાહ તખતપર બેઠા. ઓર પાદશાહને કીયાકે–સબ ખાન ઉમરાવ હાજર હે? સો સબ બોલે કે જી નીવાજ હાજર હૈ. જબ પાદશાહ બોલે કે, મેરેકુ ગઇ રાતમે કુચ સપના આયા. વો મય ભૂલ ગયા હું તો તુમ સબ કહો કે મેરેકુ રાતમેં ક્યા સપના આયા. સબને હાથ જોડકર કીયા કે ખુદાવિંદ એસી ગેબ વાત તો વજીરકુ પુછો, ઓ સબ કહેગા. પાદશાહને કીયા, ખરી વાત હે ઔર વજીરકુ પૂછા. વજીર, સપના ક્યાથા તુમ કહો. જબ વજીર બોલા કે બંદે નિવાજ, એક માસકી મેતલ દેઓ. એક માસકી અંદર મેં કહુંગા. પાદશાહને કીયા, બહોત અચ્છા. દેખ એક માસ પૂરા હોવે પીછે નહિ કહો તો મેં તુજે માર ડાલુંગા. કચેરી બરખાસ્ત કર દીયા. ફીર વજીર આપકે મકાનપે આયા. યું કરતે કરતે એક માસ પુરા હો ગયા. વજીરકુ કયા ખબર પડે કે પાદશાહકુ કયા સપના આયા હે. વજીર તો બહોત આફતમેં આ ગયે. વિચાર કરતે કરતે ઓ લડકાકી યાદગીરી આઈ. ઇસી વખત ઓ સીધીકુ બોલાયા ઓર કીયા કે–એક માસ ઉપર મુસલમાનકા લડકા આયા થા. વો કીધર હે? ઇસકુ અભી બોલાવ. સીધીને કીયા, સાહેબ, આપકા હુકમસે મેને તો માર ડાલા, અબ ક્યાંસી લાઉં? વજીરને કીયા, કમબખ્ત, અબ લાવ નહિ તો તેરેકુ માર ડાલુંગા. મેરેકુ ઓ લડકેકી જરૂર હે. એસા બોલકે વજીરે સીધીકુ જોરસે એક ફટકા માર દીયા. સીધીને કીયા કે, સાહેબ, મત મારો મેં લડકા લાતાહું સીધી વાંથી આય કે ઉમ્મરખાં પઠાણકા મકાનમેં ગયે. બદરૂમેર વાં બેઠા થા. સીધીને જાકે સલામ કીયા ઓર કહેનેકુ લગ ગયા કે, આપજો કહેતે થે સો હકીકત બની આપકુ વજીર સાહેબ બોલાતા હૈ, તો આપ ચલો. યહ બાત સુણકે બદરૂમેર ખુશ હુવા ઓર કીયા કે ચલો. સીધીકી સાથ સાથ વજીરકે મકાનપે ઓ લડકા આ ગયા. વજીરે બદરૂમેરકુ દેખ્યા. દેખકે ખુશ હુવા કે અબ મેરા જાન જરૂર બચેગા. બદરૂમેરકુ બડા માનકી સાથ બંગલામેં બોલાયા, બોલાકે પાસ બેઠાયા. બદરૂમેરને કીયા કે–વજીર સાહેબ, મેરેકુ કયું બોલાયા? જબ વજીર બોલા કે, બદરૂમેર!

પાદશાહકુ એક માસકી ઉપર રાતકી નીંદમેં એક તુમાસા દેખનેમેં આયા. તો ઓ ક્યા તુમાસા હોગા યહ પાદશાહ ભુલ ગયે હે. ઓર મેરેકુ પુછના હે તો ઓ તમાસા ક્યા હોતા, સો ઓ કહેનેકી જરૂર હે. બદરુચુમેરને કીયા કે, ઇસમે ક્યા બડી વાત હે. ઓ વાત મેં કહુંગા. જબ વજીરે બદરુચુમેરકુ પોતાકી પાસ રખ્ખા. ઓ સવારમેં મુદત પુરી હોનેસે વજીરકુ પાદશાહને દરીખાનામા બોલાને તેડા આયા. જબ વજીરને કીયા, બદરુચુમેર! ચનો પાદશાહ બોલાતા હે. તો બદરુચુમેર બોલા કે આપ જાન ઓર મેરેકુ ઇંહા રહેને ઘો. તુમ જાકે પાદશાહકુ એસા કહો કે ઇસમે ક્યા બડી બાત હે. વો તો મેરા ઘરકા નોકર કહ સકતા હે. કભી ભારે વાત હોતી તો મેં કહેતા પાદશાહ સુણકે અજાયબ હો ગયા કે વજીર કે ઘરકે નોકરભી એશી વાત કહ સકતા હે! પાદશાહને કીયા ઓ નોકરકુ ઇંહાં બોલા લાવ સ્વાર દોડતા વજીર કે વાં ગયા ઓર બદરુચુમેરકુ કીના કે પાદશાહ તુમકુ બોલાતે હે જબ લડકા બોલા મેં ચનકે નહિ આવુ, મેરે લીએ કુચ સ્વારી લેઆઓ. સ્વાર પીછા આયા ઓર આકે પાદશાહકુ વરધી દીયા કે, ઓ લડકા કુચ સ્વારી માગતા હે. પાદશાહ કીયા કે તાવદાનમે બેઠા કે લેઆવ. જબ તાવદાન લેકે ભોઈ લોક લેનેકુ ગયા તબ બદરુચુમેરને કીયા મેં ઓ તાવદાનમેં બેઠનેકું લાયક નહિ. તાવદાનવાલે પીછા આકે પાદશાહકુ કીયા જબ પાદશાહને કીયા કે તુમ જો સ્વારી મુસે માગો ઓ સ્વારી હમ ભેજે. હકીકત સુણ કે બદરુચુમેરને કીયા કે, પાદશાહકુ એસા બોલો કે આપકા જો વજીર હે જીસકી પીઠપર બેઠકે અમ આવેગા. સ્વાર પીછા આકે પાદશાહકુ કીયા કે, ઓ તો વજીર સાહેબકી પીઠકી સ્વારી માગતા હે. સુણકે પાદશાહ ખુશ હુવા. ઓર કીયાકે બહોત અચ્છા. પાદશાહ દરીખાનામે આકે વજીરકુ હુકમ દીયા કે જાન વજીર ઓ લડકેકુ તુમેરી પીઠપર બેઠાકે લાવો. પાંચ આદમીકી સાથમે વજીર અપને મકાનમેં ગયા તો બદરુચુમેર વાં હાજર હોતા. ઓ લડકેને વજીરકી પીઠપર ઘોડાકા જીન રખવાયા ઓર ઉપર બેઠકે પાદશાહકી પાસ ચલા. યહ તમાસા દેખનેકુ હજાર લોક પીછે ચલતે થે. વજીર મનમેં વિચાર કરને લગા કે, ઓ ક્યા ગજબ કર દીયા. એસા વિચારમેં થોડીવારમેં દરીખાનામાં આ પહુચે. પાદશાહ યહ તમાસા દેખકે અજાયબ હો ગયા. દરીખાનામેં આકે પીઠપરસે લડકા ઉતર પડા. ઓર હાથ જોડકે ઓ લડકા પાદશાહકા પાવમેં ગીર પડા. ઓર કહેનેકુ લગા કે–ખુદાવિંદ, મેં ઉમ્મરખાં પઠાણકા લડકા હું. મેરા નામ બદરુચુમેર હે. મેરા બાપને એ કમબખત વજીરકુ કોટાંત રૂપિયાંકા ખજાના બતાયા હે. તો આખર ઇસને મેરા બાપકુ માર ડાલા. મારકે

ઉસકે મકાનમે એક ચુનાકા ઢગલામે દાટ દીયા. લડકેકી સબ વાત સુનકે પાદશાહને હુકમ કીયા કે—એ વજીરકુ એકદમ કેદ કરો. કેદ કરકે પાદશાહ સબ હકીકત દેખનેકુ લીયે એ વજીરકા મકાનપર ગયા. જાકે એ ઓરડાકા ચુનેકા ઢગલા ખોદવાયા તો અંદરસે ઉમ્મરખાકે હડે નીકલે. યહ દેખકે પાદશાહ બડા કોપાયમાન હો ગયા. ઓર વજીરકા ઘરબાર લુંટકે સબ બદરુસુમેરકુ દીયા. એ વજીરકી એક લડકીથી સો એ સીધીકી સાથ નકા કરવાયા. કયુંકે એ સીધીકુ લડકેને વચન દીયા થા. એ સબ ઘરખજાના લડકેકે કબજેમેં સોંપકે પાદશાહ પીછે દરબારમેં આયે. આકે બોલે કે બદરુસુમેર એ વાત તો બરાબર હો ચુકી, પણ મેરા છપ-નાકી વાત તુમ કહો. જબ બદરસુમેરને કીયા ખુદાવિંદ આપકુ બેગમો કીત્તી હૈ? પાદશાહને કીયા કે—બાવન. અચ્છા. જબ એક બેગમકી સાથ એક લુંડી, એસી બાવન બેગમ સાથ બાવન લુંડી, એકકી સાથ એક એસી જોડ એક મહેલમેં પૂરો. એસી રીતસે પાદશાહને ભેગી કરી બાદ એ મહેલકા દરવાજા આગે પાદશાહ ઓર બદરસુમેર ખડે હુવા. જબ એક બેગમ સાથ એક લુંડી એ તરેહસી મહેલમેંસે બહાર નીકલનેકા પાદશાહને હુકમ દીયા. બડી બેગમ જો એ માનકારીથી, ઇસકુ સબ પીછે નીકલનાકા હુકમ દીયા. હુકમ ઉઠાકે એક બેગમ એક લુંડીકી સાથ નીકલને લગી. બેગમ નીકલને લગી ઓર બદરુસુમેર કહેને લગા કી સાબ દેખો એ બીરીઆની. દુસરી બેગમ નીકલને લગી જબ બોલે, દેખો સાહેબ એ જરદર. ઇસી મુજબ એક એક બેગમ દીઠ બદરુસુમેરને ખાણાકા જૂદા જૂદા નામ લીયા. ઇસ તરેહસે નામવાર એકાવન બેગમ નીકલી ઓર એકાવન ખાણાકા નામ લીઆ. ઓર બાવનમી બેગમ એ માનકારી બડી બેગમ નીકલી. નીકલતે બદરસુમેર બોલા, દેખો સાહેબ બેગ-મકી સાથ લુડીહૈ એ કાલા લુંડા હૈ ઓર એ બેગમ આતીહૈ એ સોનેરી હલવા સમજના. સોનેરી હલુવા નામ સુણ કે પાદશાહકુ સપનાકી વાત યાદ આઈ એાૈર ઝટ પાદશાહને પુછા કે એ કાલા કુત્તા કીધર હૈ. જબ બદરુ-સુમેર બોલા કે પીછુ લુંડી આતીહૈ એ કુત્તા સમજના ઇસ વાત સુનકે-પાદશાહ બેગમ ઉપર બહોત ગુસ્સે હુવે. એ લુંડીકા ઠેકાણે લુંડા (કુત્તા) રખા હૈ. ઇસને તુમેરા હાથમેંસી નવાલા પડાયા થા. યહ પૂરી હકીકત સુણકે પાદશાહ બહોત ક્રોધાયમાન હુએ. ઓર લુંડીકુ પકડકે ગરદન મરવા ડાલી ઓર બેગમકા બી બુરા હાલ કર દીયા. બદરુસુમેરને સબકા લાગ શોધકે વેરકા બદલા લીયા. પાદશાહ બહોત ખુશ હોકે બદરુ-સુમેરકુ પોતાકી ગાદીકી વજીરાત દી. ઓર કુલ મુખત્યાર સોંપ દીયા. લડકાકી ચાતુરી ઓર છપનાકી ભરમ ભરેલી વાત સુનકે પાદશાહ

પીર બહોત ખુશ હુવા ઔર વિચાર કરનેકુ લગા કે ખુદાને ઓ લડકાકુ કયા અક્કલ દી હૈ ઐસાજ વજીર મેરે રાજમાં ચૈએ. બદરુમુનેર દીવીની વજીરાત લઈ તેની મા પાસે આયા. ઔર બાલને લગા કે, મા, આજ મેરેકુ આ દીલીકી વજીરાત મીલી ઔર મેરા બાપકુ ઈહાંકા વજીરને મરવા ડાલા થા સો ઇસ વેરકા બદલા આજ સબ વાલ દીયા. પાદશાહને ઓ બેગમ ઔર વજીરકા બુરા હાલ કીઆ. તુમેરે કોઈ વાતકી દીલગીરી કરને જેસા રખા નહિ હે. આ બદરુમુનેરને નેકીસી પાદશાહકી વજીરાત કરી ઔર આ દુનિયામેં ઇસકી કીરતી રહ ગઇ. વજીરકી એમી નેકી ચૈયે. પીર પાદશાહકી પાસ બહોત મુદત વજીરાત કરકે સુખી હુવા ઔર એક નેકી થા તો સબ વાતમે ખુદાને સહાય દી. ઇસ તરહ સર્વે પ્રકારકા સુખમેં રહને લગા. ઔર ઇસકી વાત આ દુનિયામેં નમુના દાખલ રહ ગઈ. દુ ખ પડે પણ દૃઢતા છોડવી નહિ તો ઈશ્વિર છેવટ સહાય થાય. તથાસ્તુ.*

## રાજા કે યોગી ?

### પ્રકરણ ૧ લું

### બોરઘાટમાં

(લેખક –નારાયણ વિસનજી ઠક્કુર)

શાકે ૧૫૩૭ ની લગભગનો કાળ. એ વેળાએ બ્રાહ્મણી રાજ્યના અનેક વિભાગો પડી ગયા હતા. અને તેઓના ઉપર આદિલશાહનો નામનો અધિકાર હતો. તેની સત્તા પશ્ચિમ સમુદ્ર પર્યન્ત પ્રસરેલી હોઇને તેના વાર્ધક્યના યોગે રાજવ્યવસ્થામાં માત્ર શિથિલતા થતી ચાલી હતી. સહ્યાદ્રિ પર્વતવડે આક્રમાયલા પાર્વતીય પ્રદેશમાં તો એ આદિલશાહનો કેવળ નામ માત્રનો જ અધિકાર હતો. રાજધાનીથી જરાક દૂરનો પર્વત અને ગગનચુંબિત વનરાજિવડે ઉભરાઈ જતો પ્રદેશ લુટારાઓના સમુદાય અને આદિલશાહીના રાજકીય કોપને પાત્ર થયેલા લોકોદ્વારા આશ્રિત થયેલો હોઇને એ પ્રદેશની દુર્ગમતાના યોગે આવતા જતા પ્રવાસીઓને માત્ર વિશેષ ત્રાસદાયક થઈ પડ્યો હતો.

તોપણ એ પાર્વતીય પ્રદેશમાંના જનમાર્ગમાં કોકણ અને વરઘાટ વચ્ચેના આવવા જવાનો વ્યવસાય સદંતર બંધ થઈ ગયો નહોતો; કિન્તુ ચાલૂ જ હતો. કોકણ પ્રાંતમાંના આદિલશાહી મુલકમાંની ટપાલ, રસદ

---

* આ વાર્તા ભાટ લોક અર્ધ ગુજરાતી અર્ધ હિંદુસ્તાની ભાષામા જે પ્રમાણે કહે છે તેજ પ્રમાણે ઉતારી લઇને અને તે ઢબના એક નમુના તરીકે આપવામા આવી છે, એ વિગત વાંચકો ધ્યાનમા લેશે એવી આશા છે.

અને ફોજ વગેરે માટે ઘાટની દુરસ્તી કરવામાં આવતી હતી અને અનેકવાર સંઘ કરીને પ્રવાસીજનો પણ આવતા જતા હતા. પરંતુ એ પાર્વતીય માર્ગ અથવા ઘાટ કોઈ પણ સમયે લોકોને નિર્ભય કિંવા નિષ્કંટક દેખાતો નહોતો.

એવા એ ઘાટમાંના બીજાપુરથી પૂનાના માર્ગે કલ્યાણ તરફ જતા બોરઘાટમાંથી શક–૧૫૭૭ ના ચૈત્ર માસના એક સાયંકાળે ચાર સૈનિકો ચાલ્યા જતા હતા. એ સૈનિકો તે પ્રકારના હતા કે જેઓ તે સમયમાં દાલાયતના નામથી ઓળખાતા હતા. તેઓ બહુધા ઘાટની ઉપર ચઢી આવેલા હોઈને દિવસ પૂરો થવા પહેલાં કોઈ પણ વસતિવાળા સ્થાનમાં પહોંચી જવાનો તેમનો મનોભાવ હોય, એમ તેમની ઉતાવળપરથી સ્પષ્ટ દેખાઈ આવતું હતું. સંધ્યાસમય થયેલો હોવાથી ભગવાન્ સૂર્યનારાયણ અસ્તાચલમાં વિશ્રાંતિ લેવા માટે જવાની તૈયારીમાં હતા. વનશ્રીના ગૃહમાં વસંતઋતુનું હાલમાં જ આગમન થયેલું હોવાથી તેના કોમળ શરીરપર પડેલાં અસ્તાચલગામી અર્કનાં આરક્ત કિરણોથી તેનામાં વિશેષ શોભાનો આવિર્ભાવ થયો હતો. બહુ દિવસ પછી પ્રિયપતિનો મેળાપ થવાથી વનશ્રીએ મહાપ્રેમથી પુષ્પશૃંગારને ધારણ કર્યો હતો અને પોતાની ભગિનીના મનનું રંજન કરનારો વાયુ વેણુકુંજમાં મધુર ધ્વનિને ઉત્પન્ન કરીને તેના મનને આહ્લાદ આપતો હતો. વાયુની ઉચ્છૃંખલતાના યોગે દેવી વનશ્રીના અંગપરનો પલ્લવ ઉડતો હતો અને તેને સંભાળી રાખતાં તે નવયૌવનસંપન્ન દેવીને અતિશય ત્રાસ થતો હતો. ઉતાવળથી પોતાના નિવાસસ્થાન પ્રતિ જનારા પક્ષિસમુદાયોના કલરવથી સમસ્ત વનપ્રદેશ નિનાદિત થઈ ગયો હતો અને તે જાણે દેવી વનશ્રીના પ્રિયકર ઋતુરાજના આગમનોત્સવ પ્રસંગે નૌબતના નાદની જ પૂર્તિ કરતો હોયની, એવો જ ભાસ કરાવતો હતો.

એવા પ્રકારનો એ આહ્લાદકારક આદર્શ, તેમાં સૃષ્ટિસૌન્દર્યનું સંમેલન થયેલું હોવાથી, એ સાયં સમયે કોઈ અરસિક મનુષ્યના હૃદયમાં પણ રસોત્પત્તિ કરવાને સંપૂર્ણ શક્તિમાન્ હતો; તો પછી એ રંગીલા સિપાહીઓને ગાંડાઘેલા બનાવી નાંખે, એમાં શી નવાઈ હોય વારુ? ઘાટના ઉંચાણપર બહુ ચઢી આવેલા હોવાથી પોતાના અશ્વોને વિશ્રાંતિ આપવાનો વિચાર થતાં તેમણે અશ્વોને રોક્યા અને પોતે નીચે ઉતરીને તેમને વિપુલ ઘાસપર ચરતા છોડી દીધા. તેઓ એ પછી મોટી મોટી ત્યાં પડેલી પાષાણ શિલાઓપર બેસીને વનશોભાનું અવલોકન કરવા લાગ્યા.

તે સમયમાં ટપાલની અત્યાર જેવી વ્યવસ્થા નહોતી. ત્યારે અત્યાર જેવું તે સમયમાં બીજું પણ શું હતું વારુ? કાંઈ પણ નહિ. તે સમ-

યમાં દરબારી કામકાજના કાગળ લાવનારા અને લઈ જનારા હાલાયત અથવા તો જાસૂસો હતા અને તેઓ જ સરકારી નોકરો તેમજ ક્વચિત્ ખાનગી કાગળ વગેરેની પણ લાવ લઈ જાવ કરતા હતા. એ જાસૂસોને પગાર પણ સારો અપાતો અને તેમનું માન પણ સારું જાળવવામાં આવતું હતું. એ કામપર બહુધા વિશ્વાસપાત્ર અને લડવૈયા લોકોની જ યોજના થતી હોવાથી પોતાને એ પદવી મળવા માટે કેટલાકોના મનમાં અભિમાન પણ થતું હતું.

એ હાલાયત અથવા જાસૂસનુ કામ જીવ સટોસટના જોખમનું હતુ, અને વિશેષતઃ શિથિલ રાજ્યકાર્યભારના કાળમાં તો તેવી જોખમદારી ઘણી જ વધી જતી હતી. રાજ્ય મેળવવું એ સરળ છે, પણ તેને સંભાળવાનું કાર્ય મહાકઠિન હોય છે; કારણ કે, તેને સંપૂર્ણ રાજ્યવ્યવસ્થાની આવશ્યકતા હોય છે. જો કે આદિલશાહીના આરંભમાં એવી રાજ્યવ્યવસ્થા હતી, પરંતુ તે આપણા પ્રસ્તુત કથાનકના કાળમાં બહુ જ શિથિલ થઈ ગઈ હતી. એ શિથિલતામાં વળી ધાર્મિક અત્યાચાર, રાજ્યકર્ત્તાના જાતિબાંધવોના ગર્વ, પ્રજાની માનખંડના, ગોવધ, વનિતાવિડંબના અને દીનોના છળ ઇત્યાદિ અનેક કારણોનો ઉમેરો થવાથી પ્રજાના અસંતોષનો અવધિ થયો હતો અને તેના યોગે સર્વત્ર લૂંટમારનો આરંભ થઈ ગયો હતો અને તેથી એ હાલાયતોની જોખમદારી ઘણી જ વધી ગઈ હતી. હાલાયત થવું અને મરનારના મુખમાં જવું, એ એ સમાન મનાતાં હતાં.

આદિલશાહીના ઐશ્વર્યની વૃદ્ધિ સાથે ઐયશઆરામનો હિસાબ પણ વધતો જતો હતો; અને તેનો થોડો ઘણો અંશ પ્યાદા તથા સિપાહીઓ સુધં પણ પહોંચી ગયો હતો. એથી સત્ય શૌર્ય અને સત્ય દૃઢતાનો લોપ થતાં.તેના સ્થાનમાં માત્ર શાબ્દિક શૌર્ય અને બળનો ઘમંડ માત્ર બાકી રહ્યાં હતાં. નાચ, રંગ, ખેલ, તમાશા, શરાબખોરી અને હુક્કા પાણી આદિ સર્વ દુર્વ્યસનો સદ્ગુણોમાં ગણાતાં હોવાથી આદિલશાહી સિપાહીઓનો હુક્કો લડાઇના હથિયાર પ્રમાણે તેમની સાથે હોવો જ જોઇએ, એવો એક આવશ્યકીય નિયમ જ થઈ ગયો હતો. અર્થાત્ ઉપર્યુક્ત હાલાયતો હુક્કા પાણીના આસ્વાદમાં આનંદપૂર્વક નિમગ્ન હતા, એટલામાં નીચેના વલણમાંથી એક નવીન ઘોડેસ્વાર ઘોડાને દોડાવતો ત્યાં આવી લાગ્યો અને તે ચાર જાસૂસો સમક્ષ પોતાના ઘોડાને ઊભો રાખીને અસલ દરબારી પદ્ધતિથી 'આદાબ' કરીને નીચે ઊતરી પડ્યો. તે સમયના રિવાજ પ્રમાણે હુક્કાપાણીમાં પણ તેણે થોડોક ભાગ લીધો અને 'હાશ' કરીને તે પાસેના ઘાસપર આડો થઈ ગયો.

"આટલી ઉતાવળથી દોડવાનું કાંઈ કારણ?" એક જાસૂસે તેને ઓંચીન પૂછ્યું.

"રાત્રિનો સમય થવા આવ્યો છે. અહીં ચોર લૂટારાઓનો ત્રાસ અસહ્ય છે, અને તેમાં પણ પેલા હરામજાદા શિવાજીનો......"

તે વધારે બોલવા જતો હતો, એટલામાં તેને વચ્ચે જ બોલતો અટકાવીને એક જાસૂસે કહ્યું કે;–"હારે આ પ્રદેશમાં તે લુચ્ચા શિવાજીનો પણ ત્રાસ થવા માંડ્યો છે અને તેથી બ્હીને જ તમે આટલી ઉતાવળી ચાલે અહીં આવ્યા છો કે?"

એ પછી સર્વ જાસૂસોએ તુચ્છતાદર્શક હાસ્ય કર્યું અને પુનઃ એકવાર હુક્કાપર હાથ મારવાની શરુઆત કરી દીધી. આપણો એ નવીન આગતુક તો ઘાસના બિછાનાપર જ પડ્યો હતો, અને ત્યાંથી એ ચારે જણને એકીટસે જોયા કરતો હતો. તેનો પોષાક સિપાહીનો હોઇને તેની ભાષા પણ શુદ્ધ ઉર્દુ હતી. તે થાકેલો અને ગભરાયલો દેખાતો હતો. તે જાસૂસો હુક્કાપાણીને ઇન્સાફ આપીને ઊઠ્યા અને પોતપોતાના ઘોડાઓપર સ્વાર થયા. એ નવીન આગંતુકને પણ તેમણે ચાલવાનું કહ્યાથી તે પણ અશ્વારૂઢ થઇને તેમની સાથે ચાલવા લાગ્યો.

માર્ગમાં ચાલતાં તે નવીન આગંતુકે આ પ્રાંત કેટલો બધો ભયંકર છે અને પેલી બાજૂએ તો શિવાજીની ધમાચકડીથી કેટલો બધો ત્રાસદાયક થઈ પડ્યો છે, એ વિશેના વૃત્તાંતનો આરંભ કરી દીધો. અંતે તેણે જણાવ્યું કે–"આ કારણથી જ ઘોડાને દોડાવીને હું તમારી પાસે આવી લાગ્યો અને જ્યારે તમને જોયા ત્યારે જ મારી છાતીનો ધબકારો બંધ થયો." આની સોબત મળવામાટે અલ્લાહનો આભાર માનતો તે વધારામાં કહેવા લાગ્યો કે;–"હવે તમારા જેવા ગોઠિયા મળવાથી મારી ધાસ્તી જતી રહી છે. તમો બાદશાહના અમલદારો જેવા દેખાઓ છો, એટલે તમારા જેવાના તો પડછાયામાં પણ શિવાજી ઊભો રહી શકે તેમ નથી. તમો મોટા અમલદાર હોવાથી જ અત્યારે આવા ભયાનક માર્ગમાં ચાલવાનું સાહસ કરી શકયા છો. આવા દોસ્તોને મેળવી આપવામાટે હું પરવરદિગારનો આભાર માનું છું."

પોતાની પ્રશંસા સાંભળીને કોણ પ્રસન્ન નથી થતું વારુ? એ આપણને મોટા અમલદાર ધારે છે અને આપણા આશ્રયથી પોતાને નિર્ભય તથા સુરક્ષિત માને છે; એમ માનીને તે સિપાહીદાદાઓ ખુશખુશ થઈ ગયા. પરંતુ એ અપરિચિત પ્રવાસી જે કાંઈ કહે છે તે સત્ય છે કિંવા નહિ, એને જાણવાનો વિચાર માત્ર પણ તેમના મનમાં ન આવ્યો. તેનું સર્વ કથન તેમને સત્ય જ લાગ્યું અને તેથી તેમણે પણ તેઓ ક્યાંથી

આવ્યા હતા અને કયાં જવાના હતા ઇત્યાદિ પોતાનો વૃત્તાંત તેને ખુલ્લા દિલથી સંભળાવવાની શરુઆત કરી દીધી.

## પ્રકરણ ૨ જું
### મૌલાના અહમદ

આદિલશાહીના સત્તાસમયમાં કલ્યાણમાં એક સૂબેદાર રહેતો હતો. એ સૂબેદારના ત્યાં રહેવાથી તેમજ કલ્યાણનગર બંદરપ્રદેશનું મુખ મનાતું હોવાથી એ સ્થાનની વિશેષ મહત્તા થઈ હતી. કલ્યાણનો કિલ્લો સારો મજબૂત હોઇને તેમાં ઘોડેસ્વાર અને તોપખાના વગેરેની હમેશા સારી તૈયારી રાખવામાં આવતી હતી. પશ્ચિમ કિનારાપરનાં બંદરો સાથે કલ્યાણનો વ્યાપારવિષયક સંબંધ હોવાથી ત્યાં વ્યાપારની ધામધૂમ પણ સારી ચાલતી હતી. નાના જાતિ અને વિવિધ દેશના લોકો એ સ્થળે વ્યાપારના નિમિત્તથી આવતા હોવાથી કલ્યાણનગર નિત્ય મનુષ્યોવડે ઉભરાઈ જતું દેખાતું હતું.

કલ્યાણ નગર કાંઈ એટલું બધુ વિશાળ નહોતું; તોપણ તેને પેઠ (બજાર) અને કિલ્લો એવી રીતે બે ભાગમાં વિભક્ત કરવામાં આવ્યું હતું. બજારમાં બહુધા સુખવસ્તુ અને વ્યાપારી લોકોની વસતિ હતી. તે સમયની દેશસ્થિતિ પ્રમાણે પીઠનું પરશત્રુના આઘાતથી રક્ષણ કરવામાટે તેની આસપાસ સાધારણ કિલ્લેબંદી કરેલી હતી; છતાં વધારે ધામધૂમના પ્રસંગે તો લોકોને કિલ્લામાંજ આશ્રય લેવો પડતો હતો.

પીઠ કરતાં કિલ્લાની વ્યવસ્થા સારી હતી. ચારે તરફ મજબૂત દીવાલ હોઇને તેનાપર વચ્ચે સુંદર અને વિશાળ અર્ધવર્તુલાકૃતિ બુર્જ બાંધવામાં આવ્યા હતા. કિલ્લાના એકંદર દરવાજા ચાર હોઇને પ્રત્યેક દરવાજાની બન્ને બાજૂએ આઠ ખૂણીયા બુર્જ કરેલા હતા. કિલ્લાની આસપાસની ફરતી ખાઈ પણ ઊંડી અને સ્વચ્છ પાણીથી ભરેલી રહેતી હતી. ખાઈપરથી કિલ્લામાં જવામાટે દરેક દરવાજાની આગળ લાકડાનો એક એક પૂલ રાખવામાં આવ્યો હતો અને તેને સંધ્યાસમયે ઉપર ખેંચી લેવામાં આવતો હતો.

કિલ્લાના અંદરના ભાગમાં સિપાહી લોકોની કોટડીઓ, ઘોડાના તબેલા આદિ એક બાજૂએ હોઇને બીજી બાજૂએ ધાન્યના કોઠાર અને ઘાસની ગંજીઓ આદિ હતાં. સ્થળ સ્થળે પાણીની ટાંકીઓ હતી. કિલ્લાના મધ્યભાગમાં બાલે કિલ્લો હોઇને તેમાં કિલ્લેદારનું નિવાસમંદિર હતું. બાલેકિલ્લા સમક્ષ એક વિશાળ પટાંગણ હતું, ત્યાં લશ્કરની કવાયદ

થતી હતી અને દર અઠવાડિયે બજાર ભરાતો હતો. બાલેકિલ્લામાં જ ઢાલનો બુર્જ હોઇને તેનાપર આદિલશાહીની પતાકા વાયુની લહરી સાથે ડોલાયમાન થતી દેખાતી હતી.

કિલ્લેદારની હવેલી તેની પદવીને શોભાવે તેવી જ હતી. તે ચતુષ્કોણ હતી અને એના આગળના ચોકમાં કચેરી હતી. મુસલ્માનોની ગોપાની પદ્ધતિ પ્રમાણે તેનું જનાનખાનું પુરુષોના જોવામાં ન આવી શકે એવા આંતરિક ભાગમાં રાખવામાં આવ્યું હતું. જનાનખાના પાસેના ચોકમાં એક પુષ્કરિણી હતી અને તેના મધ્યમાં એક ન્હાનકડું પણ સુંદર મંદિર બાંધવામાં આવ્યું હતું. જનાનખાનારૂપ જિન્દાન (કારાગૃહ)માં પૂરાયલી દુર્ભાગી અબળાઓમાટે એ પુષ્કરિણી તે એક વિનોદસાધન હતું. એની પાછળના ચોકમાં જનાનખાનાના ખાજાસરા આદિનો તેમ જ દાસીઓનો નિવાસ હતો. સારાંશ કે એકંદરે વ્યવસ્થા સંતોષકારક હતી.

* * * * *

પ્રફુલ્લ પ્રાતઃકાળનો સમય. સૂર્યોદય થયાને લગભગ અર્ધ પ્રહર થઈ ગયો હતો. કલ્યાણની આસપાસનો પ્રદેશ કિલ્લાપરથી અતિશય રમણીય દેખાતો હતો. પ્રાતર્વિધિની સમાપ્તિ કરીને કિલ્લેદાર મૌલાના અહમદ પોતાના નિત્યના વહિવટ પ્રમાણે ઢાલકાઠી પાસે આવીને ત્યાંથી બહુ જ સ્થિર બુદ્ધિથી તીક્ષ્ણ દૃષ્ટિવડે આસપાસ જોવા લાગ્યો.

મૌલાના અહમદ પચાસ ચોમાસાં ઓળંગી આવ્યો હતો, છતાં તેનું શરીર બળવાન્ અને તેજસ્વી હોવાથી વયનું પ્રમાણ ઓછું દેખાતું હતું. તેનામાં વાર્ધક્યનો પ્રવેશ થવા છતાં અદ્યાપિ તેનો ઉત્સાહ મંદ થયો નહોતો. તેની આંખો પાણીદાર અને માથું મોટું હતું. તેનું કદ સાધારણ ઉંચું હતું, અને તેની સફેદ થવા માંડેલી દાઢી તેની છાતીપર ખેલતી પ્રસરેલી હતી. અત્યારે તેણે સફેદ પોશાક ધારણ કરેલો હતો. પગોમાં તૂમાન હોઇને તેણે પહાણી ચઢાવ ચઢાવ્યો હતો. અંગમાં એક પગ સુધી લંબાયલું અંગરખું હતું અને તેની ઉપર તેણે મુસલ્માની પદ્ધતિનો રુમાલ કમ્મરે વીંટાળ્યો હતો. કમ્મરે સોનેરી પટો હોઇને તેમાં સોનાની મૂઠવાળી તલ્વાર લટકતી હતી. તલ્વારની મ્યાન કલાબત્તુની હતી અને તેના બન્ને છેડા સોનાની નકસીદાર ખોલીઓથી મઢેલા હતા.

રાજકીય સત્તાના શિખરપર ચઢેલા કયાં રાષ્ટ્રો ઐશ્વર્યનો અતિરેક નથી કરતાં વારુ? ઇસ્લામી રાજ્ય અને મરાઠી રાજ્યના વિનાશ તથા પરિપાતનું કારણ એ અપાર ઐશ્વર્યોપભોગમાં જ સમાયલું છે. પોતાની જાતિની નાના પ્રકારની ઇચ્છાઓ પરિપૂર્ણ કરવી, જિતેલા જનો-

પર અત્યાચાર કરીને તેમની પાસેથી ન્યાય કે અન્યાયથી મેળવેલા ધનના યોગે પોતાના લોકોની જાહોજલાલી વધારવી, જિત અને જેતા મધ્યે તિરસ્કરણીય ભેદભાવ રાખવો અને જિત લોકોનું ક્ષણે ક્ષણે પોતાથી બની શકે તેટલું અપમાન કરવું; એ તેમનો પરમ ધર્મ જ બની જાય છે. પરંતુ અંતે એ ચંચળ લક્ષ્મી એ ઐશ્વર્યના મદથી અંધ બનેલાઓને એવી તો થપ્પડ લગાવે છે કે, તેથી તેઓ કેટલાંક શતકોપર્યન્ત નીચ સ્થિતિની દુઃખદ દશામાં સબડતા પડી રહે છે અને જો કાંઈક પૂર્વ સુકૃત હોય, તો પુનઃ મસ્તકને ઉન્નત કરી શકે છે, અને નહિ તો તેવી જ દશામાં ધૂળમાં મળી જાય છે એ નિયમ આદિલશાહીને પણ લગુ પડેલો હોવાથી આદિલશાહીની પણ આપણા કથાનકના કાળમાં લગભગ એવીજ અવસ્થા થઈ હતી. મૌલાના અહમદના પોશાકમાં જેવી રીતે સુવર્ણ પ્રમુખતાથી જોવામાં આવતું હતું, તેજ પ્રમાણે તે ન્હાના મોટા મુસલમાન અને મરાઠા સરદારો પાસે પણ દેખાતું હતું પરંતુ સર્વ-સાધારણ પ્રજાને માત્ર એનો વિકાર નહોતો. અસ્તુ.

ઉપર જણાવ્યા પ્રમાણે મૌલાના અહમદ એ સ્થળે ઊભો હતો, એટલામાં એક સિપાહી ત્યાં આવ્યો અને તેણે બીજાપુરથી થેલી આવવાની ખબર સંભળાવી. "જે હોય તે અહીંજ લઈ આવો;" તેણે આજ્ઞા કરી. એથી કચેરી આજે અહીંજ થવાની છે, એમ ધારીને પહેરાપરના સિપાહીએ ત્યાં જ બેસવામાટેની વ્યવસ્થા કરી દીધી અને પાછો તે પોતે દૂર જઇને અદબથી ઊભો રહ્યો. અલ્પ સમયમાં જ બીજાપુરથી થેલી લઇને આવેલા સિપાહીઓ આવી લાગ્યા. આ જાસૂસો વાચકોના પરિચિત હોવાથી અહીં તેમની પુનઃ ઓળખાણ કરાવવાની અગત્ય નથી. એ લોકો ખાસ બાદશાહની તહેનાતના હોવાથી મૌલાનાએ તેમનો યોગ્ય પ્રકારે આદરસત્કાર કર્યો. ખરી રીતે જોતાં મૌલાના અહમદ ભીમડીથી તે નાગોઠણા પર્યન્તના પ્રાંતનો સૂબેદાર હતો અને એ લોકો મત્કચિત્ ટપાલ લાવનારા અને લઈ જનારા હતા, એટલે તેમના આટલા બધા આદરસત્કારની જો કે આવશ્યકતા નહોતી; તો પણ તેઓ બાદશાહના સાન્નિધ્યમાં રહેતા હોવાથી જો તેઓ નારાજ થશે તો બીજાપુરમાં જઇને એકનું બીજું જ ભેરવી મારશે, એવા ભયથી મૌલાના હમેશ તેમને સંતુષ્ટ રાખતો હતો. મોટાઓની તહેનાતમાં રહેવાથી પણ કેટલો પ્રભાવ પડે છે, એનું આ એક પ્રત્યક્ષ ઉદાહરણ છે.

બાદશાહના જાસૂસો ગાલીચાપર બેઠા પછી ચાલતા આવેલા રિવાજ પ્રમાણે હુક્કાપાણીનો વિધિ થયો. ત્યાર પછી કુશળપ્રશ્ન અને આમતેમની કેટલીક વાતો ચાલ્યા પછી તે જાસૂસોમાંના એકે પોતાના

ગળામાંના તાબરામાંથી એક રેશમી થેલી બહાર કાઢી. એ થેલીમાં રેશમની જરીના તારવાળી દોરીઓ હતી. એ થેલીને તે જાસૂસે મૌલાના અહમદના હાથમાં આપી; પણ એમ કરતાં તેનો ચહેરો એકદમ ઊતરી ગયો અને તે કાવરો બાવરો બની ગયો. મૌલાનાએ અદબથી રાજનિષ્ઠાપૂર્વક તે થેલી હાથમાં લીધી. તેનું ધ્યાન જાસૂસના મુખમંડળ પ્રતિ નહોતું. તેણે તેનું હાથમાં લઇને એકવાર ધ્યાનથી નિરીક્ષણ કર્યું અને ત્યાર પછી તત્કાળ તેને જમીનપર પછાડીને ક્રોધથી લાલપીળો થઈ કહેવા લાગ્યો કે;–"તમે મારી મશ્કરી કરવા માંડી છે કે શું? આ થેલીપરની મોહોર તૂટેલી છે, એટલે જે સત્ય હોય, તેનો મારે વિચાર કરવો જ જોઇયે, અને ખરી બીનાનો પત્તો મેળવીને તે હુજૂરને જણાવી દેવી જોઇએ. કાસિમ, જા–કોટવાલ તથા દીવાનજીને બોલાવી લાવ."

જાસૂસોનો તો અડધો જીવ સ્વર્ગમાં પ્રયાણ કરી ગયો. એ મોહોર કેવી રીતે તૂટી, એની તેઓ કશી પણ કલ્પના કરી શક્યા નહિ. એકવાર તેમના મનમાં એમ આવ્યું કે, હુજૂરમાંથી જ એ આપણને મોહોર વિનાની ફૂટેલી થેલી જ મળેલી હોવી જોઇએ; પણ તેમની એ ધારણા નિરર્થક હતી. કારણ કે, તેમણે તે થેલીને લેતી વેળાએ રીતિ પ્રમાણે જોઈ તપાસીને જ લીધી હતી, એમ તેમની મનોદેવતા તેમને વારંવાર કહ્યા કરતી હતી. ત્યારે તે સિક્કો તૂટ્યો ક્યાં? એ વિશે તેમનો કશો પણ તર્ક ચાલી શક્યો નહિ. મોહોર તૂટી એટલી વાત માત્ર ખરી. આ વાર્ત્તા બાદશાહના કાને જતાં એનું પરિણામ સારું થવાનું નથી, એ તેઓ જાણતા હોવાથી હવે શું કરવું અને શું નહિ, એના વિચારમાં જ પડી ગયા.

મૌલાના અહમદના ગુસ્સાનો પહેલો ઝટકો પસાર થઈ ગયા પછી તે પણ એ મોહોર ફૂટવા વિશેના વિચારમાં નિમગ્ન થઈ ગયો. એ જાસૂસો એ થેલી લઇને કાંઈ આજે જ પ્રથમ આવ્યા નહોતા; તેઓ વારંવાર બાદશાહના રુક્કા લઇને સૂબેદાર પાસે આવતા હતા, એટલું જ નહિ પણ તેમણે બીજાપુરના બાદશાહની બીજી પણ અનેક સેવાઓ બજાવી હતી. આમ હોવા છતાં આમ કેમ બન્યું, એ વિશેના તે કશા પણ નિશ્ચયપર આવી શક્યો નહિ. તે વિલક્ષણ ગોટાળામાં પડી ગયો. એ મોહોર જાસૂસોએ પોતે ફોડી હોય, એવી તો તેના મનમાં શંકા માત્ર પણ નહોતી; ત્યારે એ મોહોર તૂટી કેવી રીતે?

કોટવાલ અને દીવાનજીના આવતાં સુધી તે સર્વે મૌનવ્રતનું અવલંબન કરીને બેસી રહ્યા. તેઓ સત્વર જ આવ્યા અને પોતપોતાના આસને બેસી ગયા, એટલે મૌલાના અહમદે દીવાનજીને થેલી વિશેની સઘળી

હકીકત કહી સંભળાવી. એ હકીકત સાંભળીને દીવાનજી તથા કોટવાલ બન્ને આશ્ચર્યચકિત થઈ ગયા. દીવાન બ્રાહ્મણ હતો અને કોટવાલ મુસલ્માન હતો. બન્ને તેમના ચહેરાને જોતાં ઉત્સાહી દેખાતા હતા. બન્નેએ તે જાસૂસોને બારીક નજરથી એકવાર જોયા, પણ એથી તેમના મનનું કાંઈ પણ સમાધાન થયું નહિ. દીવાનજીએ જાસૂસોના અગ્રેસરને પુનઃ સર્વ વૃત્તાંત કહી સંભળાવવાની આજ્ઞા કરી, અને જ્યારે તેણે બીજાપુરથી નીકળીને કલ્યાણ પર્યન્ત પહોંચતા સુધીનો પોતાનો વૃત્તાંત કહી સંભળાવ્યો, એટલે દીવાનજીએ પૂછ્યું કે,–"તમને રસ્તામાં કોઈ અજાણ્યો સોબતી મળ્યો હતો ખરો કે?"

"જી હા, કાલે સંધ્યા સમયે બોરઘાટમાં એક સોબતી મળ્યો હતો ખરો." તેણે ઉત્તર આપ્યું.

"તે કોણ હતો?"

"ઘાટના મુખપરના જ એક ગામમાં તે કાંઈ કામમાટે જનાર હતો. રસ્તામાં રાત થઈ જશે અને ઘાટમાં ચોર લુટારાઓનો ત્રાસ હોવાથી કદાચિત્ દુર્દશા થશે, એવા ભયથી ઘોડાને બહુ જ વેગથી દોડાવતો તે અમારી સાથે આવી મળ્યો હતો. તે જાતિનો મુસલ્માન હતો."

"આખી રાત તે તમારી સાથે જ રહ્યો હતો કે?"

"જી હા, ઘાટની શરુઆતમાં જ જે એક પડી ગયેલી મસ્જિદ છે, ત્યાં જ અમોએ રાતનો મુકામ કર્યો હતો. તે પણ ત્યાં આખી રાત અમારી સાથે જ હતો અને સવારમાં બે ત્રણ ગાઉ સૂધી અમારી જોડે જ ચાલ્યા પછી તે આ પાસેની વાડી પાસેથી પોતાના ગામ તરફ ચાલ્યો ગયો."

"રાતે તમે કેટલીકવાર સૂધી વાતચીત કરતા બેઠા હતા?"

"વધારે વાર તો નહિ જ. ઘોડાને તોબરા ચઢાવ્યા, જરાક નાસ્તો પાણી કર્યો અને હુક્કો ગગડાવીને સુઈ ગયા."

"તે નવો સોબતી તમને કેવોક દેખાયો?"

"ઘણો જ બીકણ અને ગરીબ! ઘાટમાં કોઈ લુટારાઓ આવીને પોતાને લૂટી લેશે, એટલા માટે જ તે અમારી સોબતમાં રહ્યો હતો. હુક્કો પીને તે જે પડ્યો તે તરત જ ઘોરવા મંડી ગયો, એટલો બધો તે થાકેલો હતો. અમે પણ તેના ઊંઘ્યા પછી તરત ઊંઘી ગયા. સવારમાં તેણે જ અમને જગાડ્યા."

"તમારામાંથી રાતે કોઈએ જાગીને પહેરો કર્યો હોય, એમ જણાતું નથી. કેમ ખરું કે નહિ?"

"પહેરાની અમને કાંઈ પણ અગલ દેખાઈ નહિ. આ તોબરી મારા ગળામાં જ હતી અને એને પેટ સાથે દાબીને જ હું સૂઈ ગયો હતો."

આ જવાબોથી દીવાનજીના મનનું કાંઈ પણ સમાધાન થયેલું દેખાયું નહિ. તેણે માત્ર જાસૂસના નવા સોબતીને શોધીને પકડી લાવવા-માટે કોટવાલને ત્યાંથી રવાનો કરી દીધો; અને પુનઃ તે જાસૂસના અગ્રે-સરને પૂછવા લાગ્યો કે;-

"તમને આ થેલી આપતી વેળાએ વજીર સાહેબે શું કહ્યું હતું?"

"એ જ કે, પાછા વળો ત્યારે ખજાના સાથે આવજો."

એ પછી દીવાનજીએ થેલીમાંના રુક્કાને બહાર કાઢ્યો, પણ તે પણ ફૂટેલો જ હતો. તેમાંના ફર્માનને કાઢીને તેણે મૌલાના અહમદને વાંચી સંભળાવ્યું. તેમનો આશય એવો હતો કે;-"આ રુક્કો પહોંચ-વાની સાથે તરત જ કલ્યાણમાં જે ખજાનો એકઠો થયો હોય, તે તરત બીજાપુર તરફ રવાનો કરી દેવો." એ પછી કેટલોક વિચાર ચલાવ-વામાં આવ્યો અને તે જાસૂસોએ મૌલાના અહમદ અને દીવાનજીને વિનગરીને કહ્યું કે;-"મેહરબાની કરીને અમારી ભૂલની આ વાતને હુજૂર સુધી જવા દેશો નહિ. અમે આજ સુધીમાં બજાવેલાં કામોને જરા ધ્યાનમાં લેશો તો આપનો મોટો આભાર થશે." મૌલાના તથા દીવાન-જીએ તેમને આશ્વાસન આપ્યું અને સર્વ પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા.

## પ્રકરણ ૩ જું

## મોહોર કેમ ફૂટી?

આપણા પ્રસ્તુત કથાનકના આરંભકાળથી ચાર પાંચ વર્ષ પૂર્વે શ્રી શિવ છત્રપતિએ મહારાષ્ટ્રના વૈભવને પુનઃ સંસ્થાપિત કરવાના 'શ્રી ગણેશાય નમઃ' નો આરંભ કરી દીધો હતો. લેશ માત્ર પણ રક્તપાત ન થવા દેતાં તેણે તોરણાગઢને પોતાના તાબામાં કરી લઈને સ્વરાજ્યનું તોરણ બાંધ્યું હતું અને ત્યાર પછી તેણે અનુક્રમે લાગલાગટ નાના પ્રકારની યુક્તિઓ લઢાવીને ચાકણ, પુરંદર, કોંડાણા, તુંગ, તિકોના, રાયરી, રાજમાચી અને લોહગઢ આદિ કિલ્લાઓ પણ જિતી લીધા હતા. એમાં પણ વિશેષતા એ કે, આવા મોટા કાર્યક્રમમાં બંદૂકનો એક પણ બાર થયો ન હોતો અને એક પણ મનુષ્યના પ્રાણની આહુતિ અપાઈ ન હોતી. એવી રીતે એક એક પગલું આગળ વધીને અને પોતાનાં સાધનોની વૃદ્ધિ કરીને શિવાજીએ પોતાની જાગીરની આસપાસના પ્રદેશમાં પોતાનો સારો પ્રતાપ અને પ્રભાવ બેસાડ્યો હતો. એ પછી તેણે

પોતાની જાગીરથી દૂરના પ્રદેશમા દષ્ટિપાત કર્યો અને તેમા પણ તેનો પૂર્ણ વિજય થયો, એ તો ઇતિહાસના વાંચનારા સારી રીતે જાણે છે, એટલે અહીં વિશેષ વિવેચનની આવશ્યકતા નથી

પણ આવાં કાર્યોને લેશ માત્ર પણ સ્ફોટ થવા ન દેતા સિદ્ધ કરવા માટે અત્યંત સાવધતા અને પાતાળયંત્રિતાની આવશ્યકતા હોય છે શિવાજીને એવાં કાર્યોમાટેની યોગ્યતાવાળા કેટનાક પુરુષો મળી ગયા હતા અને તેથીજ તે પોતાના હેતુને સિદ્ધ કરી શક્યો હતો. શિવાજી પાસે એવા તો એક કરતા એક ચઢિયાતાં મૂલ્યવાન્ પુરુષરત્નો હતા કે, તેમના એક એક કાર્યને જોઇને આજે પણ આપણાં મન આશ્ચર્યચકિત થઈ જાય છે! પ્રસગને અનુકૂળ ગમે તે પ્રકારના વેશો ધારણ કરીને પોતાના ઉદ્દેશને સાધી લેવાની કળા તેમને ઘણી જ ઉત્તમ અવગત થએલી હતી હીરોજી ફર્જન્દ, મહાદૂ પૈણકર, તાનાજી માલુસરે, યેસાજી કક, નેતાજી પાનકર એટલુ જ નહિ, પણ મહારાજા શિવાજી પોતે પણ વેશ બદલવાના કાર્યમા નિપુણ હતા બીજાની હદમાં અને બીજાના પેટમાં પ્રવેશ કરીને પોતાના વેશની પરિસ્ફુટતા થવા ન દેતા કાર્ય સાધી લેવુ, એ કેટલું અને કેવુ જોખમભરેલુ હોય છે, એ જો આપણા જેવાની કલ્પના શક્તિમાજ આવે, તો પણ મહાભાગ્ય સમજવા જોઇએ! અસ્તુ

જે પ્રદેશમાં કાર્યસિદ્ધિ કરવાની હોય, તે પ્રદેશમા પ્રથમ ગુપ્તચરોના જાળનો પ્રસાર કરીને ગુપ્ત વાર્તાઓ મેળવવી, એ શિવાજીની એક બહુ જ ઉત્તમ અને અનુકરણીય પદ્ધતિ હતી આપણા કથાનકના કાળમાં શિવાજીની દૃષ્ટિ કલ્યાણના સૂબાપર ગઈ હતી એથી તેના વિશ્વસનીય ગુપ્તચરો સાંના મળી શકે તેટલા ગુપ્ત સમાચાર મેળવવામા પોતાની બુદ્ધિનો વ્યય કરતા હતા એમાનો જ મહાદૂ પૈણકર નામક એક માવળો ગુપ્તચર બોરઘાટમાની હીલચાલને જાણવાના કામપર નીમાયલો હતો પહેલા અને બીજા પ્રકરણમાં જે નવીન આગતુકનો ઉલ્લેખ આવેલો છે, તે એજ ગુપ્તચર હતો, એતો હવે ચાણક્ય વાંચકોના જાણવામાં આવેલું હોવુ જ જોઇએ કેટલાક દિવસ પર્યન્ત એ વીરપુરુષ ઘાટમા ને ઘાટમા ભ્રમણ કર્યા કરતો હતો, પરતુ તેને પોતાની કર્તવ્યદક્ષતાની પરીક્ષા આપવાનો પ્રસગ અદ્યાપિ પ્રાપ્ત થયો નહોતો, અને તેથી તે અત્યત નિરાશ થઈ ગયો હતો. સ્વધર્મ અને સ્વરાજ્યની સ્થાપનામાટે પ્રત્યક્ષ મૃત્યુના મુખમા જવાને પણ તૈયાર થએલા એ મહારાષ્ટ્રીય દેશભક્તો કોઈ પણ મહત્ત્વના કાર્યને સિદ્ધ કરી બતાવી શિવાજીના મુખથી 'ધન્ય' શબ્દ સાભળવાને બહુજ ઉત્સુક રહેતા હતા.

શિવાજી કામ ચીંધે અને આપણે તે કરી બતાવીએ; શિવાજીનો આજ્ઞા કરવાનો ધર્મ છે અને તે આજ્ઞાનું પાલન તે આપણો ધર્મ છે; એવા નિસ્સીમ ભક્તિવાળા લોકોને કર્તવ્ય વિના ચેન ન પડે, એ સ્વાભાવિકજ હતું. મહાદૂની પણ એવી જ અવસ્થા થઈ હતી અને હવે જો બીજાપુર સૂધી જવાથી કાંઈ શુભ વાર્તા મળવાનો સંભવ હોય, તો ત્યાં પણ જવું, એવો વિચાર પણ એક બે વાર તેના મનમાં આવી ચૂક્યો હતો. પરંતુ શિવાજીની આજ્ઞા વિના તેમ કરવું અશક્ય હોવાથી તે પોતાની નીમાયલી ભૂમિમાં જ ભમ્યાં કરતો હતો. અંતે પોતાની ઇચ્છા પ્રમાણેનો પ્રસંગ આવી મળવાથી તેને કલ્પનાતીત આનંદ થયો. તેણે મુસલમાની પદ્ધતિનો બેમાલૂમ પોશાક ચઢાવ્યો અને 'જય ભવાની' કહીને પોતાના ઘોડાપર સ્વાર થઈ વાયુના વેગે તેને દોડાવતો તે બીજાપુરના રાજ્યરો પાસે આવી લાગ્યો. તે જાસૂસોને ચણાના ઝાડપર ચઢાવીને તેણે તેમની પાસેથી ઘણીક વાર્તા જાણી લીધી અને એથી તેઓ બીજાપુરથી કલ્યાણ તરફ ખજાનો લેવામાટે જાય છે, એટલુ જાણવામાં આવી જવા છતાં એટલાથીજ તેને સંતોષ ન થયો. તેની નજર ટપાલની તોબરીમાં પરોવાઈ અને તેમાં જે હોય તે જોવાની ઇચ્છા થવાથી પોતાની તે ઇચ્છાને પૂર્ણ કરવામાટેની તેણે એક અદ્વિતીય યુક્તિ શોધી કાઢી અને તે નીચે પ્રમાણે હતી,–

બોરઘાટ ચઢીને ઉપર આવ્યા પછી રસ્તાની બાજૂએજ એક પડેલી મસ્જિદ તેમના જોવામાં આવી, અને રાત પડી ગયેલી હોવાથી તે જાસૂસોએ ત્યાં જ રાતવાસો કરવાનો ઠરાવ કર્યો. મહાદૂએ ત્યાં રહેવામાં જરા આનાકાની કરી, પણ તેની ભીરુતામાટે ખૂબ ઠઠ્ઠા મશ્કરી કરીને તેમણે તો પોતાના ઘોડા ત્યાં બાંધ્યા તે બાંધ્યાજ. એટલે પછી એકલો બિચારો મહાદૂ શું કરે વારુ? નિરુપાયવશ તેને પણ પોતાનો મુકામ ત્યાં જ તેમની સાથે કરવો પડ્યો. તે કહેવા લાગ્યો કે;–"જુઓ ભાઈ, તમારા આગ્રહથી હું અહીં ઉતારો કરું છુ. તમે તો સિપાહીભાઈ છો, એટલે તમને તો કશી પણ ધાસ્તી નથી. પણ, જો એવો જ પ્રસગ આવે, તો મેહરબાની કરીને મને છોડી ન જશો!"

ઘોડાને ઘાસ દાણો આપીને પછી એ મુસાફિર સિપાહીઓએ થોડોક નાસ્તો કરી લઇને જલપાન કર્યું. ત્યાર કેડે ગપ્પાષ્ટકની શરુઆત કરવામાં આવી. એક તો પ્રથમથી જ તે સિપાહીઓ રંગીલા લાલા હતા અને તેવામાં તેમને ચઢાવનારો આ આપમતલબી મરાઠો આવી મળ્યો; એટલે પછી ત્યાં રંગનો સંગ થતાં તેઓ દંગ થઈ જાય, એમાં આશ્ચર્ય શું વારુ? ઘણીવાર સૂધી તે જાસૂસોને રંજિત કરીને મહાદૂએ વાત કરતાં

કરતાં જ હુક્કાને ખસેડી લઇને પોતા પાસેનો તંબાકુ તેમાં ભર્યો અને તેપર દેવતા રાખીને પોતાની મધુર વાણીના મોહજાળમાં સપડાયલા તે રાજચરોને ફૂંકવામાટે આપ્યો. તેમણે પણ હુક્કાનો સારો સત્કાર કર્યો, ને તે એટલે સુધી કે તે પ્રેમાળ ગપ્પીદાસ મહાદૂ માટે એક દમ સુદ્ધાં પણ તેમાં બાકી રહેવા દીધો નહિ. એ વેળાએ મહાદૂ તડાકાના એવા તો રંગમાં આવી ગયો હતો કે, તેની જીભ કાતર પ્રમાણે ચાલતી હતી અને તેથી જાસૂસો મોહજાળમાં વધારે અને વધારે સપડાતા જતા હતા. હાસ્યરસનો તો અવધિ જ થયો હતો! સાધારણતઃ લગભગ એક પ્રહર પર્યન્ત એવી સ્થિતિ ચાલ્યા પછી સર્વને નિદ્રાદેવીએ પોતાના અધિકારમાં લેવાનો આરંભ કર્યો; માત્ર મહાદૂને ગાવાની ઇચ્છા થઈ આવી અને તેથી તેણે ઉર્દૂ ભાષાના વખણાયલા શાયરોની કેટલીક સારામાં સારી ગઝલો લલકારવા માંડી. એ સર્વ ગઝલો બહુધા શૃંગાર-રસની હોવાથી તે અર્ધનિદ્રિત જાસૂસો કાલ્પનિક શૃંગારસુખસાગરમાં તરવા લાગ્યા અને નાના પ્રકારની ચેષ્ટાઓ કરીને અંતે નિદ્રા—ગાઢ નિદ્રા—ને આધીન થઈ ગયા.

એ પછી મહાદૂ પૈડણકરનો ગાયનવ્યવસાય થોડા વખત સુધી ચાલ્યો. ધારેલો શિકાર પોતાના હાથમાં બરાબર સપડાયાથી તેના આનંદનો અતિરેક થતો દેખાયો. પોતાના કાર્યની સફળતા થતાં કોને આનંદ ન થાય વારુ? તે કેટલીકવાર સુધી તો સ્વસ્થ થઇને બેસી રહ્યો. તેની શ્રદ્ધા પ્રમાણે જે દેવીની કૃપાથી તેને વિજય મળ્યો હતો, તે દેવીનું તેણે પોતાના મનમાં અનન્ય ભાવથી ચિંતન કર્યું અને તેને તે માનસિક નમસ્કાર કર્યો. એ પછી તે પોતાની જગ્યાપરથી ઊઠીને બહારના ભાગમાં આવ્યો. મસ્જિદની આસપાસ એકવાર ભ્રમણ કરીને તેણે સર્વત્ર દૃષ્ટિ-પાત કર્યો. આકાશમાં તારાઓ ચમકતી હતી અને શુક્લાષ્ટમીનો ચંદ્ર અસ્તંગત થવાની તૈયારીમાં હતો. જંગલમાં વાઘ અને કોળાંના થતા અવાજો આવીને કાનોમાં અથડાતા હતા, અને નિશાચરોનો વ્યવસાય પણ ચાલુ હતો. એ વિના સર્વ શૂન્ય હતું. ક્યાંય પણ મનુષ્યની હીલ-ચાલ નથી, એવો પોતાના મનનો દૃઢ નિશ્ચય કરી લઇને તે પાછો મસ્જિદમાં આવ્યો. તેણે પુનઃ એકવાર દેવીને નમસ્કાર કર્યો અને ત્યાર પછી અસ્તાવ્યસ્ત પડેલા બાદશાહના જાસૂસો પાસે જઇને તેઓ બરાબર નિદ્રાની મોહિનીમાં સપડાયલા છે, એવી પોતાની ખાત્રી કરી લીધી. એટલું જ નહિ, પણ જેના ગળામાં ટપાલની તોબરી બાંધેલી હતી, તેને જરાક હીલવી પણ જોયો; અને તેના શુદ્ધિમાં હોવાનું જરાય ચિહ્ન જ્યારે જોવામાં ન આવ્યું, એટલે તેણે 'જય ભવાની' કહીને તેના ગળામાંની તે

તોબરીને કાઢી લીધી અને જ્યાં ધૂણી સળગાવી હતી ત્યાં આવી લાગ્યો. ધૂણીમાં સૂકાયલા ઘાસની ભરતી કરી જ્વાળા પ્રકટાવીને પછી તે તોબરીમાંથી થેલી કાઢી લીધી અને તેનાપરની મોહોરને તોડી તેમાંના કાગળને બહાર કાઢી અંતે તેમાંના મજમૂનને વાંચવાનો આરંભ કર્યો. પુનઃ થેલીને બંધ કરીને તોબરીમાં નાખી અને કેટલીકવાર સુધી વિચાર કરી તે તોબરી પાછી તેણે સિપાહીના ગળામાં ભેરવી દીધી. નિ:શ્વાસ નાખીને તે પાછો પોતાની જગ્યાપર આવી બેઠો.

ઘણીકવાર સુધી તે પોતાની જગ્યાપર બેસી રહ્યો. પોતે જે વિગત કાગળમાં વાંચી હતી, તેનું પુનઃ પુનઃ મનમાં સ્મરણ કરીને તે વિશે તે વિચાર કરતો હતો. અંતે પાછો તે ઉઠ્યો અને મસ્જિદમાંથી બહાર આવ્યો. તેણે એકવાર આકાશમાં દૃષ્ટિપાત કર્યો અને "વદ્ય અષ્ટમી જ ને? કેવળ એક પખવાડિયાનો જ વિલંબ!" એવો મનોગત ઉદ્ગાર કાઢ્યો.

એ વેળાએ ત્રણ પ્રહર જેટલી રાત વીતી ગઈ હતી. ઉષ:કાળનો શીતળ વાયુ છૂટ્યો હતો. પ્રભાત થવામાં વિશેષ વિલંબ નથી એમ જોઇને મહાદૂ અંદર આવ્યો અને તેણે તે ધૂણીમાં એક જાતની ડોઈ ભૂકી નાખીને પોતે પ્રાતર્વિધિ આટોપવાને બહાર ચાલ્યો ગયો. તે ભૂકીના યોગે આખી મસ્જિદ એક પ્રકારના ધુમાડાથી ભરાઈ ગઈ અને શ્વાસોચ્છ્વાસની સાથે તે ધુમાડાનો અંશ પેટમાં જવાથી તે નિદ્રાધીન જાસૂસોએ પડખાં ફેરવ્યાં. કેટલીકવાર પછી મહાદૂ જ્યારે પાછો આવ્યો ત્યારે ધુમાડો સાફ થઈ ગયો હતો. તે જાસૂસો પામી ગયો અને તરત તેમને પ્રભાત થવાના સમાચાર કહીને તેણે હીલવીને જાગૃત કર્યા.

સર્વ જનો જાગૃત થયા અને શૌચ તથા મુખમાર્જન કરીને પોતાના પંથે પડી ગયા. મહાદૂ પણ તેમની સાથે જ હતો અને તેની જિવ્હા એ રામપ્રહરમાં ઈશ્વર સ્તુત્યાત્મક ઉર્દુ કવિતાઓ ગાવામાં તલ્લીન થઇ હતી. તે પ્રાતઃકાળનો શાંત રમણીય અને સુશીતલ સમય, જાગૃત થયેલો પાર્વતીય પ્રદેશ અને આપણા એ પ્રવાસીઓ વિના અન્ય રીતે સર્વથા નિર્જન અરણ્યમાર્ગ, એ સર્વ શાંત અને ગંભીર દેખાવમાં આપણા એ મરાઠા વીરના કર્ણમધુર સંગીત અને તે સંગીતના પ્રતિધ્વનિનું મિશ્રણ થવાથી સમસ્ત વન પ્રદેશ પ્રમુદિત થવા સમાન દેખાતો હતો. તે જાસૂસો આવી રીતે પોતાને સર્વ પ્રકારનો આનંદ આપવામાટે મહાદૂ–વેશધારી મુસલમાન વીર—નો અંતઃકરણપૂર્વક આભાર માનવા લાગ્યા અને તેની એક મતથી પ્રશંસા કરવા લાગ્યા.

આખી રાત વિશ્રાંતિ મળવાથી ઘોડા પણ તાજા તવાના થયા હતા; અને મહાદૂના ગાનથી ભાન ભૂલીને તેઓ પણ ઉતાવળથી

ચાલતા હતા. અન્તે સહ્યાદ્રિનાં તે અનેક શૃંગોમાંથી માર્ગ કરતો સૂર્ય-દેવ આકાશમાં દષ્ટિગોચર થયો અને પોતાના આરક્ત કરોવડે ભૂમિ દેવીને તેણે પ્રેમપૂર્વક આલિંગન આપ્યું. એ પ્રકાર થતાંની સાથેજ ભૂમિના પૃષ્ઠભાગપર સર્વત્ર ચૈતન્ય જાગૃત થયેલું દેખાવા લાગ્યું. એ પછી થોડીવારમાંજ મહાદૂએ તે જાસૂસોની રજા લીધી. એ વેળાનો દેખાવ બહુ જોવા લાયક હતો. કાલથી જેણે તેમનાં મનને આનંદમાં રાખ્યાં હતાં, તે પોતાના દોસ્તને પોતાથી જૂદો પડતો જોઇને તેમની આંખોમાં પાણી ભરાઈ આવ્યું અને મહાદૂએ પણ આબેહૂબ તેવોજ દેખાવ રજૂ કર્યો. પણ અંતે તો તે રજા લઇને તેમનાથી જૂદો પડ્યોજ. તે જ્યાં સુધી દેખાયો ત્યાં સુધી તો તે ચારે સિપાહીઓ મહા ખિન્ન મનથી તેની તરફ જોતા ઊભા રહ્યા અને ત્યાર પછી શોકપૂર્વક કલ્યાણના માર્ગમાં પ્રયાણ કરી ગયા.

## પ્રકરણ ૪ થું
### ઓલિયા

તે સિપાહીઓથી જૂદા પડીને ઝાડીમાં પેઠા પછી થોડીજ વારમાં મહાદૂએ પોતાના ઘોડાને તે અરણ્યમાંજ પાછો ફેરવ્યો. ઘોડો એ રસ્તાઓને સારી રીતે જાણતો હોવાથી ઊતાવળથી રસ્તો કાપવા લાગ્યો. વાંચ્છિત કાર્ય સફળ થવાથી મહાદૂના મુખમંડળમાં આનંદની છટા પ્રત્યક્ષ દેખાતી હતી. છતાં તે એક પ્રકારના વિચારમાં પડી ગયો હતો.

કેવળ ઉદરરૂપ નરકને ભરવામાટે ખોટી અને બનાવટી ખબરો આપીને નિરપરાધી જનોનાં ગળાં કપાવનાર ગુપ્તચરોનો તો કાંઈ ટોટો નથી. 'કોદાળીનો હાથો તે ગોત્રનો કાળ' એ પ્રકાર તો નિત્ય ચાલ્યાજ કરે છે. એવા કાળસ્વરૂપ ગુપ્તચરો જો શિવાજીના હાથ તળે તૈયાર થયેલા ગુપ્તચરોનાં ચરિત્રોપ્રતિ ધ્યાન આપશે, તો તેમનો જનસમાજ-પર મોટો ઉપકાર થશે. ગુપ્તચરના કાર્યમાટે સર્વકળાપ્રવીણ મનુષ્યની આવશ્યકતા હોય છે; પરંતુ વિશેષતઃ તેનું ધ્યેય કાર્ય કેવું અને કેટલું પવિત્ર હોવું જોઇએ છે; કેવળ પેટમાટેજ નહિ, પણ કર્તવ્યકર્મ જાણીને કરેલાં કાર્યો કેવી અજ્ઞાત રીતે યશસ્વી થાય છે; ઇત્યાદિ તત્ત્વોજ વિશેષતઃ ધ્યાનમાં લેવા યોગ્ય છે. શિવાજીનું કાર્ય અતિશય પવિત્ર હોવાથી તેને મનુષ્યો પણ એવાંજ સારાં મળ્યાં હતાં અને તેથી તેના સર્વ મનોરથો સંપૂર્ણ સિદ્ધ પણ થયા હતા. કેવળ ઉદરપરાયણ મનુષ્યો કોઈ પણ પવિત્ર કાર્ય કરી શકતા નથી; એની સમસ્ત જગતના ઇતિહાસો સાક્ષી આપે છે. અસ્તુ.

કેટલાક આડા અવળા માર્ગો, ચઢાણુ ઉતરાણુ અને ઝાડીઓને ઓળંગીને મહાદૂ એક અતિશય નિબિડ ઝાડીવાળા પર્વતની તળેટીમાં આવી લાગ્યો. એ વેળાએ મધ્યાહ્નનો સમય થયો હતો અને સૂર્ય બરાબર આકાશના મધ્યમાં આવ્યો હતો. વસંત ઋતુના દિવસો હોવાથી સર્વત્ર નવીન પલ્લવથી વનદેવતા વિભૂષિત થયેલી હતી. વૃક્ષરાજિ એટલી બધી ઘન અને નિબિડ હતી કે, ભૂપ્રદેશપર પડવાથી થતો સૂર્યકિરણોનો ત્રાસ તેથી ઓછો થઈ ગયો હતો. એ ઝાડીની એક બાજૂએ સ્વચ્છ પાણીનું એક ઝરણુ વહેતું હતું. તે ઝરણના કાંઠે મહાદૂએ પોતાના ઘોડાને થોભાવ્યો અને તેના ઉતરવા પછી ઘોડો તે ઝરણા પાસે જઇને સ્વચ્છ સલિલનું પાન કરવા લાગ્યો.

મહાદૂએ તે ઝાડીમાં પ્રવેશ કર્યો અને થોડાંક પગલાં ચાલ્યા પછી એક પર્ણકુટી જોવામાં આવી. તેમાં જઇને તે 'હાશ' કરીને બેઠો. તેનો ઘોડો પણ પોતાની મેળે જ ત્યાં આવીને પર્ણકુટીની પાછળના ભાગમાં ચાલ્યો ગયો. થોડીવારમાં જ એક બીજા માણસે આવીને તે ઘોડાને પાસેના એક બીજા ઝૂપડામાં બાંધ્યો અને તેના મુખ આગળ ત્રણચાર ઘાસના પૂળા છોડીને તેનાપરનો સામાન અને લગામ વગેરે ઉતારી લીધાં. ત્યાર પછી તે એક ત્રીજી પર્ણકુટીમાં ગયો અને તરત જ તેમાંથી તે અને એક અન્ય મનુષ્ય બહાર નીકળ્યા અને ઉતાવળથી મહાદૂ પાસે આવી લાગ્યા. મહાદૂએ તેમને જોઈ પોતાના વેશને શોભે તેવી શુદ્ધ ઉર્દૂ ભાષામાં તાજીમતવાજીમનો વિધિ કર્યો અને તેથી જે હાસ્યનો પ્રકાર ત્યાં ચાલ્યો, તે અવર્ણનીય હતો.

હાસ્યરસનો પ્રથમ વેગ નીકળી જવા પછી મહાદૂએ તે મધ્યમ વયના મનુષ્યને ઉદ્દેશી કહ્યું કે,-"ભાઈ, કામ ફતેહ કરીને આવ્યો છુ!" આ સમાચારથી સર્વના મનનું સમાધાન થયું. એ સર્વ સમાચાર મહારાજ શિવાજીને સંભળાવવામાટે તેણે ત્યારપછી તે દ્વિતીય પુરુષને રવાનો કર્યો અને પોતે તે મધ્યમ વયના પુરુષ સાથે ભાવી કાર્ય વિશેની વાતચીત કરતો બેસી રહ્યો.

* * * * * * * *

મધ્યાન્હનો પ્રખર સમય હતો અને તાપનો સંતાપ સીમાને ઉલ્લંઘી ગયો હતો. સૂર્યની ઉષ્ણતાથી પોતાનો બચાવ કરવામાટે સર્વ પ્રાણીઓ પોતપોતાનાં આશ્રયસ્થાનોમાં લપાયલાં હોવાથી સર્વત્ર શૌન્ય અને શાંતિનો જ અધિકાર પ્રસરેલો દેખાતો હતો; અને તાપની પ્રખરતા અતિશય હોવાથી તે શાંતિ પણ ભયાનક ભાસતી હતી! એવા સમયમા એક ઔલિયો શહેરમાંથી કલ્યાણના કિલ્લામાં જવાના દ્વારમાં પેઠો. તેના તે

શાંત સ્વરૂપ, સતાપકારક ઉષ્ણતામા પણ જાણે ચદ્રિકાયુક્ત રાત્રિમાં હવા ખાતો જતો હોયની! એવી ચાલવાની પદ્ધતિ અને સમસ્ત જગતમાં ચાલતા વ્યાપારો વિશે તેની નિરિચ્છ નાસાગ્ર દષ્ટિને જોતાં જ સર્વ પ્રહરીઓ મત્રમુગ્ધ સમાન બની ગયા અને તેથી તેને કોઇએ પણ રોકયો નહિ; એટલું જ નહિ, પણ સ્હામા તેમણે તેનાં ચરણોમા પડીને તેના આશીર્વાદ લીધા એવો તે ઔલિયા–તે ઈશ્વરપ્રેમમા લીન થયેલો સત્પુરુષ એ પ્રખર તાપમા ધીમે ધીમે ચાલતો અને માર્ગમાં મળતા પ્રત્યેક જનના ચિત્તને આકર્ષતો કિલ્લામાના પૂર્વ તરફના ખૂણામાંની મસ્જિદમાં આવી પહોંચ્યો અને ત્યાં પડાવ નાખીને પડ્યો ત્યાં કેટલાક મૌલવી તથા ફકીરો હતા, તેમણે પણ એ મહા વિભૂતિને ઉત્થાપન આપીને બેસવા વગેરેની વ્યવસ્થા કરી આપી.

એ મસ્જિદમાં એ ઔલિયાનો મુકામ લગભગ એક પ્રહર પર્યન્ત જ હતો, પણ એટલા અવધિમાં એણે ત્યાના મૌલવી અને ફકીરોનાં મન પૂર્ણતાથી આકર્ષી લીધાં મિત ભાષણ, નિરતર ઈશ્વરનામસ્મરણ, કુરાન શરીફના આધારે શંકાનિરસન કરવાનુ ચાતુર્ય અને અતિશય નિરિચ્છતા ઇત્યાદિ ગુણોના યોગે સર્વનો એ ઔલિયામા મહા ભક્તિભાવ બધાઈ ગયો.

દિવસના તૃતીય પ્રહરની સમાપ્તિ થતા ઔલિયા મસ્જિદમાંથી ઉઠીને બદર દરવાજામા થઇને કિલ્લા બહાર આવ્યો એ વેળાએ એના સાથે કેટલાક ભાવિક જનો તથા પ્રેક્ષકોનો સારો સમુદાય હતો. ખાડીના કિનારાપર આવતાં ત્યાંના શુભ્ર વાલુકામય પ્રદેશમાં તેણે પોતાનું આસન જમાવ્યું અને સર્વ જનો અદબથી તેની આસપાસ બેસી ગયા. સૂર્યાસ્તનો સમય થતાં સૂધી કેટલાક મૌલવીઓ સાથે તેનો ધર્મવિષયક સવાદ ચાલતો હતો સૂર્યાસ્ત સમયે મગરિબની નમાજ બધા સાથે તેણે પણ પઢી અને ત્યારપછી ત્યાંથી પાસે જ કડવા લીમડાની પાળપર જઇને તે બેઠો.

દિવસ આથમી ગયો હતો અને ધીમે ધીમે રાત્રિનો અધિકાર થતો જતો હતો સાયકાળે કિલ્લાના દરવાજા બધ થતા હોવાથી બધા લોકો ચાલ્યા ગયા હતા, માત્ર કેટલાક મૌલવીઓ પાછળ રહ્યા હતા અને *તેમણે ઔલિયાને પોતા સાથે કિલ્લામાં ચાલવાનો ઘણો જ આગ્રહ કર્યો.* પરતુ ઔલિયાએ એ આગ્રહનો સ્વીકાર ન કરવાથી અતે લાચારીએ તેઓ પણ ઊઠીને કિલ્લા તરફ ચાલ્યા ગયા.

બીજે દિવસે પ્રભાતમા કિલ્લાના દરવાજા ઉઘડતાંની સાથે જ લોકોનાં ટોળે ટોળાં ઔલિયાના દર્શનમાટે આવવા લાગ્યા. એ દર્શનેચ્છુ લોકસમુદાયમાં નાના પ્રકારના અને નાના પદવીના લોકો હતા. ઔલિયો

કોઇની સાથે પણ બોલતો નહોતો; એટલું જ નહિ, પણ મસ્તકને ઉંચું કરીને કોઇને જોતો પણ નહોતો. હિન્દુ અને મુસલમાન બન્ને જાતિના લોકો ભક્તિભાવથી ઓલિયાને વંદન કરતા હતા. ફળ, પુષ્પ અને સિક્કાઓનો તો ત્યાં ઢેર લાગી ગયો હતો અને તેમને એક તરફ ખસેડનારા શિષ્યોની ત્યાં ન્યૂનતા જોવામાં આવતી હતી; પણ બે હિન્દુ તરુણોએ તે ન્યૂનતાની પૂર્ણતા કરી નાખી. લોકોને ઓલિયાનાં દર્શનની સગવડ કરી આપવાની અને પ્રસાદ લેવા આપવા આદિની તેઓ બહુજ કાળજીથી વ્યવસ્થા કરવા લાગ્યા. કેટલાક વખત પછી એકઠાં થયેલાં ફળ, પુષ્પ અને પૈસા વગેરે ગરીબ અને ફકીર ફુકરાને વહેંચી આપવાની ઓલિયાએ માથું ઉંચું કરીને શિષ્યોને આજ્ઞા કરી. એનું વળી લોકોના મનમાં બહુજ સારું પરિણામ થયું. ઓલિયાના નામનો એથી લોકોએ પ્રચંડ જયજયકાર કર્યો અને સર્વત્ર ઓલિયાનાં સ્તુતિ સ્તોત્રો સંભળાવા લાગ્યાં.

એવી રીતે કલ્યાણનગર અને કિલ્લામાં અલ્પ સમયમાં જ ઓલિયાની કીર્તિનો પ્રસાર થઈ ગયો. સર્વ જનો મહા ઉત્સુકતાથી એ નિઃસ્પૃહ સાધુ પુરુષનાં દર્શનનો લાભ લેવામાટે આવવા લાગ્યા; અને કેટલાક માનતા પણ માનવા લાગ્યા. કેટલાકોએ એ સંત બોલવાનો અનુગ્રહ કરે, એવી ખટપટ કરી; પણ એમાં ઘણાકોને નિરાશા વિના બીજું કાંઈ મળી શક્યું નહિ. ઓલિયા ખુદાના નામ અને પોતાની તસ્બીહ (માળા) વિના સમસ્ત જગત્ વિશે નિશ્ચિંત જ દેખાતો હતો.

એવી રીતે બીજો પણ એક દિવસ વીત્યો. ત્રીજે દિવસે મૌલાના અહમદે પોતે એ સંતની સત્કીર્તિના સમાચાર સાંભળ્યા અને તેથી દીવાનજીને પાલખી સાથે ઓલિયાને પોતા પાસે લઈ આવવાને મોકલ્યો; પરંતુ તે ઓલિયા તેના આમંત્રણનો અસ્વીકાર કરવા ઉપરાંત અહીં વિશેષ જનસંપર્કના યોગે પ્રભુપ્રાર્થનામાં વ્યત્યય થતો હોવાથી આસન ઉઠાવીને પ્રયાણ કરી ગયો. આ વાર્તા સૂબેદારના સાંભળવામાં આવતાં તેના મનમાં ઓલિયાના દર્શનની વિશેષ ઇચ્છા થઈ અને પોતે જ તેના દર્શનમાટે ન ગયો, એથી તે અતિશય પશ્ચાત્તાપ કરવા લાગ્યો. પોતાના નગરમાં આવવા છતાં આવા સત્પુરુષનાં દર્શનનો પોતાને લાભ ન મળવાથી તે પોતાને ધિક્કારવા લાગ્યો. તત્કાળ અશ્વારૂઢ થઈને દીવાનજીને સાથે લઈ તે ઓલિયાની પાછળ જવાને નીકળ્યો. ઓલિયા અદ્યાપિ વધારે દૂર નીકળી ગયો નહોતો; છતાં તે અરણ્યમાં આડોઅવળો ફરતો હોવાથી તત્કાળ સૂબેદાર સાથે તેનો મેળાપ થઈ શક્યો નહિ અને તેથી ક્ષણે ક્ષણે સૂબેદારની આતુરતામાં વધારો થવા લાગ્યો. અંતે કલ્યાણ પાસેની એક આમ્રવૃક્ષરાજિમાં ઓલિયા બેઠેલો તેને મળી

આવ્યો અને તેથી તેને અતિશય આનંદ થયો. તેણે તરત ઘોડાપરથી નીચે કૂદીને મહાત્માનાં ચરણોમાં પોતાનું મસ્તક મૂકી દીધું.

ઓલિયાએ પોતાના બન્ને હાથેથી તેને ઉઠાડીને તેના મસ્તકપર જમણો હાથ રાખ્યો. દીવાનજી અને સૂબેદાર અદબથી તેનાથી થોડાક છેટા બેસી ગયા. મૌલાના અહમદે સાધુજીને બોલાવવામાટે અનેક પ્રકારના વિષયો કાઢ્યા, પણ તેની મુગ્ધતાનો ભંગ થયો નહિ. તેના શિષ્યોએ જણાવ્યું કે;–"એઓ વિશેષ બોલતા નથી." તો પણ મૌલાનાની તો એજ ઇચ્છા હતી કે, 'ઓલિયા મારી જોડે બોલીને મને કૃતાર્થ કરે તો સારુ.' તે જ્યારે દશ સવાલ પૂછતો, ત્યારે ઓલિયા માત્ર એક જ પણ મુદ્દાસરનો ટુંકો જવાબ આપતો હતો. ઐહિક પ્રશ્નનું તો તેને કાંઈ પણ ઉત્તર મળ્યું નહિ. માત્ર પારમાર્થિક પ્રશ્નોનાં તેને કેટલાક ઉત્તરો મળ્યાં અને તેથી ઓલિયામાંની તેની પૂર્વ શ્રદ્ધામાં ઘણો જ વધારો થઈ ગયો. એવી રીતે ઘણીકવાર સુધી સંભાષણ ચાલ્યા પછી મૌલાનાએ ઓલિયાને પોતા સાથે આવવા માટેનો આગ્રહ કર્યો, પણ તેની એ પ્રાર્થના સર્વથા અમાન્ય જ કરવામાં આવી. ઓલિયાએ ગંભીરતાથી કહ્યું કે;–

"હુ હવે મુલકમાં ફરવામાટે જવાનો છુ. તમારા ઐહિક વ્યવહારમાં ધ્યાન આપવાથી અમને શો લાભ? કારણ કે, અમે તો સંસારને ત્યાગી બેઠા છીએ. તમે મને મળવા આવ્યા અને આપણો મેળાપ થયો એ ઠીક જ થયું; પણ હવે તો મારે જવું જ જોઇએ. તમે રાજ્ય કાર્યભાર માત્ર સાવધતાથી ચલાવજો, એટલે થયું. તમારા શિરપર એક સંકટ આવવાનું છે, પણ તેનો આધાર તમારી સાવધતાપર રહેલો છે. મારો જો કે તમને આશીર્વાદ છે, છતાં હુશિયારીથી વર્ત્તજો અને પાક પરવરદિગારની મદદ માગતા રહેજો!"

આ શબ્દો ઓલિયાએ બહુ જ ચમત્કારિક રીતિથી ઉચ્ચાર્યો. ગયા બે ત્રણ દિવસમાં એક સાથે જ આટલું બધુ તે બોલ્યો નહોતો. એ શબ્દો ઉચ્ચારતી વેળાએ તેની દૃષ્ટિ મૌલાનાના મુખમંડળમાં સ્થિર થયેલી હતી; પણ તે સહેતુક હતી કે અહેતુક, એ આપણાથી કહી શકાય તેમ નથી. મૌલાના ગભીર વિચારમાં નિમગ્ન થયો હતો. અમુક પ્રશ્ન એ મહાત્માને પૂછવો કે ન પૂછવો, એ વિષે તેના મનમાં તુમુલ યુદ્ધ ચાલતુ હતું. પણ તેનો એ હેતુ ઓલિયાના જાણવામાં આવી ગયો હોયની! એવી રીતે તે બોલ્યો કે;–"જે પૂછવાનું હોય તે ખુશીથી પૂછી લ્યો. આ સમય પાછો આવવાનો નથી."

ઔલિયાના આ વાક્યથી મૌલાનાનું વિશ્વાસબદ્ધ મન વિશેષ શ્રદ્ધા-યુક્ત થયુ અને પોતાના મનની વાતને જાણીને ઔલિયાએ અવશ્ય એ વિષે કાંઈ પણ નિશ્ચય કર્યો હશે, એવી તેની ખાત્રી થઈ ગઈ. જેનામાં એકવાર કોઇનો વિશ્વાસ બંધાઈ જાય છે, તેની કોઈ પણ કૃતિ વિશે શંકા ન જ કરવી, એવી મનની સાધારણ પ્રવૃત્તિ જ હોય છે. મૌલાનાના મનની પણ એવી જ પ્રવૃત્તિ થયેલી હોવાથી પોતાના મનને મુક્ત કરીને તે બોલવા લાગ્યો કે;–

"હુજૂર તરફથી રુક્કો આવ્યો છે; પણ તે લાવનારના જાણવામાં ન આવે એવી રીતે તેનાપરની મોહોરને કોઇએ ફોડી નાખી છે. એ રુક્કામાં આવતી કાલે જ અહીંનો ખજાનો બીજાપુર તરફ મોકલી આપ-વાનો હુકમ છે. બાદશાહના હુકમ પ્રમાણે આવતી કાલે જ હુ તો ખજાનો મોકલવાનો જ; પણ મોહોર ફૂટેલી હોવાથી મારા મનમાં કાંઇક શક પેદા થાય છે. આપ તો સર્વ જાણો જ છો; એટલે હવે મારે કેવી રીતે વર્તવું, એ વિશેની કાંઈ સલાહ મળવી જોઇએ."

કેટલીકવાર સુધી ઔલિયા ચિંતામગ્ન થયા જેવો દેખાયો અને ત્યારપછી તે એકદમ બોલી ઊઠ્યો કે;–"જે સંકટ આવવાનુ છે તેને તો ટાળી શકાય તેમ નથી જ; તોપણ તેના નિવારણનો પ્રયત્ન કરવો, એ આપણી ફરજ છે. ખુદાની મેહરબાની જોઇએ. તમે બ્હીશો નહિ; તમને મારો આશીર્વાદ છે."

એ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ ઔલિયા પોતાના સ્થાનપરથી ઊઠ્યો અને ચાલવા લાગ્યો. મૌલાનાએ પુન તેને પોતાની સાથે કિલ્લામાં આવવાનો આગ્રહ કર્યો, એટલે ઔલિયાએ શાંતિથી જણાવ્યું કે:–

"તમારી સાથે રહેવામાં અમને ફાયદો નથી. મેં હવે ઉત્તર પ્રાંતમાં જવાનો નિશ્ચય કર્યો છે. છતાં તમારો વિશેષ આગ્રહ છે તો પંદર દિવસ અથવા બહુ તો એક માસ હું તમારા નગરની આસપાસમાં જ ફરતો રહીશ; એટલે તમારે ચિન્તા કરવાની જરૂર નથી." એમ કહી પુનઃ એકવાર મૌલાનાના મસ્તકપર પોતાનો વરદ હસ્ત રાખીને તે ઔલિયા પોતાના નૂતન અને સ્વયંપ્રેરિત શિષ્યો સહિત તત્કાળ ત્યાંથી ચાલ્યો ગયો.

મૌલાના પણ ચિંતાયુક્ત હૃદયથી દીવાનજી સહિત પોતાના નિવાસ સ્થાનપ્રતિ જવાને રવાનો થયો.

## પ્રકરણ ૫ મું

### પૂર્વ તૈયારી

ચૈત્ર માસની વદ્ય અષ્ટમીનો પ્રાત:કાળ. ઓરઘાટમાંના માર્ગની એક બાજૂએ ઝાડીમાંના નીચા ભાગમાં લગભગ પચાસ પુરુષો પોતાના કામળા પાથરીને સૂતા હતા. વદ્ય અષ્ટમીનો ચન્દ્રમા ક્ષિતિજમાં આવ્યાને કેટલોક વખત થઈ ગયો હતો અને તે પોતાનાં શીતલ કિરણોવડે સર્વત્ર અમૃત-જ્યોત્સ્નાની વૃષ્ટિ કરતો હોવાથી સર્વત્ર સુખદાયક શીતલતાનો ઉદ્ભવ થયો હતો. વળી એ પ્રાતઃકાળનો સમય હોવાથી ઉષ:કાલીન મંદ અને સુશીતલ વાયુએ પણ તે શીતલતામાં દ્વિગુણ વૃદ્ધિ કરી હતી. વસંત-ઋતુની ઉષ્ણ વેળામાં આ શીતલતા સંતોષકારક હતી, તો પણ જેમ જેમ પૂર્વ દિશા પોતાના મુખકમળને ઉજ્જવલિત કરતી જતી હતી, તેમ તેમ તે ઝાડીમા સૂતેલા મનુષ્યો પોતાના કામળાને પોતાના શરીર સાથે વધારે અને વધારે લપેટતા જતા હતા.

ધીમે ધીમે અરુણોદય થતાં બાલરવિનાં પીળાં કિરણો વૃક્ષની ટોચો અને ઉત્તુંગ પર્વતશિખરોપર સોનેરી ઢોળ ચઢાવવા લાગ્યાં! સર્વ વનપ્રદેશ એકાએક જાગૃત થતો દેખાયો. પક્ષીઓએ પ્રાતઃકાળના ગાન-રૂપ કૂજનની સમાપ્તિ કરીને સૂર્યનારાયણની સ્તુતિનો આરંભ કરી દીધો અંધકારે પોતાના અધિકારને વીંટીને ગિરિકંદરામાં નાખી દીધો અને ત્યાં યોગ્ય પ્રસંગની માર્ગપ્રતીક્ષા કરતો મુખ છૂપાવીને બેસી રહ્યો. આવા પ્રબોધકાળમાં પણ તે સૂતેલા લોકો જાગૃત થયા ન હોતા. તેઓ વૃક્ષોના થડનાં ઓસીકાં કરી સુખનિદ્રામાં ઘોરતા પડ્યા હતા. એટલામાં એ જંગલમાં એક શીંગડું ફૂંકાયાનો અવાજ સંભળાયો અને તે સાંભળ-તાંની સાથે જ એ ઘોરતા પડેલા લોકો જાણે વીજળીનો આઘાત થયો હોયની! તેવી રીતે ઊઠીને પોતાના કામળાને ખભાપર પથરાવી હથિયારો લઇને ઊભા થઈ ગયા. એમનો પોશાક એક કમ્મલ અને લંગોટીમાં જ સમાઈ જતો હતો! એ બે વસ્ત્રોવિના સમ ખાવાને પણ તેમના શરીર-પર ત્રીજું વસ્ત્ર જોવામાં આવતું નહોતું. તેમની પાસે ઢાલ અને તલ્વાર વિના બીજા હથિયારો પણ નહોતાં. તેમનાં શરીરોનો રંગ તો કોયલાને પણ લજાવતો હતો. એવા એ જોવામાં ગમાર અને ભોળા લોકો તે શીંગડાના અવાજ સાથે જ પોતાની નિદ્રાને ત્યાગી એકદમ ઊઠીને ઊભા થઈ જાય, એ એક પ્રકારનું મહા આશ્ચર્ય જ કહેવાય!

એ જો કે આશ્ચર્ય તો ખરું જ; પણ એવા આશ્ચર્યને પ્રત્યક્ષ કરી બતાવનાર પુરુષો સત્કારી, પૂર્વપુણ્યવાન્ અને ઇશ્વરપ્રેરિત જ હોય છે, અને તેથી જ લોકોને એવાં આશ્ચર્યોને અવલોકવાનો પ્રસંગ પ્રાપ્ત થઈ

ર્કે છે. શ્રી શિવરાજના કાર્યનું પ્રસ્થાન રાખીને તેને સિદ્ધ કરવામાટે
ોતાના પ્રાણને તૃણ સમાન માનનારા માવળાઓનો જ એ એક સમુ-
ાય હતો. મુસલમાન રાજ્યકર્તાના અત્યાચારોથી ત્રાસીને એ માવળાઓ
ામઘોષના બળથી સ્વાતંત્ર્યયુદ્ધક્ષેત્રમાં આવી દંડ ઠોકીને ઉભા રહ્યા
તા. માવળાઓ અજ્ઞાન અને બુદ્ધિહીન હોવા છતાં તેમના હૃદયકમળમાં
ૈરાજતી શ્યામ રામમૂર્તિનો તેમને પરિચય કરાવવામાં આવેલો હોવાથી
મનામાં અત્યારે ઈશ્વિરી તેજ-શક્તિનો જ ઉદ્‌ભવ થયેલો હતો. સ્વા-
ત્ર્યયુદ્ધના સમરાંગણમાં પૂર્ણ યશસ્વી થવામાટે એવા પવિત્ર અને
શ્વરી તેજોયુક્ત મનુષ્યોની જ આવશ્યકતા હોય છે. શિવાજીના માવ-
ાઓના પરાક્રમની વાર્તા આજે સમસ્ત જગતને આશ્ચર્યચકિત કરી
ાખે છે, તેનું કારણ તેમની મનોભૂમિકા ઈશ્વિરી શક્તિના નિવાસ યોગ્ય
યેલી હતી એ જ છે. પ્રથમથી જ મુસલ્માની રાજ્યપદ્ધતિના ચક્રમાં
.પડાઇને નિઃસત્વ અને ભગ્નતેજ થયેલા એ માવળાઓ પેટદ્વારા પણ
રાયા હતા એટલે કે, દિવસ અને રાત્ર અવિશ્રાંત શ્રમ કરવા છતાં
ટ ભરીને ખાવામાટે રોટલો પણ તેમને મહા મુસ્કેલીએ મળતો
તો. છતાં સ્વસ્થિતિનું પૂર્ણ જ્ઞાન ન થવા છતાં પણ તેમણે કેવળ
.ક્તિભાવના બળથી મુગલો જેવા અજસ્ર શત્રુને ત્રાહિત્રાહિ પોકારતા
ર્યા, એ ઘટના બહુ જ વિચાર કરવા યોગ્ય છે. અસ્તુ.

એવી રીતે એ માવળાઓ સજ્જ થઇને ઊભા રહ્યા, એટલામાં
ાડા વખત પછી ચાર પાંચ ઘોડેસ્વારો પોતાના ઘોડાઓને દપટાવતા
.ં આવી લાગ્યા. તરત તે માવળાઓમાંનો એક માવળો આગળ
ીકળી આવીને કાંઇપણ ન બોલતાં ઝાડીના એક માર્ગમાં ચાલવા
ાગ્યો અને તેની પાછળ તે ઘોડેસ્વારો પણ મૌન્યનું અવલંબન કરીને
.ાલતા થયા. કેટલાક અંતરે જવા પછી બીજો પણ માવળાઓનો એક
મુદાય તેમને મળ્યો અને તેમનામાંનો એક માણસ ભોમિયા તરીકે
ાગળ ચાલવા લાગ્યો, એટલે પહેલાંનો ભોમિયો તે ક્ષણે જ પાછો વળી
યો. એવી રીતે તે ઘોડેસ્વારોએ એ જંગલમાં એકંદર માવળાના પાંચ
છ સમૂહો જોયા અને ત્યારપછી ફરીને તેઓ પાછા પ્રથમના સમુદાય
ાસે આવી લાગ્યા. આટલા ચક્કરમાં તેઓ કોઇની સાથે કાંઇપણ
ાલ્યા નહોતા, કિંવા તેમને કોઇએ કાંઈ પૂછ્યું પણ નહોતું. ઘોડાના
ાપાનો કે શ્વાસોચ્છ્વાસનો ધ્વનિ થયો હોય તેટલો જ; એ વિના તેમના
ંગલમાંના અસ્તિત્વનો પત્તો મળવા જેવો બીજો કશો પણ ધ્વનિ
ંવા અન્ય પ્રકાર થયો નહોતો. એ સર્વે ટોળીઓ થોડા થોડા અંતરપર
ને ઘોરઘાટના ચાલતા માર્ગની બન્ને બાજૂએ ઝાડીમાં પડાવ નાખીને

પડી હતી, અને એમના બધા વ્યવહારો ગુપ્ત ચાલતા હતા. માર્ગમાં જતા આવતા વટેમાર્ગુઓને પોતાનો જરાપણ પત્તો ન મળે, એમાટે તેમણે યોગ્ય વ્યવસ્થા કરી રાખી હતી.

ઘોડેસ્વારોની ટુકડી બાવળાઓના પ્રથમ સમુદાય આગળ આવીને ઊભી રહી. ત્યાં ઘણાક બાવળાઓ ઊગેલા હતા સૂર્ય આકાશના ઉચ્ચ ભાગમાં આવ્યો હતો અને તેના કિરણોનું પરિણામ થવા માંડ્યું હતું ઘાટના માર્ગમા વટેમાર્ગુઓની સારી આવજાવ શરુ થઈ હતી. જેમ જેમ સૂર્ય આકાશમા વધારે અને વધારે ઊંચો ચઢતો ગયો, તેમ તેમ તે ઘોડેસ્વારો અસ્વસ્થ થતા દેખાવા લાગ્યા અંતે તેઓ ઊઠ્યા અને પાસેજ એક ઝાડવાનુ જાળુ હતું તેની પાછળ જઈને બેઠા. અહીં આવીને બેઠા પછી તેમનામાનો કાળો, મોટા નાકવાળો, આજાનુબાહુ અને ઓષ્ઠ પ્રદેશમા મૂછનો તાજો દોરો ફૂટેલો હોવાથી વીસથી ઓછા વર્ષની વયનો નિશ્ચય કરાવનાર એક તરુણ પુરુષ કહેવા લાગ્યો કે,–

"આપણે સ્વામીએ આપેલા સમાચાર ભૂલભરેલા સમજવા કે આપણી વ્યવસ્થા થવા પૂર્વે જ કલ્યાણનો ખજાનો ઘાટને ઉલ્લંઘીને પાર નીકળી ગયો હશે, એની કાંઈપણ કલ્પના કરી શકાતી નથી."

"સ્વામીએ આપેલા સમાચાર ભૂલ ભરેલા હોય, એ સંભવિત નથી તેમણે તે સ્થળે ઓલિયાનો વેશ એવી તો ચાલાકી અને ન ઓળખી શકાય તેવી રીતે ભજવ્યો હતો, કે તેના યોગે તેમની સાથે કોઈ કપટ વર્તન કરે, એ શકા જ વ્યર્થ છે ચૈત્ર વદ અષ્ટમીએ બાદશાહની આજ્ઞા પ્રમાણે સૂબેદાર બંદોબસ્તથી ખજાનો મોકલવાનો તો ખરો જ, પછી જે થવાનું હોય તે થાય, એમ તે સૂબેદારે પોતેજ સ્વામીને કહ્યુ હતુ; એમ તે સંભાજી કાવજીએ આવીને મને ખબર આપી છે, એટલે એ સમાચારને ભૂલ ભરેલા કેમ અને કેવી રીતે સમજી શકાય વારુ? મારી તો એવી ખાત્રી જ છે કે, વચ્ચે જ કોઈ વિઘ્ન ઉપસ્થિત થયેલું હોવુ જોઈએ અને તેથી જ આ વેળા હાથમાથી ગઈ છે." એ પ્રમાણે બીજા ઘોડેસ્વારે કહ્યુ.

"મહારાજ, તાનાજીરાવનું કથન જ મને તો સત્ય ભાસે છે. કારણ કે, સંભાજી કાવજીએ તાનાજીરાવને કહેલી હકીકત જ સ્વામીમાં મૌનાનાનો કેટલો બધો વિશ્વાસ બંધાયલો છે, એ બતાવી આપે છે." ત્રીજા ઘોડેસ્વારે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"આબાજી સોનદેવ, આ સર્વ શ્રી સમર્થનીજ કૃપા છે. મહાદૂને કોઈપણ પ્રકારનું વિઘ્ન ન આવતા થેલીને તપાસી જોવાનો અવસર મળ્યો, એ કાંઈ સાધારણ ઘટના નથી. તેજ પ્રમાણે તેમનાજ શિષ્ય

નારાયણ સ્વામીએ પણ ભર મુસલમાન વસતિમાં, તેમની મસ્જિદમાં, તેમના મૌલવીઓ અને ફકીરોના સમુદાયમાં પોતાના દંભનો સ્ફોટ ન થવા દેતાં સ્વાર્થસિદ્ધિનો આરંભ કર્યો છે અને તેમાં વિજય પણ મેળવ્યો છે, એ પણ કેવળ સમર્થની કૃપાદષ્ટિનું જ પરિણામ સમજી લેવું. બધી ચિંતા સમર્થને જ છે. આપણે અમથા ચિંતા કર્યાં કરીએ છીએ." એમ મહારાજે કહ્યું.

એ પ્રમાણેનો એમનો સંવાદ ચાલતો હતો, એટલામાં મહાદૂ પૈડણકરના આવવાની વાત સંભળાઈ અને તેને આવવાની પરવાનગી મળતાં તે પણ તરત આવીને હાજર થયો.

"કેમ મહાદૂ, શા સમાચાર છે?" મહારાજે પૂછ્યું.

"જોતીબા હમણાંજ આવ્યો. તેના કહેવાથી જણાય છે કે, અત્યારે ખજાનો ઘાટના મુખપર આવી લાગ્યો હશે." મહાદૂએ કહ્યું.

"આપણને જે બાતમી મળી હતી, તે પ્રમાણે તો અત્યારે ખજાનો ઘાટ ઉતરીને પાર થવો જોઇતો, તો, ખરુંને?" મહારાજે એ ઘોડેસ્વારોને ઉદ્દેશીને કહ્યું.

"ખજાનાને કલ્યાણમાંથી નીકળતાંજ વિલંબ થયો. એ વિલંબનો હેતુ મૌલાનાનો પુત્ર અમીરખાન હતો, એમ જોતીબા કહેતો હતો." મહાદૂએ ખુલાસો કર્યો.

"ખજાના સાથેનો બંદોબસ્ત કેવોક છે! એ વિશેની કાંઈ માહિતી મળી શકી છે કે નહિ?" તાનાજીરાવે સવાલ કર્યો.

"બંદોબસ્ત ઘણોજ સારો છે. મૌલાનાનો પુત્ર મીરખાન પોતે પણ સાથે છે. ખજાનાનાં ઊંટ પચાસ હોઇને તેમના રક્ષણમાટે એકસો હથિયારબંધ પહાણ અને એકસો ફાલતુ લોકો રાખવામાં આવ્યા છે." મહાદૂએ કહ્યું.

મહારાજ પોતે એ વેળાએ કાંઈ વિચારમાં નિમગ્ન થયા હતા. તેઓ મહાદૂનું એ ઉત્તર સાંભળીને એકદમ બોલી ઉઠયા કે;–"એટલે કે બસે અઢીસેં માણસ ખજાના સાથે છે, એજ ને?"

"જી હા–એટલાજ." મહાદૂએ વિનયથી કહ્યુ.

મહારાજ પુનઃ વિચારમગ્ન થઈ ગયા. તે ભાગ્યશાળી પુરુષના મુખમંડળમાં તેના મનમાં શા વિષયની ભવતિ ન ભવતિ ચાલતી હતી, એની લેશમાત્ર પણ છટા દેખાતી નહોતી. તે નાસાગ્ર દષ્ટિથી સ્વસ્થ બેઠો હતો. અલ્પ સમયમાં જ તેનો નિશ્ચય દૃઢ થતાં તે કહેવા લાગ્યો કે;–

"આજના સૂર્યાસ્ત સમયે ખજાનો અહીંથી નીકળવાનો. તેમનો બંદોબસ્ત સારો છે, તો આપણો બંદોબસ્ત પણ કાંઈ ઓછો કે નબળો

નથી. તાનાજી, તમે વચલી ટોળીપર રહેજો અને તેમના મોખરાપર હલ્લો કરવાનો દેખાવ કરીને તેમને પોતા સાથે ચલાવી જજો. તેઓ આ વચલા વળણ સુધી આવી લાગશે, એટલે તેમને પાછળથી હું ઘેરી લઇશ. આબાજી, આ ધાંધલનો લાભ લઇને તમે ખજાનાનાં ઊંટોને વાળી જજો. મહાદૂ એસા નિકમને જઇને કહે કે, બધી ચાર ટોળીઓ કરીને દિવસ આથમ્યા પહેલાં આ સ્થળે આવી લાગે. અમે પણ અહીં જ રહીશું. બની શકે ત્યાંસુધી આપણા માણસોના જીવ ન જાય, એવી સંભાળ રાખવાની બધાને ચેતવણી આપી દેજે—જા. હવે સમર્થની કૃપા શું કરે છે, તે જોવાનું છે!"

હવે મરાઠા મંડળને અહીં જ છોડીને આપણે કલ્યાણમાં શી ઘટના ઘટી, તેનું અવલોકન કરીએ.

—¤¤¤¤¤¤¤—

## પ્રકરણ ૬ ઠું

### પ્રણયબંધન

કલ્યાણ નગરના રાજમહાલયમાંના પોતાના ઓરડામાં કિલ્લેદાર મૌલાના અહમદની પુત્રવધૂ રોશનઆરા ચિંતામગ્ન થઇને બેઠી હતી. તેનો મુક્ત અને કૃષ્ણવર્ણ કેશકલાપ તેના સ્કંધભાગે અને પૃષ્ઠભાગમાં અસ્તાવ્યસ્ત વિખરાયલો પડ્યો હતો અને તેના નેત્રોમાંથી અશ્રુબિન્દુ ટપકતાં હતાં. તેણે પોતાના કોમળ હસ્તપર પોતાના જમણા ગાલને ટકાવી રાખીને દૃષ્ટિને દ્વારની દિશામાં તલ્લીન કરી રાખી હતી.

રોશનઆરા હજારોમાં એક સ્ત્રી હતી. તે કિલ્લેદારના પુત્ર મીરખાનની બીબી હતી, અને પતિપત્નીનો પરસ્પર પરમાવધિનો પ્રેમભાવ હતો. એમના લગ્નસમારંભવેળાએ પરસ્પર આપવા લેવાના વ્યવહારમાં વેવાઇવેવાઇ વચ્ચે વાંધો પડવાથી મૌલાના અહમદનો પોતાની એ પુત્રવધૂ વિશે સારો ભાવ નહોતો. જો કે સસરો તેને તિરસ્કારની દૃષ્ટિથી જોતો હતો, છતાં પતિનો તેનામાંનો પ્રેમ સર્વથા નિષ્કલંક હતો. રોશનઆરા જેવી હસીન હતી તેવો જ મીરખાન પણ રૂપાળો હતો અને બન્નેના સ્વભાવ તથા સદ્‌ગુણ પણ બહુધા એકસરખા હોવાથી એ જોડું ભાગ્યશાળી મનાતું હતું.

એવી રીતે સુખી હોવા છતાં આજે રોશનઆરા મહા દુઃખમાં આવી પડી હતી. ખજાનો બીજાપુર તરફ જવાને નીકળી ચૂક્યો હતો અને તેની સાથે તેનો પ્રાણવલ્લભ મીરખાન જવાનો હતો. શિવાજીનાં વિલક્ષણ કૃત્યોની સર્વેના મનમાં ભીતિ પડી ગઈ હતી અને અધૂરામાં

પૂરુ રુક્કાપરની મોહોર ફૂટવાથી તો ખજાનાપર જરૂર કાંઈ પણ સંકટ આવશે જ, એવો સર્વને એકસરખો ભાસ થતો હતો. આજ સુધીમાં અનેકવાર ખજાનો બીજાપુર તરફ મોકલવામાં આવ્યો હતો, પણ તે વિશે કોઇવાર પણ કોઇના મનમાં આટલી ભીતિ ઉત્પન્ન થઈ નહોતી. હાલમાં સર્વને શિવાજીનો કાર્યક્રમ શયતાનની હીલચાલ સમાન ભાસતો હતો. આવા શયતાન શિવાજીની સ્હામો થવાને પોતાનો પતિ જવાનો છે, એ વિચારથી તેનું કોમલ અંતઃકરણ દ્વિધા થઈ ગયું હતું. સાધ્વી સુંદરીનું અંતઃકરણ પોતાના પતિ વિશે કેટલું બધું કોમળ અને પ્રેમપૂર્ણ હોય છે, એ વિશેની ખરી કલ્પના, જે ભાગ્યવાન્ પુરુષને કર્તવ્યદક્ષ અને સતી અર્ધાંગના મળેલી હોય છે, તેના મસ્તિષ્કમાં જ આવી શકે છે; શંખિની અને કર્કશા સ્ત્રીના દુર્ભાગી પતિઓને એ કલ્પનાનું સ્વપ્ન પણ હોઈ કે આવી શકતું નથી.

બાદશાહી રુક્કાપરની મોહોર શિવાજીએ જ ફોડેલી હોવી જોઇએ, એવો કેવળ રોશનઆરાનો જ નહિ, કિન્તુ બહુધા સર્વનો નિશ્ચય થયેલો હતો અને તેથી શિવાજીના હાથે ખજાનાપર હલ્લો થવાનો જ, એવી સર્વ પ્રમાણે રોશનઆરાની પણ ખાત્રી હતી. પોતાના પતિપર કોઈ સંકટ આવવાની અથવા તેના જીવને અપાય થવાની ખાત્રી હોય, એટલે પછી ભારતીય હિંદુ કે મુસલમાન અબળાના મનમાં શાંતિ કેમ કરીને રહી શકે વારુ? વળી રોશનઆરા તો એક પતિવ્રતા પ્રમદા હોવાથી આવા ભયના મુખમાં પતિના જવાની ઘટના તેને વિષબિન્દુ સમાન જ થઈ પડી હતી. આજે તેને કયાંય ચેન પડતું નહોતું અને મનમાં અસ્વસ્થતા તથા ચિંતા વ્યાપી ગઈ હતી. મહાલયમાંની સર્વ ઉપભોગ્ય વસ્તુઓ તેને તિરસ્કરણીય દેખાતી હતી અને તેથી જ મખમલની સોનેરી ગાદીવાળા જાળીદાર મચ્છરદાનીથી ઢંકાયલા પલંગને લાગીને તે નીચે બેઠકપર જ બેઠી હતી. જેના માટે સ્ત્રીએ સર્વ સુખો ભોગવવાનાં હોય છે, તે સૌભાગ્યહેતુપર જ જો વિકટ સંકટ આવવાનો સંભવ હોય, તો પછી સ્ત્રીને તે સુખસાધનો શા ઉપયોગનાં વારુ?

તે આવી રીતે ચિંતામગ્ન અવસ્થામાં પડી હતી, એટલામાં એક ખાજાસરાએ આવીને મીરખાનના આવવાની ખબર સંભળાવી. એ ખબર સાભળતાં જ તત્કાળ પોતાના વિખરાયલા કેશ અને વસ્ત્રોને વ્યવસ્થિત કરી તે પોતાના પ્રાણનાથની હસિત મુદ્રાથી માર્ગપ્રતીક્ષા કરવા લાગી. મનમાં ચિંતાનો ભયાનક અગ્નિ પ્રજ્વળેલો છતાં પોતાના પ્રિયકરના પરિરંભણના પ્રસંગને આવેલો જોઈ તેનું મુખમંડળ સ્મિતથી વિકસિત થઈ ગયું. તોપણ વચ્ચે વચ્ચે તે રાક્ષસી ચિંતા ડોકિયું તો કરી જ જતી હતી,

અને તેને ટાળવાનો કોઈ ઉપાય નહોતો પોતાના પતિને આ પ્રસગે પોતા તરફથી કાંઈ અપશકુન ન થાય એ વિશે તેણે જોઇએ તેટલી સભાળ રાખી હતી અને મીરખાન આવી લાગો અને પતિપત્નીનો સયોગ થયો.

કેટલીકવાર સુધી તો પ્રેમમુગ્ધ થવાથી તે બન્ને કાંઈ પણ બોલી શક્યાં નહિ. પોતાની પ્રાણપ્રિયા પત્નીના મુખમડળમા ઉદાસીનતાને પ્રસરેલી જોઇને મીરખાનનું હૃદય પણ ચિંતાગ્રસ્ત અને ઉદાસીન થઈ ગયુ, અને તે પોતાની નિરતર હસિતવદના પત્નીની ઉદાસીનતાના કારણને શોધવા લાગ્યો અતે એ વિશે તે એવા નિશ્ચયપર આવ્યો કે –"આના કોમળ અને નિષ્કપટ અત કરણને દુ ખિત કરનાર હેતુ મારા વિના બીજો કોઈ પણ નથી હુ આજે ખજાના સાથે જતો હોવાથી જ એ આટલી બધી દુ ખિત થાય છે હું જો કે આજસુધીમા અનેકવાર યુદ્ધમા ગયેલો છુ, પરતુ આ સ્થળે યુદ્ધ નહિ, પણ દગાનો ભય હોવાથી જ આ સુશીન કાતાના મનમાં મારા જીવનવિનાશનો સશય ઉત્પન્ન થયેલો છે પણ લાચાર ! માતા પિતાએ ખાસ મારી આ કામપર યોજના કરેલી હોવાથી પત્નીના સતોષમાટે એ કાર્યનો મારાથી ત્યાગ કરી શકાય તેમ નથી, અને તેમ કરવુ શૂર પુરુષને યોગ્ય પણ નથી છતા સાહસ કરીને તેમ પણ કરુ, તો પિતાના મનમા આ મારી પત્ની વિશે વળી વિશેષ તિરસ્કાર થવાનો સભવ છે આમ પણ મુશ્કિલ છે અને તેમ પણ મુશ્કિલ છે!"

આવા અનેક પ્રકારના વિચારો તેના મનમાં આવ્યા અને પત્નીના ચિંતાનો ઉચ્છેદ પોતાથી કરી શકાય તેમ ન હોવાથી તેના નેત્રોમાંથી અશ્રુના બે ચાર બિંદુ ટપકી પડ્યા એટલામા રોશનઆરાએ અત્યાર સુધી હૃદયમા દાબી રાખેલા પોતાના શોકને અશ્રુનું સ્વરૂપ આપીને બહાર કાઢવાનો આરભ કર્યો તે ડૂસકાં ભરતી ભરતી કહેવા લાગી કે,– 'વ્હાલા શૌહર, આજે તમે ખજાના સાથે ન જાઓ, તો બહુ જ સારુ જો કે એક વીરપત્નીએ પતિને આવો ઉપદેશ આપવો યોગ્ય નથી, પણ કોણ જાણે આજે મારી મનોદેવતા મને એમ કહેવાને જ શા કારણથી પ્રેર્યાં કરે છે, તે હું પોતે પણ સમજી શકતી નથી મારા જીવમા ઘણો જ ગભરાટ થાય છે, મનમાં વિલક્ષણ વિચાર આવ્યા કરે છે અને વિચિત્ર સ્વપ્ન લાધ્યા કરે છે, માટે નાથ, આજે જશો નહિ કાંતો જવાનુ માંડી વાળો અને જવુ જ હોય તો મને પણ સાથે લેતા જાઓ "

"પ્યારી, આ હઠ સારો નથી. હું જવાનું માંડી વાળત અથવા તો તને સાથે ખુશીથી લઈ જાત, પણ લાચાર છુ કે, એમ કરવાનું મારા હાથમા નથી હું મારા પિતાને આધીન છુ–પરતત્ર છુ અને પિતાજીના મનમા

તારા વિશે લેશમાત્ર પણ અનુકંપા નથી, એટલા માટે તારી એમાની એક પણ પ્રાર્થનાને માન્ય રાખી તારા ઉદ્વિગ્ન મનને હું શાંત કરી શકતો નથી, એની મને ક્ષમા કર અને જવાની રજા આપ." મીરખાને લાચારી બતાવીને કહ્યું.

પતિપત્નીનો આ પ્રમાણેનો સંવાદ ચાલતો હતો, એટલામાં મૌલાના અહમદ તરફથી ઉપરાઉપરી બોલાવવામાટે માણસો આવવા લાગ્યા. દરવાજાપરના ખ્વાજાસરાએ કેટલાકોને ગમે તે બહાનાં બતાવીને પાછા વાળી દીધા, પણ અંતે વધારે બળપૂર્વક બોલાવવામાં આવ્યાથી ખ્વાજાસરાને એની ખબર મીરખાન સુધી પહોંચાડવી પડી "આ આવ્યો, હમણા આવુ છુ" એમ કહી કહીને તેણે પણ કેટલાક માણસોને પાછા ધકેલ્યા; પરંતુ અંતે જ્યારે મૌલાનાની તહનાતમંનો ખાસ ખ્વાજાસરા હુસન આવી લાગ્યો, ત્યારે લાચારીએ તેને જવામાટે ઊઠવાની ફરજ જ પડી તે અસહાય અને પ્રેમાકાંક્ષિણી પ્રમદાએ પોતાના પતિને દૃઢ આલિંગન આપ્યું મીરખાન સ્તંભિત થયો; કારણ કે, રોશનઆરા મૂર્ચ્છિત થયેલી હોવાથી તે જવામાટે પગલુ ભરી શકતો નહોતો. પરતુ પિતાનો ભયંકર ધાક હોવાથી ધીમેથી પત્નીના આલિંગનબંધનથી મુક્ત થઈ, તેને પુષ્પ પ્રમાણે સંભાળથી પલંગપર સુવાડીને અને નિમેષમાત્ર તેના ભોળા મુખકમળનુ અવલોકન કરી તેણે તેનું ચુંબન લીધુ અને દાસીને તેની યોગ્ય પ્રકારે વ્યવસ્થા રાખવાની તાકીદ કરીને કઠિન મન કરી તે તરત ત્યાંથી ચાલતો થઈ ગયો

## પ્રકરણ ૭ મું

### ખજાનાની લૂટ

મીરખાને આવીને જોયુ તો મૌલાના અહમદ ક્રોધથી લાલપીળો થઈ ગયો હતો, પરતુ પિતાના કોપને ધ્યાનમા ન લેતા તેને પ્રેમપૂર્વક વદન કરી મહાલયમાંથી બહાર આવીને મીરખાન ઘોડાપર સ્વાર થયો. તેની સાથે જનારા લોકો તો ક્યારનાય તૈયાર થઇને ઊભા હતા, એટલે તે સ્થળે તે તેમની સાથે આવી મળ્યો અને પછીથી મૌલાના પોતે, દીવાનજી, કોટવાલ તથા બીજા કેટલાક સારા સારા સરદારો તેમને વળાવવામાટે ત્યા આવી પહોંચ્યા. એ સર્વ 'ગણેશ' દરવાજામાંથી બહાર નીકળ્યા અને ત્યાં ખજાનાના પચાસ ઊંટ, તેમના પચાસ સારવાન અને એકસો સિપાહીઓ તેમની વાટ જોતા ઉભા હતા

એ વેળાએ સૂર્યાસ્તનો સમય થઈ ચૂક્યો હતો. મૌલાનાનો એવો નિર્ધાર હતો કે, દિવસ ઉગતાંની સાથે જ ઘાટ ઉતરી જઈ શકાય, એવી

વ્યવસ્થા અને યોજનાથી નીકળતું અને તેથી તેણે એ પ્રમાણેની જ સર્વ વ્યવસ્થા કરી હતી. પણ મીરખાન વચ્ચે પોતાની પ્રિયતમાના પ્રેમબંધનમાં સપડાઈ જવાથી પ્રથમ તો પ્રયાણમાં જ એક કે દોઢ પ્રહર જેટલો વિલંબ થઈ ગયો. એટલે સાયંકાળનો પડાવ જે ઘાટના મુખપર પડવાનો હતો, તે પ્રહર હવે સર્વથા અશક્ય થઈ પડ્યો. ઊંટ અને મનુષ્યોને આખી રાત ચાલવા છતાં પણ રાત્રે કિંચિત્ વિશ્રાંતિ લેવાનો અને પ્રભાતમાં જ ઘાટને ઓળંગીને પાર થવાનો પ્રસંગ મળશે કે નહિ, એ વિશે મૌલાનાના મનમાં સંશય જ હતો. તે બહુ અસ્વસ્થ થયો, પોતાના પુત્રવિશે તેના મનમાં ઘણો જ ગુસ્સો પેદા થયો અને તે તેણે દીવાનજી સમક્ષ વ્યક્ત પણ કરી બતાવ્યો.

ખજાનો કૂચ કરવાની તૈયારીમાં હતો, એટલામાં સ્હામેથી ઓલિયા આવતો હતો ત્યાં મૌલાનાનું ધ્યાન આકર્ષાયું. તે પોતાના ઘોડાપરથી નીચે ઉતર્યો એટલે બધા નીચે ઉતરી પડ્યા. મૌલાનાએ મીરખાનનો હાથ પકડી તેને ઓલિયાનાં ચરણોમાં નાખ્યો અને ઓલિયાએ શુભ આશીર્વાદ આપ્યો. સર્વજનોએ તેને નમસ્કાર કર્યો. મૌલાનાએ ખજાનાની રવાનગીની વાર્તા કહી સંભળાવી. ઓલિયાએ કહ્યું કે;—"સાવધતા રાખજો—એ વિના બીજું આપણાથી શું થઈ શકે એમ છે? અલ્લાહ નિગેહબાન છે—પરવરદિગારને ભૂલશો નહિ!" આમ કહીને ઓલિયા કિલ્લામાં ચાલ્યો ગયો. ત્યાર પછી મૌલાના અહમદ પણ ખજાનાને રવાના કરીને તરત પાછળથી જઈ ઓલિયાને માર્ગમાં જ મળ્યો.

એ વદ્યપક્ષના દિવસો હતા. સૂર્યના અસ્તંગત થતાંની સાથે જ તેના સ્થાનમાં અંધકાર પોતાના અધિકારને વિસ્તારતો જતો હતો. આકાશસ્થ નક્ષત્રો સહસ્રાવધિ કોશના અંતરપરથી પોતાના અસ્તિત્વનો પરિચય કરાવતાં કરાવતાં પોતાના માર્ગને ક્રમતાં હતાં; અને જતાં જતાં ક્ષણભંગુર સંસારમધ્યે નિમગ્ન થયેલી માનવી પ્રજાના અજ્ઞાનનું હાસ્ય કરતાં હતાં! માર્ગમાંનો ગમનાગમન વ્યાપાર ઓછો થયો હતો—સર્વથા બંધ થઈ ગયો હતો, એમ કહીએ તોપણ ચાલી શકે. ખજાનાવાળા ઊંટોના ગળામાંની ઘંટડીઓ અને ઘોડાના ટાપાનો અવાજ તે શાંત પાર્વતીય પ્રદેશમાં પ્રતિધ્વનિને ઉત્પન્ન કરતો શાંતિના ગંભીર સ્વરૂપને વધારતો જેવામાં આવતો હતો. મીરખાન સર્વના અગ્ર ભાગે ચાલતો હતો અને તેની સાથે જ બે બાજુએ તેના શરીરસંરક્ષકો અને પાછળ પચીસ ઘોડેસ્વારો વ્યવસ્થાથી ચાલતા હતા. તેમની પાછળ ખજાનાના ઊંટો હોઇને તેમના રક્ષણનું કાર્ય પચાસ ઘોડેસ્વારોને સોંપવામાં આવ્યું હતું. બાકીના પચાસ સ્વારો સર્વથી પાછળ થોડાક અંતરપર ચાલ્યા

આવતા હતા. મીરખાન કોઇની સાથે કાંઈ પણ બોલતો નહોતો. માત્ર ઘોડેસ્વાર સિપાહીઓ પોતપોતામાં વાતચીત કરતા હતા અને કેટલાકો ગાયન લલકારવામાં પણ નિમગ્ન થયા હતા. કલ્યાણમાંથી નીકળતાં જ વિલંબ થયેલો હોવાથી માર્ગમાં વિશ્રાંતિ ન લેતાં બીજે દિવસે લગભગ એક પ્રહર દિવસ ચઢતાં સુધીમાં જેટલી મંજિલ મારી શકાય તેટલી મારવી, એવો મૌલાનાએ મીરખાનને સખ્ત હુકમ ફર્માવી દીધો હતો. પિતાની આજ્ઞાને અનુસરીને તે પ્રવાસમાં આગળ વધ્યો જતો હતો, તોપણ તેનું મન તો કલ્યાણનગરનિવાસિની પ્રિયકરા રોશનઆરા પાસે જ રહી ગયું હતું. 'તે શુદ્ધિમાં આવી હશે કે નહિ? જો શુદ્ધિમાં આવી હશે, તો મને ત્યાં ન જોઇને તે કેટલો અને કેવો કલ્પાંત કરી મૂકશે! મારા પ્રવાસના વિલંબનું કારણ તે થયેલી હોવાથી પિતાજી વળી પણ તે બિચારીને મેણાં ટોણાં મારશે કે કેમ?' ઇત્યાદિ વિચારોમાં તે એટલો બધો નિમગ્ન થઈ ગયો હતો કે, તેનો જાણકાર અને ઇમાનદાર ઘોડો સરખી ચાલથી ચાલ્યા કરતો હતો એ ઠીક જ હતું; નહિ તો કદાચિત્ બિચારા અમીરખાનના માથાને જમીન સાથે અથડાવાનો પ્રસંગ પણ આવી લાગત.

એવી રીતે એ સર્વ જનોએ આખી રાતનો અખંડ પ્રવાસ કર્યો, પરંતુ પ્રભાત થવા છતાં પણ જ્યારે મીરખાને વિશ્રાંતિની આજ્ઞા ન આપી, એટલે ઘોડેસ્વાર સિપાહીઓ અસ્વસ્થ અને અસંતુષ્ટ થયેલા દેખાવા લાગ્યા. ઘોડા અને ઊંટ વગેરે જાનવરો પણ થાકીને લોથપોથ થઈ ગયા હતા. પરંતુ એક પ્રહર દિવસ થતાં સુધીમાં જેટલો માર્ગ કપાય તેટલો માર્ગ કાપવાનો મૌલાનાનો હુકમ હોવાથી તે બિચારો લાચારીથી વિશ્રાંતિની આજ્ઞા આપી શકતો નહોતો. અંતે એક પ્રહર દિવસ વીત્યો તે વેળાએ મીરખાને છાવણી નાખવાનો હુકમ ફર્માવ્યો. સર્વ લોકો થાકીને પાકેલા ફોલ્લા જેવા થઈ ગયેલા હોવાથી તેઓ તત્કાળ પોતાના ઘોડાઓની પીઠપરથી નીચે ઊતરી પડ્યા અને પોતપોતાના ઘોડાઓને ઝાડો સાથે બાંધી ગાશાઓને જમીનપર પાથરીને સર્વેએ પોતાનાં શરીરોને વિશ્રાંતિ આપવાનો વ્યાપાર આરંભી દીધો. ઘોડાની નોકરી કરનારા સઇસો સાથે જ હોવાથી તેમણે જાનવરોના ઘાસદાણાનો બંદોબસ્ત કરીને પછી સ્વારોના ખાનપાનની પણ વ્યવસ્થા કરી નાખી.

સર્વજનો 'હાશ' કરીને ગાશાપર આડા થઈ ગયા હતા, પણ માત્ર મીરખાન એકવાર છાવણીની વ્યવસ્થાને જોઇને ત્યાર પછી પોતાના ખાસ શરીરસંરક્ષકો સાથે આમ તેમની વાતો કરતો બેઠો હતો. લગભગ મધ્યાહ્ન કાળ થવા આવ્યો. દંડો પહોર થતાં સુધી સાંજ મુકામ

રાખવાનો હોવાથી મીરખાનના ખાસ ઉપયોગમાટે એક રાઉટી ઉભી કરી દેવામાં આવી હતી. એવી રીતે થોડાક લશ્કરી સિપાહીઓની એ ન્હાનકડી છાવણી મધ્યાહ્ન પર્યન્ત ત્યાં જ પડેલી હતી.

શિવાજીનો કાર્યક્રમ ખુલ્લા મેદાન કરતાં પાર્વતીય પ્રદેશમાં જ વધારે પ્રમાણમાં ચાલતો હતો. સહ્યાદ્રિ તેની માતાના ઉદરરૂપ હતો. સહ્યાદ્રિના આશ્રયમાં રહીને જ તેણે સ્વરાજ્યની ધ્વજા ચઢાવી હતી. તેના આજ સુધીના સર્વ પ્રયત્નો અને સર્વ પ્રપંચો એ પાર્વતીય પ્રદેશમાં જ પૂર્ણ યશસ્વી થયા હતા. એટલા માટે જ જો મીરખાન ખજાના સાથે બોરઘાટ ઊતરીને પાર થઈ જાય, તો પછી કાંઈ ભય જેવું નથી, એવી મૌલાના અહમદની કલ્પના કિંવા ધારણા હતી; અને મીરખાનનો પોતાનો પણ એવો જ અભિપ્રાય હતો. એથી પોતાના માણસો અને જાનવરોની પીડાનો જરાપણ વિચાર ન કરતાં તેણે આટલા લાંબા પ્રવાસની એક રાતમાં જ સમાપ્તિ કરી નાખી હતી. કલ્યાણથી બોરઘાટ એટલે પાંત્રીસ માઇલથી પણ વધારેનો ટપ્પો અને તેને આટલા સમયમાં ઓળંગી આવ્યા પછી જો સિપાહીઓ વિશ્રાંતિમાટે આડા થાય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈપણ નહોતું. પરંતુ મીરખાન અને તેની સાથેના અમલદારોનું બધું ધ્યાન ઘાટ ઊતરી જવામાં જ પરોવાયલું હોવાથી તેમણે સૂર્યના પશ્ચિમ દિશામાં ઢળતાંની સાથે જ કૂચનું રણશીંગું ફૂંક્યું, એટલે પછી સિપાહીઓને પણ લાચારીએ ઘોડાપર સ્વાર થઈ પોતપોતાના સ્થાને તૈયારીથી ઉભા રહેવું પડ્યું. મીરખાને પૂર્વવત્ સર્વ વ્યવસ્થા કરીને કૂચનો હુકમ આપી દીધો અને આ વેળાએ પોતે માત્ર આગળ ન ચાલતાં પાછળના ભાગમાં ચાલવા લાગ્યો.

મધ્યાહ્નનો સમય વીતીને તૃતીય પ્રહરની પણ લગભગ સમાપ્તિ થવા આવી હતી. મધ્યાહ્નના તાપ કરતાં બહુધા એ વેળાના તાપનો સંતાપ અસહ્ય હોય છે. આખી રાત ચાલેલા એ લોકોને એ તાપથી અતિશય ત્રાસ થવા લાગ્યો. તેમના શરીરમાંથી સ્વેદની ધારાઓ ચાલવા લાગી અને પાણીનો એટલો બધો શોષ પડ્યો કે, પોતા પાસેની ચામડાની મશકોમાંનું પાણી ખલાસ થવા છતાં તેમની તૃષાનો અંત ન આવ્યો. એ જ સમયે તેમનાપર નિદ્રાએ પણ ધીમે ધીમે પોતાની સત્તા ચલાવવા માંડી; એવી રીતે ચારે તરફથી ત્રાસેલા એ લોકો મહા સાવધતાથી તે ઘાટપરથી ઊતરતા હતા મીરખાન અને તેના અમલદારોની દૃષ્ટિ મહા ચંચળતા અને દક્ષતાથી આસપાસ ફરતી હતી. પ્રત્યેક અમલદાર પોતપોતાની ટોળીના લોકોને ઊતાવળથી ચાલવાની તાકીદ કરતો જતો હતો.

એ પ્રમાણેની ઉતાવળ કરવાથી ખજાનો અર્ધ પ્રહર દિવસ રહ્યો,

તે વેળાએ અડધાથી વધારે ઘાટ ઊતરી આવ્યો. એ પછી બે ઊતાર ઊતરી ગયા, એટલે તેમના મેદાનમાં આવી પહોંચવાનો સંભવ હતો. એ સ્થળે ઝાડી જો કે ઘણી જ ઘાડી અને ભયાનક હતી, તો પણ પાર્વતીય વિકટ માર્ગનો બહુધા અંત આવી ગયો હતો. દિવસ પણ ઘણો ખરો વીતી જવાની તૈયારીમાં હોવાથી તાપનો સંતાપ પણ ઓછો થયો હતો અને તેથી મનુષ્યો તથા જાનવરો કાંઇક ટટાર થવા લાગ્યા હતા. એટલામાં માર્ગમાં સ્વચ્છ પાણીના એક ન્હાનકડા ઝરણાને જોઇને મીરખાને પોતાના લોકોને ત્યાં થોભી જવાનો ઇશારો કરી દીધો.

સિપાહીઓ વગેરે એવા હુકમની વાટ જ જોતા હતા. તે ઝરણામાંના સ્વચ્છોદકનું યથેચ્છ પાન કરીને સર્વે જનો ઝરણાના કિનારાપરની ઘાડી ઝાડીની છાયામાં ઝીણી રેતીની શય્યામાં કિંચિત્ વિશ્રાંતિ લેવામાટે અસ્તાવ્યસ્તતાથી પડ્યા. જાનવરો—ઉંટ અને ઘોડાઓ—પણ ગોઠણ સૂધીના પાણીમાં ઊભા રહીને પાણી પીતા હતા—અર્થાત્ ખજાનાના ઉંટો પણ પાણીમાં જ ઊભેલા હતા. સર્વને એકસરખો તાપ લાગેલો હોવાથી સર્વે જનો લોથ જેવા થયેલા હતા, એટલે તે સર્વને એ સ્વચ્છ અને શીતલ જલ, ઘનવૃક્ષરાજિની શીતલ છાયા અને મૃદુ વાલુકામય ભૂમિના યોગે અત્યંત આનંદનો અનુભવ થવા લાગ્યો.

મીરખાન પણ પોતાના અમલદારો સહિત એક વિશાળ આમ્રવૃક્ષની છાયામાં જરાક આડો થયો હતો. આમ્રફળો સારાં પકવ થયેલાં હતાં અને વેગવાન્ વાયુના આઘાતથી તેમાંનાં કેટલાંક નીચે પડીને સડી ગયાં હતાં. એક સિપાહીએ વૃક્ષપર ચઢીને સારાં અને પાકેલાં કેટલાંક આમ્રફળો તોડીને નીચે આવી, પોતાના સરદાર મીરખાન આગળ મૂક્યાં. તે ફળોની રુચિ લેતો લેતો મીરખાન વિશ્રાંતિસુખને અનુભવતો હતો.

એવી રીતે સર્વે પોતપોતાના આરામની ખટપટમાં પડ્યા હતા, એટલામાં આસપાસની ઝાડીમાંથી એક બે કર્કશ સીટીઓના અવાજ સાંભળવામાં આવ્યા અને તેની સાથે જ તત્કાળ એ વિશ્રાંતિ લેનારા લોકોપર ગોફણમાંથી છૂટેલા પાષાણોની એકસરખી વૃષ્ટિ જ થવા લાગી. આશ્ચર્ય તો એ કે, એ પ્રત્યેક પાષાણના યોગે એકાદ મનુષ્ય કિંવા જાનવરનો જીવ જોખમમાં પડવા લાગ્યો. એથી બેભાન થઈ પડેલા તે સિપાહીઓ પોતાના ઘોડાઓને નિકટમાં લાવવા લાગ્યા. પણ ગોફણનો માર એવો તો વિલક્ષણ હતો કે, તેમને આમથી આમ પડખું ફેરવવાનો પણ અવકાશ મળી શકતો નહોતો. મીરખાન અત્યંત આશ્ચર્યચકિત થઈ ગયો. તેણે શાંતિથી માર કઈ બાજૂથી આવે છે તે જોયું; છતાં માર અમુક

દિશામાંથી જ આવે છે કે કેમ, એ વિશેનો તે કશો પણ નિશ્ચય કરી શકયો નહિ; કારણ કે, પાષાણો ચારે તરફથી એક સરખા ઘુંઘું કરતા આવી પડતા હતા. અંતે તે ઉઠયો અને તેના અમલદારો પણ પોતપોતાના સિપાહીઓની ટોળીને એકત્ર કરવાની ખટપટ કરવા લાગ્યા. એટલામાં એક બે પાષાણ એવા તો જબરદસ્ત આવ્યા કે, તેમના મારથી તેના બે અમલદારો ધડાક દેતા કે તે રેતીમાં જ પડીને રામશરણ થઈ ગયા!

મીરખાન રણભીરુ કે નાહિંમત પુરુષ નહોતો. આવી પાષાણવૃષ્ટિમાં પણ તે પોતાના ઘોડાપર સ્વાર થયો; અને પોતાના સિપાહીઓને તેણે સંકટની સ્હામે થવાનો સખ્ત હુકમ ફર્માવ્યો. ગભરાઇને ગચ્છંતી કરી જતા એક બે સિપાહીઓને તો તેણે પોતે જ પોતાની તલ્વાર તળેથી કાઢી નાખ્યા, એથી બીજાઓના મનમાં ધાસ્તી લાગવાથી તેઓ પોતપોતાના ઘોડાપર બેસી તેની પાસે આવીને હારબંધ ઉભા રહેવા લાગ્યા. પણ હવે તેમનાપર બીજા જ પ્રકારનું સંકટ આવી પડ્યું. ગોફણમાંના પાષાણોના મારની સાથે તેમનાપર દારુના બાણોને જબરદસ્ત મારો શરુ થયો. એથી ખજાનાના ઉંટો ભડકયા અને ભયાનક ધ્વનિ કરતા એકદમ દોડવા લાગ્યા. કેટલાક ઘોડાઓ પણ ભડકી ઉઠ્યા અને તેમના કૂદવા ઉછળવાથી તેમની પીઠપરના સ્વારો ઉછળીને નીચે જમીનપર પછડાવા લાગ્યા. એવી રીતે ત્યાં સંકટ અને ગભરાટનું સામ્રાજ્ય વ્યાપી ગયું.

પ્રસંગ આટલો બધો ભયાનક થઈ જવા છતાં પણ મીરખાને પચાસેક માણસોને પોતાની આસપાસ એકઠા કરી લીધા અને તે ભાવી સંકટને નિવારવાના નિશ્ચયથી હિંમત ધારીને ઉભો રહ્યો. ભાગેલા અને ભડકેલા ઉંટોને પણ પાછા વાળવાના તેના સારવાનો એકસરખા પ્રયત્નો કરતા હતા. એટલામાં મીરખાનપર ચાળીસ પચાસ જંગલી, લગભગ નાગા જેવા અને કાળા મેશ લોકોનો ધસારો આવી પડ્યો. એ પોતાપર ચઢી આવનારા લોકોના દાવપેચ અને સંખ્યા આદિની મીરખાનને લેશ માત્ર પણ કલ્પના ન હોવાથી તેના હાથે એક મોટામાં મોટી ભૂલ થઈ ગઈ અને તેમ થવું સર્વથા સ્વાભાવિક જ હતું. તે ભૂલ એ કે, પોતાસાથેના માણસો સહિત તેણે પોતે જ તેમનાપર હલ્લો કર્યો અને એમને આગળ વધતા જોઈને તે જંગલીઓ એક એક પગલું ભરતા પાછળ હટવા લાગ્યા. મીરખાન આવેશમાં આવેલો હોવાથી આગળ અને આગળ જ વધવા લાગ્યો. તે ઝરણાની પાસેના જરાક નીચાણવાળા ભાગમાં ગયો, એટલામાં તેનાપર બીજો હલ્લો આવ્યો. શસ્ત્રસંવાદનો

આરંભ થયો અને શત્રુ કે મિત્રની ઓળખાણુ મટી ગઈ; કારણ કે, અંધકારનો અધિકાર થઈ ચૂકયો હતો.

એક તરફ આવો પ્રકાર ચાલતો હતો, એટલામાં ઝાડીમાંથી બીજા પચાસેક માણુસોએ નીકળી આવીને બીજી તરફ મીરખાનના બાકી બચેલા માણુસોના સમાચાર લેવાની શરુઆત કરી દીધી; અને બીજા કેટલાકોએ આવીને ગભરાયલા ઉંટોને હાંકી જવાનો ઉદ્યોગ આરંભ્યો. એકાદ ઘટિકામાં તે સૌખ્યપૂર્ણ ભૂભાગ ભયાનક અને વિલક્ષણુ દેખાવા લાગ્યો! સ્વચ્છ અને શીતલ જલ રક્તવર્ણુ અને ઉષ્ણુ થઈ ગયું. તે શ્વેત મૃદુ વાલુકામય પ્રદેશમાં કેટલાક દુર્દૈવી અશ્વારોહી સૈનિકો સદાની નિદ્રાના સુખનો અનુભવ કરવા લાગ્યા!

ખજાનો તો અરણ્યમાં ક્યારનોય લુપ્ત અને ગુપ્ત થઈ ગયો હતો. પણ માત્ર મીરખાન પોતાના શત્રુઓ સાથે હિંમતથી હથિયાર ચલાવવામાં નિમગ્ન હતો. તેના સિપાહીઓમાંના સર્વ પ્રતિક્ષણે એક એક કરીને અનુક્રમે કપાઈ ગયા છતાં તેણે શસ્ત્રચાલનના ઉદ્યોગને ત્યાગ્યો નહોતો. અંતે શત્રુના પાછળથી આવેલા સમુદાયના અગ્રેસરે ચાલાકીથી તેનાં શસ્ત્રોને ઉડાવી દીધાં અને તત્કાળ તેને બંદીવાન્ કરીને તેઓ પોતા સાથે લઈ ચાલતા થઈ ગયા.

મૌલાના અહમદના મનમાં ખજાનો મોકલતી વેળાએ જે ભાવી ભયનો સંચાર થયો હતો, તે તેની ધારણા સત્ય સિદ્ધ થઈ.

---

## પ્રકરણ ૮ મું

### કલ્યાણપતન

"દુષ્ટ નારી, તારા કારણથી જ મારા કુળનો આવી રીતે સર્વનાશ થઈ ગયો! જ્યારથી મારા આ ગૃહમાં તારો પ્રવેશ થયો છે, ત્યારથી આ બિહિસ્તે બરીં સમાન મારું ઘર કબ્રસ્તાન બની ગયું છે! મારો મીરખાન સદાને માટે ચાલ્યો ગયો, તેના કરતાં મૌતનો ફરિસ્તો તને જ આવીને ઉપાડી ગયો હોત, તો શું ખોટું હતું વારુ? પણ એમ બને જ કેમ? મારા ઘરમાં તું ચુડેલ આવી છે, તે બધાને મારી પચાવી ઓડકાર આવ્યા પછી જ તારું કાળું કરવાની! આ ચુડેલની પીઠપર લગાવો ફટકા અને ઉડાવી દ્યો એની ચામડી! જરાપણ રહમ કે મેહરની જરૂર નથી! હાય-મારો મીર!"

ખજાનાની લૂટને લગભગ પંદર દિવસ થઈ ગયા હતા; તોપણ હલ્લો કેવી રીતે થયો અને મીરખાનના જીવનનું નિશ્ચિત શું પરિ-

ણામ થયું, એ વિશે કાંઈ પણ અદ્યાપિ કોઇના જાણવામાં આવ્યું ન હોતું. ન્હાસી આવેલા લોકોના મુખની વાતોથી તે લડાઇમાં માર્યો ગયો, એવો જ સર્વનો નિર્ધાર થતો હતો અને તેથી મૌલાના અહમદના હૃદયમાં પુત્રશોકનો આઘાત થતાં તે આઘાતના યોગે તે દીવાનો બની ગયો હતો. રોશનઆરા વિશે પ્રથમથી જ તેનો સારો ભાવ ન હોવાથી પોતાની સ્ત્રીપાસે વધારેવાર રોકાયાથી જ મીરખાનનો આની રીતે અંત થયો, એવો તેનો દૃઢ નિશ્ચય થયો હતો. 'એ ચુડેલ-છપ્પરપગી-ના ઘરમાં આવવાથી જ અલ્લાહે વૃદ્ધાવસ્થામાં મારા જેવા અંધની લાકડી છીનવી લીધી અને તેથી મારે હવે આનો કીનો લેવો જ જોઇએ.' આવો વિચાર કરીને તે નિરપરાધિની બાળાને બની શકે, તેટલા વિશેષ પ્રમાણમાં પીડવાનો તેણે આરંભ કરી દીધો. પોતાના સૂબેદાર તરીકેના કર્ત્તવ્યને તે સર્વથા ભૂલી ગયો હતો અને આખો દિવસ તથા આખી રાત 'મારો મીર! મારો નૂરેનજર-મારો લખ્તેજિગર!' એવા ઉદ્ગારોની સાથે આંખોમાંથી આંસુ પાડ્યા કરતો હતો. એકવાર-દિવસમાં એકવાર તો અવશ્ય તે ઓલિયાનો ફેરો થતો જ હતો, અને જ્યારે તે "પરવરદિગારની મેહરબાનીથી તારો તારા સાહબજાદા સાથે જરૂર મેળાપ થશે. માટે સબ્રને છોડીશ નહિ અને અલ્લાહમાં ભરોસો રાખજે!" એવા શબ્દોથી તેને આશ્વાસન આપતો હતો ત્યારે તેનો વિષાદ કાંઈક ઓછો થતો હતો. પણ તે તેટલા સમય પૂરતો જ. ઓલિયાએ પીઠ બતાવી કે પુનઃ એનો વિલાપ પૂર્વ પ્રમાણે જ ચાલતો થઈ જતો હતો.

સર્વ દુઃખોમાં અપત્યશોકથી ઉત્પન્ન થયેલું દુઃખ અત્યંત અસહ્ય હોય છે; અને તેમાં પણ વૃદ્ધાવસ્થામાં પુત્રશોકનો આઘાત તે તો દુર્દૈવની પરિસીમા જ કહેવાય છે! જેનાપર દૃષ્ટિ રાખીને વૃદ્ધાવસ્થા થઈ જવા છતાં પણ સંસારશકટને ખેંચવામાં આવે છે, તે પુત્ર જો વિશ્રાંતિ લેવાના છેલ્લા સમયમાં સદાને માટે ચાલ્યો જાય, તો તેના યોગે વૃદ્ધ પિતાના મનમાં કેટલી નિરાશા અને કેવી હૃદયવેદના થતી હશે, એ માત્ર જો શક્ય હોય તો કલ્પનાથી જ જાણી લેવું. એનું અનુભવજન્ય જ્ઞાન કોઈ પણ માનવીને ન થાય, એવી જ તે જગન્નિયંતા જગદીશ્વરનાં ચરણોમાં અમારી પ્રાર્થના છે.

જો પોતાનો પુત્ર માર્યો ગયો હોય તો તેના શબને લાવીને કફન આપી તેને દફનાવવા આદિની વ્યવસ્થા કરવાની પણ તેને શુદ્ધિ ન રહી. દીવાનજીએ બીજે દિવસે એ વિશે ખોળ કરાવી, તો જે સ્થળે યુદ્ધ થયું હતું ત્યાં લોહીના દાગ, હથિયાર તથા બીજા સામાનના કકડા અને એવાં જ બીજાં થોડાંક ચિન્હો વિના બીજું કાંઈ પણ ત્યાંથી મળી શક્યું નહિ. તે નિબિડ અરણ્યમાંના હિંસક પશુઓએ પોતાના સવા-

રના નાસ્તા તરીકે તે માર્યા ગયેલાઓની લાશોના ઉપયોગ કરેલો હોવો જોઇએ, એવો જ સર્વજનોએ નિશ્ચય કરીને વિશેષ શોધના પ્રયત્નને લાગી દીધો. પુત્ર મરાયો તે તો ઠીક, પણ તેની લાશ પણ પોતાના હાથમાં ન આવવાથી મૌલાના અહમદની નિરાશા અને વેદનાનો અવધિ થયો. આ બધાં દુઃખોનો બદલો એ છેડાયલો બુઢ્ઢો બિચારી નિર્દોષ રોશન-આરા પાસેથી વાળી લેવાની કોશિશ કરતો હતો. નિત્ય પ્રમાણે તે એક દિવસ પોતાની કર્ણકટુ જિવ્હામાંના ભયંકર અપશબ્દોનો તે બિચારી ગરીબ ગાયપર મારો ચલાવતો હતો, તેમાંના જ કેટલાક વિશેષ સભ્ય ઉદ્ગારો પ્રસ્તુત પ્રકરણના આરંભમાં આપવામાં આવ્યા છે.

હિંદુ લોકો અને મુસલ્માન લોકોની સમાજવ્યવસ્થાને વિઘાતક રૂઢિએ ગળામાં ફાંસો નાખેલો હોવાથી લોકોને જે અનેક અડચણો અને દુઃખોના આઘાતો ચુપચુપ સહન કરવા પડે છે, તેમાંના વિશેષ આઘાતોનો ભાર આપણા સ્ત્રીસમાજને જ ઊપાડવો પડે છે. સમાજના આદ્ય પ્રવર્ત્તકોએ જે શુભ હેતુથી સમાજબંધનો બનાવી આપ્યાં છે, તે હેતુનો કાલાંતરે વિપર્યાસ થઇને સમાજની પ્રતિષ્ઠા આપણી સન્નારીઓના શિરપરના એક ભયાનક અત્યાચારનું સ્વરૂપ ધારણ કરી બેઠી છે. બાલ્યાવસ્થામાં જ જે માતપિતાના સુખથી આનંદકારક શબ્દ અને સહાયક હાથ મળ્યો હોય તે જ; બાકી શ્વશુરગૃહમાં તો આપણી દેવીરૂપ સ્ત્રીઓને ખરેખરી ગુલામડીઓ પ્રમાણે જ પોતાના જીવનના દિવસો વીતાડવા પડે છે, એનો બહુધા બહુજનોને પ્રત્યક્ષ અનુભવ નિત્ય મળતો હોવાથી વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. જે સ્ત્રીઓને શ્વશુરગૃહમાં પણ પીયરીયાં સમાન સુખ મળે છે, તે સ્ત્રીઓ અત્યંત ભાગ્યવતી હોવી જોઇએ અને તેમનાં સાસરિયાં પણ ધન્ય છે, એમ જ કહેવું જોઇએ.

પણ એવું અપવાદાત્મક સદ્ભાગ્ય આપણી રોશનઆરાનુ નહોતું. એટલે લાચારીએ આપણે મૌલાના અહમદને ધન્યવાદ આપી શકતા નથી. કદાચિત્ મૌલાનાના આદરસત્કારમાં તેનાં માતાપિતાએ જાણી-જોઇને પણ કાંઇ ન્યૂનતા કરી હોય, તોપણ તે કાંઇ રોશનઆરાનો અપરાધ નહોતો. પીયરીયાં અને સાસરિયાં વચ્ચે આવી રીતે વિગ્રહ થયેલો હોવા છતાં પણ તેની વૃત્તિ આનંદિત, આચરણ મર્યાદશીલ અને સ્વભાવ મિલનસાર જ રહેતો હતો. એ ઉપરાત સાધ્વી સ્ત્રીને શોભાવનાર પતિપ્રેમ પણ તેના હૃદયમાં સંપૂર્ણતાથી વસતો હતો. પણ તેના આવા અને આટલા બધા સદ્ગુણોનો બદલો શો હતો? એ જ કે, શ્વશુરના મુખના હૃદયમાં છિદ્રો પાડનારા અપશબ્દો સાંભળવા, નિરંતર અર્ધક્ષુધાતુર અવસ્થામાં રહેવું અને ઘણીકવાર શ્વશુરના વરદ હસ્તના પ્રહારો

સહન કરવા! આપણા સમાજમાં પોતાની પુત્રવધૂઓને છળનાર મૌલા
અહમદ સર્વત્ર છે કે નહિ, એનો સર્વ હિંદી બાંધવોએ પોતાના મન
વિચાર કરીને રોશનઆરા જેવી અસહાય અબળાઓનાં દુઃખોને ટાળ
વાનો પ્રયત્ન કરવો જોઇએ.

હાય! બિચારી રોશન! તેનો કોમળ અને નવકૈતકી સમાન દે
પોતાના જ મહાલયમાં ખુલ્લી જમીનપર પડ્યો હતો. પોતાના પ્રા
કરતાં પણ પ્રિય અને સૌભાગ્યહેતુ પતિનો વિયોગ થવાથી પ્રથમથી
તે હિજરાતી હતી, એટલામાં તેના મગ્નુના સમાચાર આવતાં જ
મૂર્ચ્છિત થઇને પૃથ્વીપર પછડાઈ પડી. તેની દાસીએ તેને શુદ્ધિમાં લાવવા
અનેક પ્રયત્નો કર્યાં; પણ તેમાં તેને વિજય મળી શક્યો નહિ. અં
મૌલાનાએ તેની પ્રિય દાસીને તેની પાસેથી દૂર કરવાથી તેની દુર્દશાં
અવધિ થયો. એટલામાં અચાનક ઐાલિયા ફરતો ફરતો ત્યાં આ
ચડ્યો અને તેણે તેને સાવધ કરીને તેના કાનમાં કાંઇક અસ્પષ્ટ શબ્દરૂ
અમૃત રેડ્યું. એ સમયથી તે કાંઇક શાંતિમાં વિહરતી હતી, પણ વચ્ચે વચ
પુત્રશોકથી ઉન્મત્ત થયેલા બુઢ્ઢાના શબ્દાઘાતથી અને કવચિત્ લત્તાપ્રહાર
ઘણીકવાર તેને મૂર્ચ્છિત થવાનો પ્રસંગ પ્રાપ્ત થયા કરતો હતો. આ
પણ તે બિચારી એવી જ દુર્દશાનો અનુભવ કરતી હતી ઐાલિયા
શબ્દોમાં તેનો દઢ વિશ્વાસ હોવાથી જ આ દુઃખોને સહન કરી
અત્યાર સુધી તેણે પોતાના જીવનને ટકાવી રાખ્યું હતું. આજે મૌલાનાં
પુનઃ તેના દિલના દાગને ખોલીને તાજા કરવાનો યત્ન આદર્યો હતો.
મૌલાના અહમદ એક આસનપર અસ્તવ્યસ્ત અવસ્થામાં પડ્યો હતો
અને તેના મુખમાંથી વિષ સમાન તીવ્ર શબ્દો એકસરખા નીકળતા જતા
હતા. એ શબ્દાઘાત સહન ન થવાથી રોશનઆરાને મૂર્ચ્છા આવી ગઈ
અને તેને સંભાળવાને આગળ વધેલી દાસીને પણ એવો જ સરપાવ
આપી, પોતાની પુત્રી સમાન માયા બતાવવાને યોગ્ય કુળદીપક સ્નુષાને
યથેચ્છ લત્તાપ્રહાર કરવાની બહાદુરી બતાવીને મૌલાના અહમદ ઉપર
જણાવ્યા પ્રમાણે આસનપર પડ્યો હતો. આજે કિલ્લામાંના પીરના ઉરુ-
સનો દિવસ હતો, અને પ્રત્યેક વર્ષ કરતાં આ વખતે યાત્રાળુઓ પણ
ઘણી મોટી સંખ્યામાં આવ્યા હતા. સભ્યતા તરીકે અથવા તો સૂબેદાર
તરીકેના પોતાના કર્ત્તવ્યને અનુસરીને અર્થાત્ કોઇપણ કારણથી પુત્રશોકને
થોડીવારને માટે ભૂલી જઇને તેણે ઉરુસની વ્યવસ્થા રાખવાને જવુ
જોઇતું'તું; પણ તેમ કરવાનું છોડી દઇને તે 'હાય, મારો મીર! હાય,
મારા અંધેરા ઘરનો ચિરાગ!' ઇત્યાદિ ઉદ્ગારો કાઢી પોતાની પુત્રવધૂને
છળવાનુ કર્ત્તવ્ય માત્ર યોગ્ય પ્રકારે બજાવતો હતો.

પરંતુ અંતે તે સર્વસાક્ષી પરમેશ્વરના હૃદયમાં રેશનઆરામાટે યાનો આવિર્ભાવ થયો. ઐશ્વર્ય, અધિકાર અને સંપત્તિ આદિના મદથી અંધ થયેલા રાક્ષસોનાં નેત્રોમાં અંજન આંજીને સાધુજનોનું સંરક્ષણ કરવું, એ પરમકૃપાળુ પ્રભુનો નિયમ જ હોવાથી તેણે રેશનઆરાની ફરિયાદ સાંભળી. કિલ્લામાં અચાનક સર્વત્ર ન્હાસભાગ અને દોડધામનો આરંભ થઈ ગયો. 'દુશ્મન્ આવ્યા! શયતાન આવ્યા!! માવળા આવ્યા!!! દોડો, ન્હાસો–યા અલ્લાહ, યા ખુદા!' એવા પોકારો કાનોમાં આવીને અથડાવા લાગ્યા. સર્વજનો–સ્ત્રી પુરુષો–પોતપોતાના જીવને બચાવવાની કોશિશ કરવા લાગ્યાં. સર્વ 'હું મારું સંભાળું છું, તમે તમારું સંભાળો,' એવી અવસ્થામાં પડેલાં હોવાથી કોઈ કોઇના સમાચાર લેતુ નહોતું. સર્વત્ર હાહાકાર પ્રસરી ગયો. મીરખાનના મરણ પછી એક તો કિલ્લાનો બંદોબસ્ત ઢીલો થયેલો જ હતો અને તેવામાં વળી આજે ઉર્સનો દિવસ હતો એટલે સર્વત્ર અવ્યવસ્થા હોય એમાં પૂછવું જ શું વારુ? મરાઠાઓએ સ્થળે સ્થળે પોતાનાં થાણાં બેસાડી દીધાં અને જે વચ્ચે આવે તેનું માથું ઉડાવી દેવાનો સપાટો ચલાવતા તેઓ ઠેઠ બાલેકિલ્લામાં આવી લાગ્યા. [ ] પણ કેવળ નામ માત્રની જ વ્યવસ્થા હોવાથી તેમણે તરત નાકેબંદી કરી દીધી.

આ સર્વ પ્રકાર હજી તો થતો હતો, તે પહેલાં જ કિલ્લામાંના બધા અમલદારો ગર્ભગળિત થઈ ગયા અને થરથર કાંપવા લાગ્યા. આ કાફિરો ક્યાંથી અને કેવી રીતે આવ્યા, એની તેઓ કાંઇપણ કલ્પના કરી શક્યા નહિ. માવળાઓના ત્રાસનો વિલક્ષણ છાપ પડેલો હોવાથી, હવે શું કરવું અને શું નહિ, એના વિચારમાં તેઓ પડી ગયા. એટલામાં કિલ્લાને માવળાઓએ ઘેરી લેવાથી સર્વ અધિકારીઓ પોતાની મેળે જ અંદર સપડાઈ ગયા.

બહાર આટલી બધી ધૂમશ્ચક્રી ચાલતી હતી અને સૂબેદારની સૂબેદારીપર પાણી ફરી વળ્યું હતું, છતાં મૌલાના અહમદને એની કશી પણ ખબર નહોતી. સર્વ પોતપોતાનું ફોડી લેવાના ઉપદ્રવ્યાપમાં પડેલા હોવાથી કોઇએ પણ એ હલ્લાના સમાચાર તેને પહોંચાડ્યા નહોતા. જેમ જેમ મીરખાનનું સ્મરણ આવતું હતું, તેમ તેમ રેશનઆરાપરનો તેનો કોપ નવેસરથી પ્રકટી નીકળતો હતો. વળી પણ એકવાર કોપથી મૂર્છિત રેશનઆરાને પાદપ્રસાદ આપવાની તૈયારીમાં હતો, એટલામાં અચાનક જનાનખાનામાં ભયંકર ચીત્કારો સંભળાયા અને ન્હાસભાગનો આરંભ થયો. રેશનઆરાની કેટલીક પ્રિય દાસીઓ આ આપાતના સમાચાર સંભળાવવામાટે આવી લાગી, તો ત્યાં વળી ભયંકર દેખાવ જ

તેમના જોવામાં આવ્યો. તેઓ પણ મૂર્છિત થઇને પોતાની સ્વામિનીના શરીરપર પડી ગઈ. 'હૈ! આ શું છે? આ બાંદીઓ બૂમ બરાડ કેમ મારે છે?' આવા સવાલો હજી તો મૌલાનાના ભ્રમિષ્ટ મસ્તિષ્કમાં આવતા હતા, એટલામાં પચીસ માવળા સૈનિકો અને તેમનો સરદાર આવીને તેની સ્હામા ઉભા રહ્યા, અને 'સુબેદાર સાહબ, તમે અમારા કેદી છો!' એમ તેમાંના એકે ઉર્દુ ભાષામાં તેને ઉદ્દેશીને જણાવ્યું.

કલ્યાણનો સુબેદાર એક ક્ષણ માત્રમાં સાધારણ કેદી બની ગયો ઇશ્વિરની લીલા કેવી વિલક્ષણ! વૈભવના શિખરપર ચઢેલાં રાષ્ટ્રોને પરદાસ્યની દરી અને પરદાસ્યના પંકમાં પડેલાં રાષ્ટ્રોને પુનઃ સ્વતંત્રતાનો ઉપભોગ, એ ચક્રનેમિક્રમ એક સરખો જ ચાલ્યા કરે છે. મૌલાના અહમદને ચુપચુપ તેમના તાબામાં જવું પડ્યું. માવળાઓના સરદાર આબાજી સોનદેવે મૌલાનાને તેની પદવીની યોગ્યતા પ્રમાણેની સર્વે વ્યવસ્થા કરી આપી. રોશનઆરાને તેની દાસીઓએ સચેત કરી ખરી; પણ જે ભયંકર પ્રકાર બન્યો હતો, તેની તેને ખબર પડવા ન દીધી. કારણ કે, એ વાત તેને સંભળાવવાથી તેની પ્રકૃતિ પુનઃ બગડશે, એવી તેમના મનમાં ભીતિ હતી; તેમ જ રોશનઆરાની પ્રકૃતિની બરાબર સંભાળ રાખવાની તેમને આબાજી સોનદેવની સખ્ત તાકીદ હતી.

એક બે દિવસમાં કિલ્લામાંનો બંદોબસ્ત કરીને આબાજી સોનદે રાયગઢ તરફ શ્રી શિવાજી મહારાજ પાસે જવાને નીકળ્યો. તેણે સ કેદીઓને પોતાની સાથે લીધા હતા અને તેમની સાથે રોશનઆરા પા હતી. તેના સૌદર્યને જોઇને 'આ રમણી શિવાજી મહારાજના અંતઃપુરમાં જ રહેવાને યોગ્ય છે!' એવો તેનો અભિપ્રાય બંધાયો. પણ તેનો આ આશય જ્યારે રોશનઆરાના જાણવામાં આવ્યો, ત્યારે તેને તો આગમાંથી નીકળીને ભઠ્ઠીમાં પડવા જેવું જ લાગ્યુ!

## પ્રકરણ ૯ મું

### રાજા કે યોગી?

મંજિલ દરમંજિલ કરતો આબાજી સોનદેવ કેદીઓના ટોળા સહિત રાયગઢમાં આવી લાગ્યો. અહીં પહોંચતાં ચાર પાંચ દિવસ માર્ગમાં વીત્યા હતા. એ ચાર પાંચ દિવસના અવધિમાં માર્ગમાં જાણવા જેવો કોઈ પણ બનાવ બન્યો નહોતો માત્ર સાધ્વી રોશનઆરા પોતાના પરવરદિગારની મદદ માગતી અને તે ઓલિયાના વચનમાં વિશ્વાસ રાખતી મ્યાનામાં નિર્વાક્ થઇને પડી હતી. જ્યાં મુકામ કરવામાં આવતો,

માં તે કેવળ જીવનને ટકાવી રાખવા પૂરતા જ અન્નનો સ્વીકાર કરતી અને બોલવા વગેરેનો તેણે ત્યાગ જ કરી દીધો હતો. તે નિરંતર વિચારમાં નિમગ્ન રહેતી હતી. "તારો ખાવિંદ પાછો જરૂર તને મળશે!" એમ જે તે ઓલિયાએ મને કહ્યું છે, તે સત્ય થશે કે? મારો પ્રાણ મને પાછો મળશે કે? પુનઃ સુખના દિવસો મારા જોવામાં આવશે કે? ........ઓલિયાનું વચન અસત્ય થાય તેમ નથી! એવા મહાત્માઓ અસત્ય વચન ઉચ્ચારતા જ નથી! આ લોકો મને શિવાજી પાસે લઈ જાય છે, ભલે ને લઈ જતા બિચારા! હું શિવાજીનાં ચરણોમાં મસ્તક મારીશ અને મારી અસ્મતને બચાવીશ! શિવાજી ઉદારાત્મા છે, એમ કહેવામાં આવે છે; એટલે તે મારા સતીત્વનો ભંગ કદાપિ કરવાનો નથી, એમ મારી મનોદેવતા મને નિશ્ચયપૂર્વક કહે છે. છતાં જો એથી વિપરીત પ્રકારનો રંગ જોવામાં આવશે, તો હું આત્મહત્યા કરીશ અને આ વિડંબનાથી મુક્ત થઈશ! પણ શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તો આ શરીરને ભ્રષ્ટ થવા દેવાની નથી તે નથી જ!" એવા એવા તેના મનમાં એક નહિ, પણ અનેક વિચારો આવતા હતા અને તેમાં જ તે લીન હતી.

શિવાજીની ઉદારતા અને ધર્મપ્રિયતાની કીર્તિનો સર્વત્ર વિસ્તાર થતો જતો હતો. તેના લૂટફાટ અને શહેરો તથા કિલ્લાઓને કબ્જે કરવાના વ્યવસાયમાં કેવળ બળવા કરતાં બીજો કોઈ પણ અત્યંત પવિત્ર હેતુ રહેલો છે, એવો હવે બહુધા સર્વ લોકોને ભાસ થવા માંડ્યો હતો. તે સમયના મુસલમાન રાજ્યકર્તાના અમલમાં જે અત્યાચારોનો લોકોને પ્રત્યક્ષ અનુભવ થયો હતો, તેમાંના એક પણ અત્યાચારનો શિવાજીના લૂટફાટ તથા હલ્લાના સમયમાં લોકોને પરિચય થયો નહોતો; અને તેથી જ લોકોનો તેના વિશે દિવસે દિવસે સારો અભિપ્રાય થતો જતો હતો. સ્ત્રીઓ, બાળકો, અશક્ત જનો અને વૃદ્ધો આદિને તેની હીલચાલ અને લૂટફાટમાં કશો પણ ત્રાસ થતો નહોતો. કલ્યાણનગર અને દુર્ગપર છાપો નાખ્યા પછી ત્યાં લૂટ કરવાની સખ્ત મનાઈ હોવાથી કલ્યાણનગરના લોકોના મનમાં ઘણો જ આનંદ થયો હતો અને એ ઉદારતા માટે તેઓ શિવાજીને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપતા હતા. મૌલાના અહમદના જનાનખાનાની યોગ્ય પ્રકારે વ્યવસ્થા રાખવામાં આવી હતી અને તેથી રોશનઆરાના મનમાં મરાઠાઓ અને વિશેષતઃ તેમના અગ્રેસર શિવાજી વિશે વિશેષ આદર અને પૂજ્યભાવ ઉત્પન્ન થયો હતો. તેના મનમાં એવો ભાવ ઉત્પન્ન થાય, એ સ્વાભાવિક હતું; કારણ કે, પોતાના જાતિબાંધવો જિતાયલા લોકોની સ્ત્રીઓ અને પુત્રીઓપર વારંવાર કેવા

કેવા અત્યાચારો અને બળાત્કારો કરતા હતા, એ તે સારી રીતે જાણતી હતી મરાઠાઓ પણ આપણી કદાચિત્ એવી જ દુર્દશા કરશે, એવો પ્રથમ તેના મનમાં ભય થયો હતો; પરંતુ તેને તેમ જ કલ્યાણના અંત.-પુરની બીજી કોઈ પણ અબળાને જ્યારે કાંઈ પણ ત્રાસ ન થયો અને સ્હામી તેમના સરક્ષણ આદિની સર્વ વ્યવસ્થા કરી આપવામાં આવી, ત્યારે તેના મનમાં ધૈર્ય આવ્યું. છતાં 'મને આ લોકો શિવાજીની અંત.-પુરવાસિની બનાવવામાટે લઈ જાય છે,' એ વિચાર મનમાં આવતાં જ તે બિચારી ગભરાઈ જતી હતી, પરંતુ શિવાજીની નીતિમત્તા અને પોતાની પવિત્રતાપર સર્વ આધાર અને વિશ્વાસ રાખીને તે આવનારા પ્રસંગની આતુરતાથી માર્ગપ્રતીક્ષા કરવા લાગી

રાજગઢમાં આવ્યા પછી તેને તેની પોતાની દાસી સાથે એક વિશાળ અને સ્વચ્છ ગૃહમાં રાખવામાં આવી. તેને જોઇતી વસ્તુ આદિની વ્યવસ્થામાં કાંઈ પણ ન્યૂનતા ન થાય, એ માટેનો બંદોબસ્ત કરવા પછી આબાજી સોનદેવ શિવાજીની મુલાકાતે ગયો. તેના મુખથી સર્વ વૃત્તાંત સાંભળી લીધા પછી શિવાજીએ તેણે કરેલા કાર્યમાટે તેને અનેક ધન્યવાદ આપ્યા. એ પછી આબાજીએ કહ્યું કે;–"કલ્યાણના સૂબેદાર મૌલાના અહમદ તથા તેની સ્નુષા રોશનઆરાને હું કેદ કરીને લઈ આવ્યો છુ. રોશનઆરા અત્યંત રૂપવતી રમણી હોવાથી આપના અંતઃપુરમાં રહેવાને યોગ્ય છે, એવો મારો અભિપ્રાય છે અને એટલામાટે જ મેં એને અહીં સુધી લાવવાનો પરિશ્રમ વેઠ્યો છે. માટે એનો વિચાર થવો જોઇએ."

"બહુ સારુ–આવતી કાલે દરબારમાં એ વિશેનો વિચાર કરવામાં આવશે." એમ કહીને શિવાજીએ તેને જવાની આજ્ઞા આપી.

દરબારનો દિવસ ઊગ્યો. શિવાજીના દરબારમાં હજી જો કે જાહોજલાલી અને ઠાઠમાઠનો પ્રવેશ થયો ન હોતો, છતાં સાદાઈ અને વ્યવસ્થા ઘણી જ સારી હતી. દરબાર ભરવાનો ઓરડો જોઇએ તેટલો વિશાળ પણ નહોતો. હજી તો હાલમાં જ મુલકગિરીની શરુઆત થયેલી હોવાથી સાધારણ પદ્ધતિ પ્રમાણેની જ દરબારની વ્યવસ્થા હતી. ઓરડાના મધ્ય ભાગમાં શિવાજીની બેઠક હોઇને આસપાસ બન્ને બાજૂએ માવળા સરદારો બેઠેલા હતા, અને તેમની પાછળ મુખ્ય મુખ્ય માવળા સૈનિકો અને અન્ય જનો ઊભા હતા. શિવાજીના આસનની પાછળ જાળીદાર પડદાની આડમાં જીજાઈ સાહેબની બેસવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. એવી રીતે એ ન્હાનકડો દરબાર ભરાયો હતો. સર્વજનો પોતપોતાના સ્થાને ગોઠવાઈ ગયા પછી શિવાજીની સ્વારી આવી લાગી અને

રેંએ તત્કાલ તેને ઉત્થાન આપ્યું. પ્રથમ શિવાજીએ પોતાનાં માતુશ્રી જીજાબાઇને વંદન કર્યું અને ત્યારપછી ગાદીને નમન કરીને તે આસને રાજ્યો.

પ્રથમ દરબારમાં સૂબા કલ્યાણ કેવી રીતે કબ્જે કરવામાં આવ્યો, । વિશેનો વૃત્તાંત આબાજી સોનદેવે કહી સંભળાવ્યો. ત્યારકેડે કૈતર કડાયલા અધિકારીઓ સહિત સૂબેદાર મૌલાના અહમદને દરબારમાં ાવવામાં આવ્યો. એટલે શિવાજી પોતે આસનપરથી ઊઠીને તેને લેવા-ટે સ્હામો ગયો, અને તેમના માટે ખાસ રાખેલાં આસનોપર હાથ કડીને આદરથી તેણે તેમને બેસાડ્યા. કુશળ પ્રશ્ન પૂછ્યા પછી શિવા-એ આશ્વાસન આપીને કહ્યું કે;–"નિર્ભય રહો; જરા પણ ભય ન ખશો." રાજકેદીઓનો એવો નિર્ધાર હતો કે, શિવાજી અવશ્ય કાંઈ ણ ભયંકર શિક્ષાની આજ્ઞા કરશે; પણ તેથી સર્વથા વિરુદ્ધ પોતાને આમ ત્કારપૂર્વક વર્ત્તાવવાથી તેમના હૃદયમાં આશ્ચર્યયુક્ત સમાધાન થયું. એ છી આબાજી સોનદેવે- રેશનઆરાના લલિત લાવણ્યનું વર્ણન કરીને ણાવ્યું કે;–"આવી અલૌકિક અબળા મહારાજાના મહાલયમાં જ નેવાસ કરવાને યોગ્ય છે. આ ઉદ્દેશથી જ હું તેને અહીં લઈ આવ્યો છું." શિવાજીએ તેને દરબારમાં લાવવાનો હુકમ ફરમાવવાથી તેની દાસી સહિત તેને લાવીને દરબારમાં હાજર કરવામાં આવી. એ વેળાએ તેનો મુખચંદ્ર બુર્કારૂપ મેઘથી ઢંકાયલો હતો.

રેશનઆરા દીવાનખાનામાં આવતાંની સાથે જ સર્વનાં નેત્રો તેના અવલોકનમાં જ લીન થયાં. મૌલાના અહમદ અને તેની સાથેના અધિકારીઓ તેની તારીફ કરવા લાગ્યા. રેશનઆરા મનમાં ને મનમાં ઈશ્વરની પ્રાર્થના કરવા લાગી. તે ભયથી કંપતી હતી અને જો તેની દાસીએ તેને પોતાના હાથનો આધાર ન આપ્યો હોત, તો અવશ્ય તે પૃથ્વીપર પછડાઈજ પડી હોત.

પરંતુ એવી અનિશ્ચિત અવસ્થામાં તેને વધારેવાર રહેવું પડયું નહિ. શિવાજીએ તેની દાસીને રેશનઆરાના મુખપરથી બુર્કાને દૂર ખસેડ-વાની આજ્ઞા કરી અને દાસીએ બુર્કાને દૂર ખસેડ્યો. એવી રીતે તે સાધ્વીના સૌજન્યલક્ષ અને શાંત મુખચંદ્રમાનાં દર્શનનો લાભ મળવાથી શિવાજીએ તત્કાળ પોતાના આસનપરથી ઊઠીને તેને પ્રણિપાત કર્યો અને સદ્ગ-દિત સ્વરથી પ્રેમ દર્શાવીને કહ્યું કે,–"બાઈ, જરાપણ ગભરાઈશ નહિ. તું મારી પુત્રી અને ભગિની સમાન છે. અહા—જો મારાં માતુશ્રી પણ તારા જેવાં જ રૂપાળાં હોત, તો હું પણ રૂપાળો થયો હોત!"

આ શબ્દો ઉચ્ચારીને શિવાજી પાછો પોતાના આસનપર બેસી

ગયો. મૌલાના અહમદના મુખમંડળમાં સંપૂર્ણ સમાધાન અને સંતોષની છટા પ્રત્યક્ષ દેખાવા લાગી અને તે પોતાના મનમાં શિવાજીને મનુષ્ય નહિ, પણ ફિરિસ્તો સમજવા લાગ્યો. અન્ય સર્વના મનમાં મહારાજના એ શીલાત્મક વર્તનથી પરમ સંતોષ થયો. માત્ર આબાજી સોનદેવની મુખમુદ્રામાં જરાક નિરાશા અને અસંતોષનો રંગ દેખાયાથી શિવાજી તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે,–

"જેની ધર્મરાજ્ય ચલાવીને ધર્મસ્થાપના કરવાનીજ પરમ આકાંક્ષા હોય, તેણે 'પરસ્ત્રી માત સમાન' એ તત્ત્વનુ સંપૂર્ણ અવલંબન કરવું જોઇએ. જે રાજ્યમાં સ્ત્રીઓની પ્રતિષ્ઠાનું સંરક્ષણ થતું નથી, કિંબહુના

એક બીજા ઓરડામાં જવાના દરવાજાને ઉઘાડીને અંદર ગયો અને નિમેષ-માત્રમાં જ આપણા પૂર્ણ પરિચિત રોશનઆરાના શૌહર મીરખાનને લઈને પાછો દરબારમાં આવ્યો. શિવાજીએ તરત પોતાની ધર્મભગિની રોશનઆરાનો હાથ મીરખાનના હાથમાં આપ્યો અને તે બન્નેને લઈને તે પોતાનાં માતુશ્રીને મળવામાટે ગયો. ત્યાં રોશનઆરાને રાખીને શિવાજી તથા મીરખાન પાછા આવ્યા; પિતા અને પુત્રનો મેળાપ થયો. એ દેખાવ બહુ જ પ્રેક્ષણીય અને હૃદયને દ્રવીભૂત કરનારો હતો મૌલાના અહમદને તો જાણે પોતાના પુત્રની આજે નવીનતાથી જ પ્રાપ્તિ થઈ હોયની! એવો જ ભાસ થયો. તેણે મીરખાનને હર્ષાતિરેકથી આલિંગન આપ્યું અને આનંદાશ્રુની ધારાથી સ્નાન કરાવ્યુ. પિતા પુત્રના આ સ-મેલનનો સમારંભ થઈ રહ્યા પછી કલ્યાણના હલ્લામાં બહાદુરી બતાવ-નારા માવળા વીરો અને અન્ય સૈનિકોને ઇનામ આપવામાં આવ્યાં અને ત્યાર પછી મૌલાના અહમદ તથા તેના અમલદારોને પોશાકો આપવા ઉપરાંત વધારામાં શિવાજીએ પોતાની નૂતન ભગિની રોશનઆરાને કપડા તરીકે આપવામાટે નાણાંની કેટલીક રકમ મૌલાનાને સોંપી. અને જયનાદ સહિત સભાનું વિસર્જન કરવામાં આવ્યું.

## ઉપસંહાર

મૌલાના અહમદ પોતાના પુત્ર મીરખાન અને તેની સદ્‌ગુણી બીબી રોશનઆરા સહિત મહા આનંદથી શિવાજીને ધન્યવાદ આપતો બીજાપુર તરફ જવાને પ્રયાણ કરી ગયો. એ પછી રોશનઆરાને કોઈ વાર પણ તેણે ત્રાસ આપ્યો નહિ. એ રોશનની સાધુતાના યોગે જ મીરખાનની પુનઃ પ્રાપ્તિ થઈ, એવો તેનો દૃઢ નિશ્ચય થયેલો હોવાથી તે તેને બહુ જ માનની દૃષ્ટિથી નિહાળવા લાગ્યો.

રોશનઆરા શિવાજીના ઉદાર સ્વભાવ, ધર્મભાવ અને પોતાપર કરેલા ઉપકારોને નિરંતર યાદ કર્યા કરતી હતી, અને તેથી 'આપણે શિવાજીની તહેનાતમાં રહીએ તો વધારે સારુ' એમ તે પોતાના પતિ મીરખાનને વારંવાર કહ્યા કરતી હતી. અંતે પઠાણોની કાર્યકીર્તિમાં જ્યારે બીજાપુરમાં બળવો થયો, તે વેળાએ મીરખાન બીજા સાતસો માણસો સાથે આવીને શિવાજીની તહેનાતમાં નોકર તરીકે રહ્યો હતો અને શિવાજીએ તેને તેના અનુયાયિજનો સહિત રાઘો બલ્લાળ અત્રીના પથકમાં સામિલ કર્યો હતો.

મહાદૂ પૈઠણકર, તાનાજી, સભાજી કાવજી અને આબાજી સોન દેવ આદિ વીરનરોએ શિવાજી છત્રપતિના સ્વરાજ્યસ્થાપનના કાર્યમ પ્રાણહારક પરિશ્રમો કરીને મહારાષ્ટ્ર રાજ્યરૂપ ભવ્ય ઇમારત બાંધ આપી હતી, એ ઘટના ઇતિહાસવાચકોના જાણવામા હોવાથી વિશે વિવેચનની આવશ્યકતા નથી

આપણા આ કથાનકમા દૃષ્ટિગોચર થએલો ઔલિયા તે શ્રી સમ રામદાસ સ્વામીનો નારાયણ સ્વામી નામનો એક શિષ્ય હતો પોતાન કર્તવ્યની સમાપ્તિ થયેલી જોઇને તે શ્રીરામ પ્રભુના ચરણોનુ ચિંતન કરતે ખોરઘાટમાંની શાંત અને રમણીય પર્ણકુટીના માર્ગમા પ્રયાણ કરી ગયે